The Department of Public Instruction, Bombay.

# HISTORY PRIMERS

IN GUJARATI.

---

# HISTORY OF EUROPE.

BY

E. A. Freeman, D. C. L., LL. D.

TRANSLATED INTO GUJARATI

BY

R. S. MAHIPATRÁM R. NILKANTH, C. I. E.

GUJARATI TRANSLATOR, EDUCATIONAL DEPARTMENT.

---

**First Edition**—2,000 Copies.

---



---

**Bombay.**

GOVERNMENT CENTRAL BOOK DEPÔT.

1890.



*Price* 10 *Annas.*

મુંબઈ ઇલાકાનું સરકારી કેળવણીખાતું.

# ઈતિહાસ પ્રવેશપોથીઓ.

ગૂજરાતીમાં.

---

[illegible] ૧.

# यूरोपनो इतिहास.


ઇંગ્રેજીપરથી ગૂજરાતીમાં ભાષાંતર કરનાર

**રા. સા. મહીપતરામ રૂપરામ નીલકંઠ, સી. આઇ. ઇ.**

ગૂજરાતી ટ્રાન્સલેટર, એજ્યુકેશનલ ડીપાર્ટમેન્ટ.


---


૧ લી આવૃત્તિ— ૨,૦૦૦ પ્રત.


---




મુંબઈ:

સરકારી મધ્ય બુક ડીપો.

---

ઇસ્વી સન ૧૮૯૦.


---



---

**કીમત ૧૦ આના.**

# અનુક્રમણિકા.



## નકશાની યાદી.

# ઈતિહાસ પ્રવેશપોથી.



## यूरोप.

### प्रकरण १ लुं.



### यूरोप अने त्यांनी वस्ती.

**૧. माणसनां कुळ.**—જેટલા પાછલા કાળનું જ્ઞાન આપણે મેળવી શક્યા છીએ તેટલા બધા વખતમાં જુજવી પ્રજાઓની ભાષા જુદી જુદી માલૂમ પડી છે, એટલે નોખી નોખી પ્રજાઓમાં તેજ વસ્તુઓનાં નામ જુદાં છે. ભિન્ન ભિન્ન પ્રજાઓ જે બોલીઓ બોલેછે તે એવી ન્યારી છે કે એક એકથી સમજી શકાય નહિ, તોપણ કોઈ કાળે તે સર્વેની બોલી એક હતી એ જાણવું સહેલું છે. એમ કેટલીક ભાષાઓના શબ્દો અને શબ્દોનાં રૂપ કોઈ સમે એક હતાં એ આપણે જાણી શકીએ છીએ. આપણા જોવામાં આવે છે કે ઇંગ્રેજીમાં રાતને નાઈટ (night) કહેછે, જર્મનમાં નાચ (nacht), લાટિનમાં નોક્ત (noct) અને ગ્રીકમાં ન્યક્ત (nykt) કહેછે.* એ પ્રકારનું મળતાપણું ઘણા શબ્દોમાં હોય તો એ બોલીઓ કોઈ કાળે એક હશે એમાં શક રહેવો ન જોઇએ. એપ્રમાણે ઘણીક ભાષાઓને સરખાવી જોવાથી પૃથ્વી ઉપર વસનારી મુખ્ય પ્રજા-

---

* એને સંસ્કૃતમાં નક્ત કહેછે. સંસ્કૃતમાં ભ્રાતૃ કે ભ્રાતા, ગુજરાતીમાં ભાઈ, હિંદીમાં ભઈઆ, મરાઠીમાં ભાઉ, ઈંગ્રેજીમાં બ્રધર (brother), જૂના ફારસીમાં બ્રાતા, નવા ફારસીમાં બીરાધર, જર્મનમાં બ્રીડર કે બ્રુડર, રૂશામાં બ્રાત, લાટિનમાં ફ્રાત. સંસ્કૃત દ્વાર, ગુજરાતી બાર, બારણું, મરાઠી દાર, ઈંગ્રેજી ડોર, ગોથિક દઉર, રૂશ દ્વેર્જ, હિંદી દરવાજા, ગ્રીક દયરા, ઇ૦ પુષ્કળ શબ્દોનાં મૂળ ઘણીક ભાષાઓમાં એક છે.—ભાષાંતર કર્તા.

ઓના વર્ગ કે જથા બંધાઈ શકેછે. એમાંના પ્રત્યેક જથામાં જુદી જુદી ભાષાઓ બોલનારી જે ઘણીક પ્રજાઓનો સમાવેશ થાયછે તેઓ કોઇ એક સમે એક ભાષા બોલનારી એક પ્રજા હતી. જે પ્રજાઓ યૂરોપમાં વસે છે કે કોઈ કાળે વસતી હતી અને એશિઆ તથા આફ્રિકામાં વસનારી જે પ્રજાઓનો ઇતિહાસ યૂરોપના ઇતિહાસ જોડે હમેશ મિશ્રિત થયેલો છે તે પ્રજાઓવિષે માત્ર આ ચોપડીમાં બોલવાની ગરજ છે. એના ત્રણ મોટા વર્ગ થઈ શકેછે, ૧ आर्य, ૨ सेमॅटि, અને ૩ જે વર્ગમાં જે પ્રજાઓ એ બેમાંના એકે જોડે સંબંધ રાખતી નથી તેઓને ગણીશું. એ ત્રીજા જથાની પ્રજાઓમાં એક એક જોડે સગપણ છે કે નહિ તે બાબત અહીં કહેવાનું નથી.

૨. **आर्य प्रजाओ.**—પ્રજાઓના જે વર્ગમાં યૂરોપની ઘણીખરી પ્રજાઓનો સમાવેશ થાયછે તે ભરોસો રાખવા જોગ ઇતિહાસના આરંભથી બહુધા आर्य વર્ગ કહેવાય છે. હમણા યૂરોપમાં જે ભાષાઓ બોલાય છે અને જે બીજા દેશોમાં યૂરોપી લોક વસવા ગયા છે ત્યાં તથા એશિઆના મોટા ભાગમાં જે બોલાય છે તે સઘળી એક સમે એક હતી. આ જૂની આર્ય ભાષા બોલનારા લોકો પ્રથમ એશિઆના મધ્ય ભાગોમાં ભેગા વસતા હતા, અને ત્યાંથી ભિન્ન ભિન્ન દિશાઓમાં પ્રસરવા લાગ્યા તેની પૂર્વે કેટલાક અતિ ઉપયોગી હુનરો તેમણે શોધી કાઢ્યા હતા તથા ધર્મ અને રાજકાજ વિષે કેટલુંક જ્ઞાન મેળવ્યું હતું. એ વિષયો સંબંધી મુખ્ય શબ્દો છે તેમાંના ઘણા શબ્દો અદ્યાપિ બધી અથવા ઘણીખરી આર્ય બોલીઓમાં એકજ છે તે ઉપરથી એ બિના આપણા જાણવામાં આવી છે. પરંતુ લખાયલા ઇતિહાસની શરૂઆતની પૂર્વે ઘણા કાળથી આપણા એ અસલ મૂળના પૂર્વજો પોતાનાં પ્રાચીન રહેઠાણ તજી કોઈ પશ્ચિમ દિશામાં અને કોઈ અગ્નિકોણ ભણી જવા લાગ્યા. જેઓ અગ્નિકોણમાં ગયા તેઓ ઇરાનમાં અને ઉત્તર હિંદમાં વસ્યા. ઉત્તર હિંદની પુરાતન ભાષા સંસ્કૃત હતી, અને સામાન્ય આર્ય બોલીનું જે મૂળરૂપ હતું તે બીજી બધી આર્ય બોલીઓ કરતાં એમાં ઓછું

વિકાર પામ્યું છે. બીજી આર્ય પ્રજાઓ પશ્ચિમ દિશાએ ગઈ અને યૂરોપમાં તથા એશિઆના જે દેશો યૂરોપની છેક નજીક છે તેઓમાં વશ્યા. અને અર્વાચીન સમયમાં યૂરોપના ઘણા લોકો અમેરિકા તથા આસ્ટ્રેલિઆમાં જઇ વશ્યા છે, ને જે દેશોમાંથી તેઓ ગયા છે તે દેશોની બોલી ત્યાં બોલેછે.

**૩. सेमेटि प्रजाओ.**—આપણી જોડે નીસબત રાખનાર બીજો મોટો વર્ગ સેમેટિ પ્રજાઓનો છે. એ ટોળાની પ્રજાઓ આર્ય વર્ગના પૂર્વ અને પશ્ચિમ વિભાગોની વચ્ચે વશી. યાહુદી, ફીનિસી, સિરિઅન, અને અરબ લોકો સેમેટિ વર્ગના છે. એ પ્રજાઓની ભાષાઓ એક એકને બહુજ મળતી છે. આ સેમેટિ પ્રજાઓએ પૃથ્વી ઉપર આર્ય પ્રજા કરતાં ઘણી ઓછી જગા રોકી છે; તથાપિ ઈતિહાસમાં તેમણે મોટું સ્થાનક મેળવ્યું છે; કેમકે માણસોને એક પરમેશ્વર પૂજવાનું શીખવનાર ત્રણ ધર્મો, યાહુદી, ખ્રિસ્તિ, અને મુસલમાની છે તે સઘળા તેઓમાં ઉત્પન્ન થયા. ફીનિસી અને અરબ લોકો જુદે જુદે વખતે આફ્રિકાના અને યૂરોપના ઘણા દેશો જીતી તેઓમાં વશ્યા.

**૪. यूरोपनी अनार्य प्रजाओ.**—આર્ય લોક પ્રથમ યૂરોપમાં ગયા તેવારે તેમને ત્યાં વસ્તી માલૂમ પડી. એ વસ્તી આર્ય કે સેમેટિ એમાંથી એકે ન હતી, અને જેમ જેમ તેઓ આગળ વધતા ગયા તેમ તેમ તેનો તેમણે નાશ કર્યો, કિંવા તેને હઠાવી ખૂણામાં ધકેલી દીધી. યૂરોપના કાંઇક થોડા ભાગોમાં એ જૂની અનાર્ય જાતોના શેષ હજી છે. સ્પેન અને ગૉલના સીમાડાની ડુંગરી ભૂમિમાં બાસ્ક બોલી બોલનારા માણસો વસેછે. આર્યો આવ્યાની પૂર્વે જે બોલીઓ બોલાતી હતી તેમાંની એક એ છે. આ બાસ્ક લોક આખા સ્પેનમાં અને પશ્ચિમ યૂરોપના ઘણા ભાગમાં રહેતા હતા, પણ હાલ તેઓની વસ્તી માત્ર એક ખૂણામાં આવી રહી છે. ઉત્તરના એક ખૂણામાં ફિન અને લાપ વસેછે. તેઓ કોઈ બીજી અનાર્ય જાતિનો શેષ છે; ને તેઓ પણ કોઇ અનાર્ય બોલી બોલેછે. યૂરોપના કેટલાક પૂર્વ ભાગોમાં અનાર્ય પ્રજાઓએ આવી આર્ય લોકને જીત્યા છે.

એમનાં નામ હંગેરિયન અને તુર્ક છે. ઈતિહાસમાં સારા જણાયલા સમયમાં એ બંને પ્રજાઓ યૂરોપમાં આવી છે. હંગેરિયન લોક પોતાની અનાર્ય ભાષા બોલેછે, તથાપિ યૂરોપની રીતભાત તેઓએ ગ્રહણ કરી છે અને તેના ધર્મમાં તેઓ ભળી ગયા છે. તુર્ક લોકે એમ નથી કર્યું. આર્યો આવ્યા ત્યાર પહેલાં યૂરોપમાં જે પ્રજાઓ વસ્તી હતી તેના શેષ, અને જે બે અનાર્ય પ્રજાઓ પછીથી આવી તે સિવાય બાકીની તમામ યૂરોપની પ્રજાઓ તથા દુનિયાના બીજા દેશોમાં જઈ વસેલા યૂરોપી લોકો જે ભાષાઓ બોલેછે તેઓ મૂળના આર્ય થડમાંથી ઉત્પન્ન થયેલી છે.

૫. **યૂરોપનું ભૂવર્ણન.**—આર્ય કુળની પશ્ચિમ શાખા યૂરોપ ખંડમાં વશી. એ ખંડના વચલા ભાગમાં નક્કર ભૂમિ છે અને તે એશિઆ જોડે અખંડ મળે છે. એમાં બે દ્વીપ સમુદાય, દ્વીપકલ્પો, અને ઉત્તરે તથા દક્ષિણે ભૂમિથી ઘેરાયલા સમુદ્રો છે. યૂરોપનો આખો દક્ષિણનો કાંઠો ભૂમધ્ય સમુદ્ર ઉપર છે. ભૂમિથી વિંટલાયલા એ મોટા દરિયાની આસપાસ યૂરોપ, એશિઆ અને આફ્રિકા એ ત્રણ ખંડો આવેલા છે. એ દક્ષિણ ભાગમાં મુખ્યત્વે ત્રણ મોટા દ્વીપકલ્પો છે; ગ્રીસ, ઇટાલી, અને સ્પેન એઓને, મોટા પર્વતો પિરિનીઝ, આલ્પ્સ અને બીજા પહાડો,–મધ્ય યૂરોપના મોટા જથાથી છૂટા પાડેછે. સાર્ડિનિયા, સિસિલી, ક્રીટ, સૈપ્રસ વગેરે મોટા બેટ છે, અને બીજા નાના ટાપુઓ પણ છે, વિશેષે કરીને ગ્રીસ અને એશિઆની વચ્ચે ઈજીઅન સમુદ્ર કે આર્કિપેલાગોમાં ઘણા છે. યૂરોપના આ આખા છેડાપર દ્વીપો અને દ્વીપકલ્પો, તથા તેઓની વચ્ચે અખાતો અને સમુદ્રના ફાંટા આવેલા છે. ઉત્તરે વળી એજપ્રમાણે છે, પણ મહત્વમાં તેઓ કમી છે. બાલ્ટિક સમુદ્ર અને તેના અખાતો ભૂમધ્ય સમુદ્રને મળતા છે, અને સ્કાંડેનાવિઆના દ્વીપો અને દ્વીપકલ્પો એટલે ડેનમાર્ક, નાર્વે, અને સ્વીડન એ દક્ષિણના દ્વીપો અને દ્વીપકલ્પોને સહજ મળતા છે. યૂરોપના વાયવ્ય કોણમાં દ્વીપોનો મોટો જથો છે તેઓમાં એક મોટો બેટ બ્રિટન છે, બીજો મોટો બેટ આયર્લંડ છે, અને જોડે બીજા નાના બેટો ઘણા છે. આઈસલાંડ નામે મોટો બેટ વાયવ્યમાં

છે પણ તે બીજાઓથી ઘણે છેટે છે અને બાકીની દુનિયાથી છૂટો પડી ગયો છે.

**૬. यूरोपमां आर्य प्रजाओनुं वसवुं.**—ભરોસો રાખવાજોગ ઇતિહાસનો આરંભ થયો ત્યાર પહેલાં ઘણા વખતથી આર્યલોકની પશ્ચિમ શાખા જે ભૂમિમાં વસવા ગઈ તે એ પ્રકારની હતી. આર્ય કુળની એક શાખા ગ્રીસ અને ઈટાલી નામે બે મોટા દ્વીપકલ્પોમાં જઇ વસી. વળી એજ શાખા યૂરોપ અને એશિઆના ગ્રીસની પાસે આવેલા મૂલકમાં પણ પ્રસરેલી જણાય છે. મધ્ય યૂરોપમાં પ્રથમ કેલ્ટ આવ્યા; તેઓ પશ્ચિમ ભણી આગળ વધ્યા, અને ગૉલમાં, બ્રિટિશ ટાપુઓમાં, ઉત્તર ઇટાલીમાં અને સ્પેનના મોટા ભાગમાં જઇ વસ્યા. એમની પાછળ ટયુટોન શાખા આવી. ઇંગ્રેજ એ શાખાના છે. એ ટયુટોન લોકે પૂર્વ દિશાએથી આવી કેલ્ટને આગળ ધકેલ્યા, અને પોતે જર્મનીમાં તથા સ્કાંડેનાવિઆમાં, અને પછીથી બ્રિટન બેટના ઘણાખરા ભાગમાં વસ્યા. ગૉલના અને બ્રિટનના થોડાક ભાગમાં માત્ર હાલ કેલ્ટ બોલીઓ રહીછે; પરંતુ જર્મનીમાં, સ્કાંડેનાવિઆમાં અને બ્રિટન બેટના વધારે મોટા ભાગમાં ટયુટોનિક ભાષાઓ અદ્યાપિ ચાલેછે. ગ્રીક, ઇટાલિઅન, કેલ્ટ, અને ટયુટોન, એ ચારમાંથી હાલના યૂરોપની મુખ્ય પ્રજાઓમાંની ઘણીખરી નીકળીછે. ટયુટોનની પછવાડે આર્ય કુળનો એક બીજો જથો આવ્યો. એમાંની નાનામાં નાની શાખા લિથુઆનિઆ અને જૂના પ્રુશિઆના લોક હતા. એ શાખાની બોલી બોલનારા હવણા ઘણા થોડા લોક છે, તથાપિ યૂરોપના બીજા બધા લોકની બોલીઓ કરતાં એ જૂનામાં જૂની આર્ય ભાષાથી ઓછી બદલાઇ છે. ટયુટોનની પાછળ આવેલા આર્ય જથાની બીજી શાખાનું નામ સ્લાવ છે. એ શબ્દનો અર્થ તેમની ( સ્લાવ લોકની ) પોતાની બોલીમાં પ્રતાપી છે, પરંતુ યૂરોપની બીજી ભાષાઓમાં તેનો અર્થ બીજો ( એટલે ગુલામ ) એપરથી થયો છે, કેમકે એ જાતમાંના ગુલામ પૂર્વે ઘણા સાધારણ હતા. પોલાંડના, રૂશિઆના, અને પૂર્વ યૂરોપના લોક સ્લાવ છે. યૂરોપના તુર્કી રાજ્યના તાબામાં જે પ્र-

જાઓ છે તેમાંની ઘણીક એ વર્ગની છે. એમ પ્રાચીન ગ્રીકથી માંડીને અનેક આર્ય પ્રજાઓ આખા યૂરોપમાં પ્રસરી છે; એમની પહેલાંની થોડી વસ્તી જ્યાં રહી છે ત્યાં તથા અનાર્ય લોક પાછળથી આવી રહ્યા છે તે વિના બાકીના બધા યૂરોપમાં હાલ આર્ય પ્રજાઓ વસેલી છે.

**૭. यूरोपनी त्रण मोटी प्रजाओ.**—આર્ય કુળની જે બધી શાખાઓ યૂરોપમાં વશીછે તેમાંની ત્રણ જુદે જુદે કાળે અને ભિન્ન ભિન્ન રીતે બીજીઓની આગેવાન હતી. એ આગેવાનોમાં પ્રથમ પુરાતન ગ્રીક લોક હતા; ત્યારકેડે ઈટાલીના લોક, અથવા વધારે ખરૂં કહીએ તો ઈટાલીના રોમ શહેરના લોક; અને છેલ્લે ટયુટોન પ્રજાઓ. ભૂમધ્ય સમુદ્રની આસપાસના દેશોમાં દુનિયાનો* ખરેખરો સુધારો શરૂ થયો અને તે આરંભ પ્રથમ ગ્રીક દેશમાં થયો. અહીં વાસ્તવિક ઈતિહાસ પહેલ વહેલો લખવા મંડાયો. જે પુરૂષો સ્વાધીન પ્રજાસત્તાક રાજ્યમંડળના અંગ કે આસામીઓ હતા તેમના ખરા બનેલા ઈતિહાસની નોંધ કરવાની શરૂઆત અહીં થઇ છે. ગ્રીક લોકની ભાષાની અને કળાની, તેમના વિદ્વાનોના ગ્રંથોની અને તેમની ઇમારતોની સત્તા માણસોના મનપર ત્યારની બેઠેલી છે. દુનિયા ઉપર, ગ્રીસની સત્તા એથી ચાલીછે, મૂલકો જીતવાથી ચાલી નથી. એથી ઉલટું, રોમની સત્તા બીજા દેશો જીતવાથી અને જીતેલી પ્રજાઓ પાસે પોતાના કાયદા પળાવવાથી ચાલીછે. એ વખતની સુધરેલી † દુનિયાનું, ભૂમધ્ય સમુદ્રની આસપાસ આવેલા યૂરોપ, એશિઆ અને આફ્રિકાના સઘળા દેશોનું એક કાયદાથી ચાલતું અધિરાજ્ય બન્યું; અને તે અધિરાજ્યની અને તે કાયદાની સત્તા કદી નાશ પામી નથી. કેમકે તેની પછી મુખ્ય પદ પામનારી ટયુટોન જાતે એક રીતે રોમનો અધિકાર જારી રાખ્યો; ટયુટોન લોક રોમના અર્ધા જીતનારા અને અર્ધા શિષ્ય હતા.

---

* યૂરોપી દુનિયાનો કહેવું વધારે ખરૂં છે. † યૂરોપી ઈતિહાસોમાં એ કાળના સુધરેલા દેશોની ગણનામાં ભરતખંડ અને ચીન દાખલ નથી, તથાપિ એ ભૂલ છે.

ભાષાંતર કર્તા.

**૮. યૂરોપી ઇતિહાસનું મધ્ય સ્થળ રોમ શહેર છે.—**સર્વ યૂરોપી ઈતિહાસનું મધ્ય સ્થળ રોમ છે. યૂરોપનાં જૂનાં રાજ્યો એક પછી એક રોમે જીતી લીધાં, અને પછી તે રાજ્યના ત્રુટવાથી અર્વાચીન યૂરોપી રાજ્યો કેવી રીતે બન્યાં એનું વર્ણન એ યૂરોપનો લગભગ આખો ઈતિહાસ છે. માત્ર ગ્રીસને ખરેખરો પોતાનો ઈતિહાસ છે, ને તે રોમના ઈતિહાસની પૂર્વેનો અને તેનાથી સ્વતંત્ર છે. પછીના વખતમાં ટ્યુટોન પ્રજાઓ ઈતિહાસમાં મુખ્ય કર્ત્તા થઈ. તેઓ રૂમી ( રોમન ) બાદશાહીમાં આવીને વસ્યા, તથા તેના દેશો તેમણે જીતી લીધા, પણ જીતાયલા લોકની પાસેથી તેઓ રોમના હુનરો, કાયદા, રીતભાત, ધર્મ, અને ભાષા શીખ્યા ત્યારથી આગેવાની ટ્યુટોન પ્રજાઓને હાથ રહીછે. બીજી ભાષાઓ બોલનારી પ્રજાઓએ મોટાં કાર્ય કર્યાંછે ખરાં, પરંતુ તે મુખ્યત્વે ટ્યુટોન કાયદા અને ટ્યુટોન હાકેમની સહાયતાથી કર્યાં છે. કેલ્ટ લોકે પંડે થોડુંજ કર્યુંછે; મુખ્ય સ્થળ ( એટલે ઈતિહાસમાં આગેવાની ) પ્રાપ્ત કરવાને યોગ્ય સમય થયાની પહેલાં તેઓ આવ્યા. તથાપિ ગૉલ દેશના કેલ્ટ લોક—અર્વાચીન ફ્રાંસના લોક, પ્રથમ રૂમી કે રોમન લોકનાથી જે શીખ્યા અને ત્યાર કેડે તેમના ટ્યુટોન જીતનારા પાસેથી જે શીખ્યા તેની મદદથી યૂરોપની પહેલા વર્ગની પ્રજાઓમાંની એક તેઓ થયાછે. અને કેલ્ટ જેમ વખત થયા પહેલાં આવ્યા તેમ સ્લાવ લોક અસુરા આવ્યા. તેમની કેટલીક બળવાન પ્રજાઓ થઇ છે, તોપણ ગ્રીક, રૂમી ( રોમન ) અને ટ્યુટોન લોકની પેરે તેઓ કદી અગ્રેસર થયા નથી. માટે રોમન કે રૂમી રાજ્યમાં દેશો ભળી તે કેવી રીતે રચાયું, અને પછી તે કેવી રીતે પડી ભાગ્યું તેનું વર્ણન મુખ્યત્વે આ ઈતિહાસમાં લખ્યું છે.

**૯. સર્વ યૂરોપી પ્રજાઓમાં જે જે સામાન્ય હતું તે.—** આર્ય લોકો કોઈ કાળે કેવળ જંગલી હાલતમાં હશે તો તે અવસ્થાથી તેઓ યૂરોપમાં આવ્યાની પૂર્વે મુક્ત થયા હતા. ત્યાર પહેલાં તેઓ અતિ જરૂરના હુનરોમાં કેટલેક દરજ્જે પ્રવીણ થયા હતા, અને તે સઘળાની રાજ્યપદ્ધતિનું મૂળરૂપ બહુધા એક સરખું હતુ. કુટુંબ

અને ગોત્રો વધી જાતો થઈ અને જાતો વધી પ્રજાઓ બની; પ્રત્યેક જાતને કે પ્રજાને એક રાજા કિમ્વા કોઈ પ્રકારનો સરદાર ( એટલે ઉપરી ) હતો, વડીલોનું કે અમીરોનું મંત્રીમંડળ ( કાઉન્સિલ ), અને બધા લોકની મોટી સભા, એ રાજ્યરીતિનો ઘાટ હતો. અને પ્રજામાં ત્રણ વર્ગભેદ હતા, જન્મથી કુળવાન અમીરો, સાધારણ સ્વાધીન માણસો, અને તેમના ગુલામ કે દાસ વર્ગ. આ મૂળતત્ત્વોમાંથી તમામ અર્વાચીન યૂરોપી સંસાર ઊભો થયો છે. પુરાતન આર્ય લોકોનો ધર્મ પણ સામાન્ય એક હતો, ને તેણે તેમની ભિન્ન ભિન્ન પ્રજાઓમાં ભિન્ન ભિન્ન રૂપ ધારણ કર્યાં, પરંતુ તે સર્વમાં બહુ દેવ પૂજવાનું હતું, અને સૃષ્ટિની મુખ્ય શક્તિઓ પ્રથમ મુખ્ય દેવો હતા, ઉદાહરણ સૂર્ય ને આકાશ. પછીથી રૂમીરાજ્યે ખ્રિસ્તિધર્મ સ્વીકાર્યો અને તે ધીમે ધીમે આખા યૂરોપમાં પ્રસર્યો; તથાપિ પૂર્વમાં અને પશ્ચિમમાં, ઉત્તરમાં, અને દક્ષિણમાં તેના રૂપમાં ભેદ પડ્યો, તોપણ છેક ઉત્તરમાં થોડી અનાર્ય વસ્તી છે તથા કેટલાક ભાગ જીતી લેઈ તેમાં મુસલમાનો વસેછે તે વિના ઘણા કાળથી યૂરોપના બીજા બધા લોકો કોઈ પ્રકારનો ખ્રિસ્તિ ધર્મ માનનારા છે. સ્પેન અને સિસિલી વશ કરી મુસલમાનો તેમાં વસ્યા હતા પણ ત્યાંથી તેમને કાઢી મૂકવામાં આવ્યા છે. અગ્નિકોણમાં તેઓ હજી રહેલા છે.

**૧૦. सार.**—યૂરોપખંડના ત્રણ ભાગ છે, દક્ષિણ, મધ્ય, અને ઉત્તર. એમાંના દક્ષિણ ભાગમાં ભૂમધ્ય સમુદ્રના દ્વીપો અને દ્વીપકલ્પો છે, અને તેઓમાં સુધરેલા માણસના ઈતિહાસનો આરંભ થાયછે. માણસ જાતનાં મોટાં કુળોમાં આપણા સંબંધના આર્ય અને સેમેટિ છે, અને બાકીના બીજાનાં નામ અનાર્ય પાડીએ. આર્ય પ્રજાઓનાં મોટાં ટોળાં એક પછી એક યૂરોપમાં જઈ ત્યાંના જૂના વતનીઓનો વિનાશ કરી અથવા તેમને ખૂણામાં ધકેલી મૂકી આસ્તે આસ્તે તેમના દેશોમાં વસ્યા. એ આર્ય પ્રજાઓ કોઈ કાળે એક જાત લોક હતા, અને તેઓ એક કુળના હતા એવાં ચિન્હો હજીએ તેમની ભાષામાં, તેમના ધર્મમાં, અને તેમના કાયદા અને રીતભાતમાં જણાતાં હતાં. એ પ્રજાઓમાંની ગ્રીક, રોમન અને

ટયુટોન એ ત્રણે વારા ફરતી મુખ્ય સ્થળ ભોગવ્યું. વળી તેઓ-માંની રોમન પ્રજાએ ભૂમધ્ય સમુદ્રની આસપાસ વસનારી પ્રજાઓને પોતાના તાબામાં એકત્ર કરી, અને તેમનું રાજ્ય શી રીતે બંધાયું અને તુટયું તેનું વર્ણન એ યૂરોપના ઈતિહાસનો મુખ્ય ભાગ છે. છેલ્લે, યૂરોપની સર્વ પ્રજાઓએ ખ્રિસ્તિ ધર્મ સ્વીકાર્યો, તથાપિ જુદા જુદા દેશોમાં તે ધર્મના સંપ્રદાય જુદા સ્થપાયા.

---

# प्रकरण २ जुं.

## ग्रीक लोक.

**१. ग्रीस अने ग्रीक लोक.**—જેમ જૂની દુનિયાના બીજા ખંડો કરતાં યૂરોપમાં ભૂમધ્ય સમુદ્રો, દ્વીપો અને દ્વીપકલ્પો વધારે છે તેમ યૂરોપના બીજા દેશોથી ગ્રીસમાં ભૂમધ્ય સમુદ્રો, દ્વીપો અને દ્વીપકલ્પો વધારે છે. વળી એ મૂલક બહુ પહાડી છે, તેથી સમુદ્રથી કે પર્વતોથી જુદા પડી ગયેલા એવા દ્વીપકલ્પો, દ્વીપો અને ખાણોનો બનેલો આખો ગ્રીસ દેશ છે. એવું હોવાનેલીધે એ ભૂમિમાં વસનારા માણસો સમુદ્ર ખેડનારા અને બીજા દેશોમાં વસ્તી મોકલનારા ભાગ્યે હોયા વિના રહે. વળી તેઓ એક રાજ્યમાં ભેગાપણ નજ થઈ જાય, પરંતુ નાનાં સંસ્થાનોમાં નોખા રહે, દરેક નગર કે પરગણું બીજા સર્વેથી સ્વતંત્ર રહે કે રહેવાનો પ્રયત્ન કરે. ગ્રીસનો કોઈ ભાગ દરિયાથી બહુ દૂર નથી, તથાપિ કેટલાક પ્રાંતો બીજાઓથી વધારે અંદરના ભાગમાં છે અને વધારે દ્વીપો અને દ્વીપકલ્પોવાળા છે; અને ગ્રીસના જે ભાગો સમુદ્રની પાસેમાં પાસેછે તેઓમાં સર્વેથી વધારે પ્રખ્યાત ગ્રીક શહેરો ઉત્પન્ન થયાં. ગ્રીસના જે ભાગોમાં સમુદ્રમાં ફરનારા લોક વસતા હતા તેમાંના માણસો પાસેના ટાપુઓમાં અને વધારે દૂર ભૂમધ્ય સમુદ્રના કાંઠાની આસપાસની ઘણી જગાઓમાં જઈ વસ્યા. ગ્રીક લોક પોતાને હેલ્લીનીસ કહેતા, અને જ્યાં જ્યાં હેલ્લીનીસ વસે તે સ્થળને હીલ્લાસ કહેતા.

એમ ભૂમધ્ય સમુદ્રના કાંઠાપર ઘણે ઠેકાણે બીજી પ્રજાઓની વચ્ચે હીલ્લાસ હતાં, પણ ગ્રીસમાં બધાં સ્થળો હીલ્લાસ હતાં, અને હેલ્લીનીસ વિના બીજા કોઈ ત્યાં વસતા ન હતા.

**૨. ग्रीक लोकनां लक्षण.**—દેશનું નાનાં સંસ્થાનોમાં વહે- ચાઈ જવું, લોકની સમુદ્ર પ્રવાસ કરવાની ટેવ અને એ ટેવનાં પરિ- ણામ, એ સર્વ બુદ્ધિને તીક્ષ્ણ કરે એવાં છે, અને ગ્રીસમાં જે લોક વસ્યા હતા તેઓમાં તીક્ષ્ણ થવા જોગ બુદ્ધિ બીજા માણસો કરતાં વધારે હતી. ગ્રીક લોકે જેવાં મોટાં કામ કર્યાં તેવાં ગ્રીસમાં રહી બીજા લોકો નહિ કરી શક્યા હોત; અને બીજા દેશમાં વશી ગ્રીક લોક નહિ કરી શક્યા હોત, પણ એ દેશ અને એ લોક એક એકને યોગ્ય હતા અને તેથી એવાં મોટાં કામ તેમનાથી બન્યાં. અક્ષર વિદ્યા, હુનર અને સિદ્ધ વિદ્યામાં ગ્રીક લોકે પહેલ કરી અને રાજ્ય ચલાવવાની કળામાં કે રાજકાજમાં સર્વથી તેઓ આગેવાન થયા. કેમકે સ્વાધીન રાજ્યો તેમણે પહેલાં સ્થાપ્યાં અને કેવળ બળ અને એક માણસની રોકાણ વગરની ઇચ્છાને સામે તેમણે કાયદાની સત્તા ચલાવી.

**૩. ग्रीक लोक अने बार्बेरिअन ( म्लेच्छ ) लोको.**—અતિ સંભવિત છે કે ગ્રીક લોક, ઈટાલિઅન લોક, અને પૂર્વ યૂરોપ તથા પશ્ચિમ એશિઆની બીજી અનેક પ્રજાઓ આર્ય કુળની એક- જ મોટી શાખાના હતા. ગ્રીક અને ઈટાલિઅન અને ઈટાલીને છેડે આવેલા બેટને સિસિલી નામ આપનારા સિકેલ, ગ્રીસની ઉત્તરે આવેલા ઈપૈરોસ અને મેસેડોન અને ઇજીઅન સમુદ્રના પૂર્વ કાંઠાના લોક એ સર્વ તો કુટુંબી હતાજ. પણ એ સઘળા કુટુંબીઓથી ગ્રીક લોક આગળ વધ્યા તેથી તેમણે બાકીનાને બાર્બેરિઅન ( મ્લે- ચ્છ ) ગણ્યા. જેમની બોલી સમજાય નહિ તેઓ બાર્બેરિઅન એટલોજ અર્થ પ્રથમ એ શબ્દનો હતો, અને ગ્રીક લોકે બીજી સર્વ પ્રજાનું એ નામ પાડયું હતું. જેમની બોલી ખરેખરી ઘણા પાસે- ના સગપણની છતાં તેમાં એટલો બધો ભેદ પડી ગયો હોય કે તે સમજી શકાય નહિ તો તે બોલનારાને પણ ગ્રીક લોક બાર્બેરિઅન કહેતા. પાછળથી એ શબ્દમાં કેટલોક તિરસ્કાર અને અણગમાનો

અર્થ ભળ્યો; અને યૂરોપની અર્વાચીન ભાષાઓમાં એનો અર્થ એ-થીએ વધારે નઠારો છે. પણ પ્રથમ તો અગ્રીક ( ગ્રીક નહિ તે ) એટલોજ એનો માયનો હતો. તેમણે માણસ માત્રના બેજ વર્ગ કર્યા હતા, એક હેલીનીસ અને બીજો બાર્બેરિઅન ( મ્લેચ્છ ).

૪. **फीनिशिअन लोक.**—જે બાર્બેરિઅન પ્રજાઓ જોડે ગ્રીક કૉલોનીઓ ( ગ્રીકવસ્તીથી બીજા દેશોમાં બનેલાં સંસ્થાનો ) ને કામ પડ્યું તેઓ ભૂમધ્ય સમુદ્રની આસપાસ વસનારી ભિન્ન ભિન્ન હતી. પોતાના જેટલી ઉતાવળે જે સગપણની પ્રજાઓ વૃદ્ધિ પામી નહતી તેમની સાથે મુખ્યત્વે અસલ ગ્રીસના ગ્રીકોને કામ પડ્યું. પ્રથમ તેમની સામે મોટી હરીફાઇ કરનારા બાર્બેરિઅનો એશિઆમાંથી આવ્યા હતા. તેઓ ફીનિશિઅન હતા. ગ્રીક લોકે તેમનું એ નામ પાડ્યું હતું, પણ તેઓ પંડે પોતાને કાનાનૈટ કહેતા. સિરિઆને કિનારે આવેલાં સિડોન, ટાયર અને બીજાં નગરોમાં તેઓ વસતા, અને ગ્રીક લોકના પહેલાં તેમણે ભૂમધ્ય સમુદ્રમાંનાં ઘણાંક સ્થળોમાં વસ્તી ( કૉલોનીઓ ) કરી. પ્રથમ ઇજીઅન સમુદ્રના ઘણાક બેટો-માંથી તેમને ગ્રીક લોકે કાઢ્યા; પછીના સમયમાં સિસિલી અને સૈપ્ર-સના મોટા દ્વીપોનેવાસ્તે ગ્રીક અને ફીનિશિઅન વઢ્યા. એ ફીનિશિ-અનો સોડેથી ગ્રીક લોક મૂળાક્ષર લખવાનો હુનર શીખ્યા, અને યૂરો-પની બીજી બધી પ્રજાઓ એ કળા ગ્રીક લોક પાસેથી શીખી. ગ્રીક લોકે હરકોઈ પરાયા લોક કનેથી મેળવેલો મોટો લાભ ઘણું કરીને માત્ર આજ હતો. આર્ય કુળનો સામાન્ય ભંડોળ હતો તેમાં ઉમેરો કરી હરકોઈ બીજા વિષયમાં બીજી કોઈ પ્રજા કરતાં, અને પારકાની ઓછી મદદે તેમણે વધારે સંપૂર્ણતા આણી.

૫. **ग्रीक कॉलोनीओ.**—ભરોસો રાખવા જોગ ઈતિહાસનો આરંભ થયો ત્યારસૂધીમાં ભૂમધ્ય સમુદ્રની આસપાસના કાંઠાના ઘણા ભાગપર ગ્રીક લોક જઇ વસ્યા હતા. પરંતુ કેટલીક જગાએ તેમના આવ્યાની પૂર્વે ફીનિશી લોક જઈ રહ્યા હતા, અને કેટલેક ઠેકાણે, ઉદાહરણ, મધ્ય અને ઉત્તર ઈટાલીમાં, પરદેશીઓને વસવા ન દે એવા જબરા અને શૂરા ત્યાંના દેશી લોક હતા. પણ ઈજીઅન

અને યુક્સાઇન ( કાળા ) સમુદ્રને તમામ તીરે ગ્રીક કૉલોનીઓ થઇ; ગ્રીસના વાયવ્ય કોણમાં આવેલી ભૂમિ અને દ્વીપોમાં; સિસિલી અને દક્ષિણ ઇટાલીમાં; સૈપ્રસમાં; મિસર અને ફીનિશી લોકની મોટી કૉલોની નામે કાર્થેજની વચ્ચેના આફ્રિકામાં અને ગૉલ અને સ્પેનના ભૂમધ્ય સમુદ્રપરના કિનારાપર ગ્રીક વસ્તીનાં સંસ્થાનો થયાં. પરંતુ મહાસાગરના કાંઠાપર કૉલોની કરવાને કોઈ ગ્રીકે હીરાક્લીસના સ્તંભ એટલે જિબ્રાલ્ટરની સામુદ્રધુની ઓળંગવાની હિંમત નહિ કરી. પૂર્વે કાળમાં ગ્રીક સરહદમાં મોટાંમાં મોટાં શહેરો હતાં તેમાંનાં ઘણાંક એ કૉલોનીઓ હતી; ઉદાહરણ, એશિઆમાં મૈલીટોસ, ઇટાલીમાં સૈબારીસ, સિસિલીમાં સૈરાક્યુસ, અને ગૉલમાં માસ્સાલીઆ (હાલ માર્સેલીસ). એમણે સર્વસ્થળે આસપાસના લોકમાં ગ્રીક ભાષાનો પ્રસાર કર્યો, અને કાંઈક પોતાની રીતભાત શીખવી. જૂનામાં જૂની અને સર્વથી વધારે પ્રખ્યાત થયેલી કૉલોનીઓમાંની એશિઆના પશ્ચિમ કાંઠાપરની હતી, અને ટ્રૉયના વિગ્રહની વાર્ત્તા હોમરના કાવ્યમાં છે તે એ ભૂમિમાં ગ્રીક લોક વસ્યા તેની કહાણીરૂપે કથા છે.

**૬. ગ્રીસની ગાથાઓનો સમય.**—ઘણા પુરાતન કાળમાં ગ્રીસની સ્થિતિ કેવી હતી તેનું કાંઇક જ્ઞાન હોમરનાં કાવ્યોપરથી મળેછે. તે કાળે ગ્રીક લોકે હુનરોમાં કેટલીક પ્રવીણતા મેળવી હતી, અને સકળ આર્ય પ્રજાઓમાં રાજ્ય ચલાવવાની જે રીત સામાન્ય હતી તે રીતે રાજ્યવહીવટ તેઓ ચલાવતા હતા. પ્રત્યેક નગર કે નાના પ્રાંતને પોતાનો રાજા હતો, અને તેની જોડે વડીલ કે કુલીન પુરૂષોનું મંત્રીમંડળ, તથા લોકની સભા હતી. પરંતુ ઐતિહાસિક સમયનો આરંભ થયાની પહેલાં ઘણાંખરાં ગ્રીક શહેરોમાંથી રાજાને કાઢ્યા હતા, અને રાજ્યસત્તા કુલીન પુરૂષો (સરદારો) ને હાથ આવી હતી. દેશના વિભાગ અને જુદાં જુદાં નગરોનાં બળ પ્રથમ હતાં તેમાં પછી ફેર પડી ગયો. હોમરે ગ્રીક ફોજોનું પત્રક આપ્યું છે તે ગ્રીસના ગાથાના સમયનો એક પ્રકારનો નકશો છે તે ઐતિહાસિક ગ્રીસના કાળના નકશાને જરાએ મળતો નથી. ઉદાહરણ, ગ્રીસની ઉત્તરે થેસ્સેલી પ્રાંત છે તે પાછલા વખત કરતાં પહે-

લાના સમયમાં ઘણો વધારે અગત્યનો ગણાતો હતો. તેમજ પેલો-પોન્નીસોસમાં મયકીની શહેરને હાથ મુખ્ય અધિકાર હતો, પણ પછીના વખતમાં એ શહેરમાં કાંઈએ શક્તિ ન હતી. મયકીનીના રાજા આગામેમ્નોનને આખી ગ્રીક સેનાનો અધિપતિ કહ્યો છે; અને તે પુરાતન કાળમાં તેની રૈયત નામે અખાઈ લોક પેલોપોન્નીસોસના બીજા લોકોના અને આખા ગ્રીસના લોકોના આગેવાન હતા, અને મયકીની તેમનું મુખ્ય નગર હતું. ઈજીયન સમુદ્રમાં દક્ષિણે આ-વેલા ટાપુઓ ગ્રીક લોકને હાથ હતા, પણ એશિઆના કિનારાનો કોઈ ભાગ તેમને કબજે ન હતો. હોમરનાં કાવ્યોમાં ગ્રીક લોકના ત્યાં વસવા જવાના આરંભનું વર્ણન છે.

**૭. ડોરી લોકનું પેલોપોન્નીસોસમાં જવું.**—માનવા જોગ ઈતિહાસ શરૂ થયો ત્યાર પહેલાં થોડા વખતપર આ અવસ્થામાં ઘણો ફેરફાર થયો. કેમકે અદ્યાપિ ડોરી લોક ઉત્તર ગ્રીસમાં અલ્પ પ્રજા હતી તેમણે પેલોપોન્નીસોસ ઉપર સ્વારી કરી ત્યાંનાં મુખ્ય શ-હેરો કબજે કર્યાં. આ વખતથી પેલોપોન્નીસોસમાં અને કેટલાક વ-ખત સૂધી આખા ગ્રીસમાં મુખ્ય અધિકારી ડોરી શહેરો હતાં, તેમાં પ્રથમ આર્ગોસને હાથ આગેવાની હતી ને પછી સ્પાર્ટાને હાથ હતી. આથેન્સની શ્રેષ્ઠતા પછીથી થઈ; અને કેટલાક કાળસૂધી મૂળ ગ્રીસનાં શહેરોમાં વડાઈ અને આબાદી ઘણીક ગ્રીક કૉ-લોનીઓથી ઓછી હતી, તથા જ્યારે મૂળ ગ્રીક શહેરોને મોટાઈ મળી ત્યારે તે વધારે વાર રહી.

**૮. પ્રજાસત્તાક ગ્રીક રાજ્યો.**—ગ્રીક શહેરોમાં રાજાનો અધિકાર રદ્દ થયો ત્યારે તેઓ પ્રજાસત્તાક કે સામાન્ય દ્રવ્યરાજ્યો થયાં. કોઈવાર કોઇ ધર્માચાર્ય કે માજિસ્ટ્રેટને રાજા કહેતા, પણ તે રાજ્યનો અધિપતિ ન હતો. સ્પાર્ટામાં બે રાજા જોડે રાજ્ય કરતા હતા તે જારી રહ્યું; એ રાજા વંશપરંપરા ગાદીએ બેસતા. એ સ્પાર્ટન રાજાઓ બહુ માન પામતા; તેઓ વિગ્રહમાં સેનાપતિનો અધિકાર ભોગવતા અને બીજા પ્રકારના ભિન્ન ભિન્ન અખત્યાર તેમને હતા, તોપણ રાજ્યનું વાસ્તવિક ઉપરીપણું થોડે થોડે તેમને

હાથથી ગયું. ગ્રીસમાંના ગ્રીક અને તેમના પાડોશીઓ તથા સગપણની પ્રજાઓ વચ્ચે જે મુખ્ય ભેદ પડ્યા તેમાંનો એક આમ રાજાઓને કાઢી નાંખ્યા તે હતો; કેમકે ગ્રીસમાંથી રાજા ગયા પછી માસીડોનિઆ અને ઇપૈરોસમાં તથા કેટલાક ગ્રીક બેટોમાં અને કૉલોનીમાં તેઓ જારી રહ્યા.

**૯. સરદારોસત્તા રાજ્યો અને લોકસત્તા રાજ્યો.**—હવે ઉત્તમ પુરૂષો કે સરદારોસત્તા રાજ્ય ( એરિસ્ટોક્રસી કે ઑલિગાર્કી ) પદ્ધતિ બહુધા ચાલી. એનો અર્થ એકે પ્રજામાંનો કોઈ અમુક વર્ગ રાજ્ય ચલાવવા લાગ્યો. એ રાજ્યવહીવટ જો સારો ચલાવવામાં આવે તો તેને સર્વોત્તમ પુરૂષસત્તા રાજ્ય (એરિસ્ટોક્રસી) કહેતા; અને, જો માઠો ચલાવવામાં આવે તો થોડા પુરૂષસત્તા રાજ્ય ( આલિગાર્કી ) કહેતા. એ રાજ્યરીતિમાં રાજ્યાધિકાર જૂના પુરીજનોને હાથ હતો. તેઓ પછી વસેલા માણસોને પોતાના સરખા હક્ક આપવાને ના પાડતા. કેટલાંક રાજ્યો સદા ઑલિગાર્કી રહ્યાં; અને કેટલાંક નવી વસ્તી કે સાધારણ લોકોને કોઈ પ્રકારના ભેદવિના સર્વ પુરીજનના સરખી રાજ્યસત્તા અપાવી શક્યાં. આ રાજ્યરીતિને પ્રજાસત્તાક રાજ્યપદ્ધતિ ( ડેમાક્રેસી ) કહેતા; એમાં બધા લોક મળીને રાજ્ય ચલાવતા. કોઈ વેળા આ અધિકાર મેળવવાનો ઝઘડો ચાલતો તેમાં, ઘણું કરીને સાધારણ લોકને સહાય કરવાને બાને કોઈ ખંદો આદમી પોતાના હાથમાં તમામ અખત્યાર લેઈ લેતો. આવા અધિકારીને ટાયરંટ કહેતા. એ શબ્દનો અર્થ એ કે જે સંસ્થાનમાં કાયદા પ્રમાણે રાજા નથી, ત્યાં રાજાનો કે રાજાથીએ વધારે અધિકારવાળો માણસ. જે સંસ્થાનમાં રાજાને હાથ રાજ્યસત્તા હોય તેવા રાજ્યને ગ્રીક લોક મૉનર્કી કહેતા, જેમાં લોકમાંના થોડાને હાથ તે સત્તા હોય તેને એરિસ્ટોક્રેસી કહેતા, અને તમામ લોકને હાથ સત્તા હોય તેને ડેમોક્રેસી કહેતા. એ બધી કાયદેસર રાજ્યપદ્ધતિ હતી. પણ ટીરન્નીને તો હમેશ અલાહેદી ગણતા, અને ટાયરંટને મારી નાંખવો એ કામ સારૂં ગણાતું. એરિસ્ટોક્રસી રાજ્યોમાં સ્પાર્ટા સર્વથી મોટું હતું; કેમકે સ્પાર્ટામાં રાજા હતા,

તથાપિ રાજ્યનો મુખ્ય અધિકાર જૂના પુરીજનોમાંથી છૂટેલા થોડા સેનેટરો અને માજિસ્ટ્રેટોને હાથ હતો. બીજી તરફ ડેમોક્રેસી એટલે લોકસત્તા રાજ્યોમાં આથેન્સ મોટું હતું. જે સભા માજિસ્ટ્રેટો ની-મતી તથા સંધિ વિગ્રહ કરતી તેમાં પ્રત્યેક સ્વાધીન પુરીજનને મત આપવાનો હક્ક હતો.

**૧૦. उपरी आधीन नगरो.**—યાદ રાખવું કે દરેક ગ્રીક શ-હેર સંધિ વિગ્રહ કરવાની સત્તાસહિત સ્વતંત્ર સ્વસ્થાન હતું કે થવાને ઇચ્છતું હતું. પરંતુ ઘણીવાર એક શહેર બીજાં શહેરોપર અમલ ચલાવતું. અને આધીન શહેરો પોતાનું ચાલે ત્યાંસુધી ઘણું કરી તેની ધુંસરીથી છૂટવાને આતુર હતું. ઉદાહરણ, પેલેપોન્નીસોસના મોટા ભાગપર સ્પાર્ટાનો અમલ હતો, ઘણાંક નાનાં નગરો તેને તાબે હતાં. પરંતુ આટિકામાં બધાં નગરોના સ્વાધીન પુરીજનોને આથેન્સમાં વસનારા પુરીજનોના જેટલા અધિકાર હતા. આગળ જતાં આથેન્સે પણ ગ્રીસના બીજા ભાગોના લોકને જીતી પોતાની રૈયત કરવાનો આરંભ કર્યો.

**૧૧. ग्रीक प्रजा.**—એમ ગ્રીક લોકો જુદાં જુદાં ઘણાં પ્રજા-સત્તાક રાજ્યોમાં વહેંચાઈ ગયા હતા અને દુનિયાના ઘણા ભાગોપર વીખરાયલા હતા તેથી, હાલના યૂરોપનાં મોટાં રાજાસત્તાક અને પ્રજાસત્તાક રાજ્યો જે અર્થમાં દરેક એક પ્રજા ( નેશન ) ગણાયછે. તે અર્થમાં તેમને ( ગ્રીક લોકને ) એક પ્રજા ગણાય નહિ તોપણ સઘળે ઠેકાણેના ગ્રીકોને એકત્ર જોડનાર અને જગતના બીજા લોકને મુકાબલે પોતે એક પ્રજાછે એવું તેમના મનમાં આણનાર ઘણું હતું. તેઓ એક બોલી બોલતા, કેમકે ગ્રીક ભાષા સઘળે ઠામે પૂર્ણ સર-ખી તો બોલવામાં આવતી નહતી તોપણ હરેક જગ્યાની ગ્રીક ભાષા એટલે દરજ્જે મળતી હતી કે તેઓ એક એકનું બોલવું સમજી શકતા. તેમના દેવો જુદા નહોતા; એ દેવોના તહેવારોને સમયે સર્વની રમત ગમત સામાન્ય હતી, ને તેમાં હરકોઇ ગ્રીક સામિલ થઈ શકતો ને ગ્રીક વિના બીજા કોઈને તેમાં દાખલ કરતા નહિ. બધી દુનિયામાં વસનારા સર્વ ગ્રીકોમાં ઘણી રૂઢીઓ સામાન્ય હતી. હોમરનાં

અને બીજા કવિઓનાં કાવ્યો તમામ ગ્રીક લોકની સામાન્ય મિલકત હતી; અને આસ્તે આસ્તે તેમના સમજવામાં આવ્યું કે તેઓ બીજી પ્રજાઓથી વિદ્યામાં અને હુનરમાં ચઢીઆતા છે. એમ ગ્રીક લોક અને બાર્બેરિઅન પ્રજાઓની વચ્ચેનો ભેદ વધતો ગયો; અને ગ્રીકો માંહોમાંહે સદા વઢતા હતા, તથાપિ કોઈ ગ્રીકોને બાર્બેરિઅન લોકને આધીન થવા દેવામાં લાજ છે એવું ઘણું કરીને માનવામાં આવતું. અને ઈસ્વીસનની પહેલાં પાંચમા સૈકાને આરંભે અસલ ગ્રીસ ઉપર બાર્બેરિઅન પાદશાહે સ્વારી કરી ત્યારે ત્યાંના ગ્રીકોને આગળ કદી કરેલો નહિ એવો જબરો સંપ કરવાની જરૂર પડી.

**१२. इरानी जोडे विग्रह ( पारसी विग्रह ).**—આપણે કહી ગયા કે અસલ ગ્રીસનાં શહેરો જેટલો વખત પોતાની સ્વાધીનતા રાખી શક્યાં તેટલો વખત ગ્રીક કૉલોનીઓ તે રાખી શકી નહિ. આ આફ્તત પ્રથમ ઇજીઅન સમુદ્રના પૂર્વ કાંઠે વસેલાં ગ્રીક સંસ્થાનોને માથે પડી. ઈ. સ. પહેલાં છઠ્ઠા સૈકામાં લિડિઆના રાજા ક્રીસસે તેની પાડોશમાંનાં ગ્રીક રાજ્યો જીતી લીધાં. ત્યાર કેડે થોડા વખતમાં ઇરાનના શાહ કયરૂશ કે સાઇરસે લિડિઆનું રાજ્ય જીત્યું અને એ સમે એશિઆમાંનાં ગ્રીક શહેરો પારસી રાજાને હાથ ગયાં. એમ આર્યકુળની બે મોટી શાખા, ઉગમણી અને આથમણી દિશામાં વસેલી, અને ઘણા કાળથી વછૂટી પડેલી તે હમણાં શત્રુ રૂપે મળી; પારસી ( ઈરાની ) લોક ગ્રીક લોકના ખરેખરા સગા હતા, પરંતુ એ બીના તે બંનેના જાણવામાં નહતી. પ્રથમ અસલ ગ્રીસના આથેન્સ નગરને પારસી શાહ જોડે વિગ્રહ થયો. એ વેળા આથેન્સમાં પ્રજાસત્તાક રાજ્ય ( ડેમોક્રેસી ) હતું અને ત્યાં પૈસિસ્ટ્રાટોસનો દીકરો હિપ્પિઅસ ટાઈરંટ થઇ પડ્યો હતો તેને તે નગરે કાઢી મૂક્યો હતો. એશિઆ અને સયપ્રસના ગ્રીક લોકે ઈરાની જુસરીથી છૂટવાનો પ્રયત્ન કર્યો; અને આથેન્સના રાજ્યે તેમને સહાય કરી તેથી પારસી રાજ્ય સાથે તેમને દુશ્મનાઈ થઈ. ઈ. સનની પૂર્વે ૪૯૦ માં ઈરાની મહારાજા ડારાએ આથેન્સ જીતવાને ફોજ મોકલી તેની સામા લડવાને મિલ્ટાઇડીસની સરદારી નીચે આથેન્સ લશ્કર

મોકલ્યું. મારાથાનના રણમાં યુદ્ધ થયું! તેમાં આથેન્સની સેનાને જય મળ્યો. એ સંગ્રામમાં પ્લાટઈઆ નામે નાના નગરે મોકલેલી કુમક ઉપરાંત બીજા કોઇની આથેન્સને મદદ નહતી. ઈ. સ. પે. ૪૮૦ માં દારાશાહનો કુમારશાહ ક્ષેર્ક્ષીસ પંડે સ્થળ અને જળમાર્ગે વધારે મોટું સૈન્ય લેઇને ગ્રીસ ઉપર ચડયો. થ્રેસ અને માસીડોનિઆના જે પ્રાંતોમાંની વાટે તે ગયો તેઓ તથા ગ્રીસ પંડનો પણ મોટો ભાગ શાહને તાબે થયો. પરંતુ આથેન્સ, સ્પાર્ટા, અને બીજાં ઘણાંક શહેરો જળ અને સ્થળ બેહુ ઠેકાણે હિંમતથી સામાં થયાં. એ પ્રસંગે થર્મોપયલઈની લડાઈ થઈ તેમાં સ્પાર્ટાનો રાજા લેઑનિદાસ રણમાં પડ્યો; બીજી સાલામિસની લડાઈ થઇ, તેના સંબંધમાં નામાંકિત થેમિસ્ટોકલીસનું નામ આવેછે; ૩ જી પ્લાટઇઆની અને ૪ થી મયકાલીની લડાઈ થઇ. એનું પરિણામ એ થયું કે પારસી ફોજને ગ્રીસમાંથી નીકળી જવું પડયું, અને કેટલાક વખતસૂધી ઈજીઅન સમુદ્રની આસપાસનો મૂલક તેમને હાથથી ગયો. પછી જ્યારે ગ્રીક લોક માંહોમાંહે વઢ્યા તેવારે તેમનો અમલ ત્યાં પાછો બેઠો.

**૧૩. પેલોપોન્નીશિઆનો વિગ્રહ.**—આથેન્સ અને સ્પાર્ટાની વચ્ચે ટંટો થવાથી આ વિગ્રહ ઊઠ્યો. હરકોઇ બીજા ગ્રીક શહેર કરતાં દરિયા ઉપર આથેન્સ વધારે બળવાન હતું. સાલામિસના સંગ્રામમાં ફતેહ મેળવવામાં તેનાં વહાણોએ સહુથી વધારે પરાક્રમ કર્યું હતું. જ્યારે ઇરાનીઓને ગ્રીસમાંથી હાંકી કાઢ્યા ત્યારે એ કારણનેલીધે ગ્રીક બેટોમાંના ઘણાકે તથા થ્રેસ અને એશિઆમાંનાં ગ્રીક બંદરોએ સઘળાં ગ્રીક સંસ્થાનોમાંથી પારસી રાજ્યનો અમલ દૂર રાખવાને આથેન્સની સરદારી નીચે સંપ કર્યો. પણ થોડે થોડે આથેન્સે એ નગરો ઉપર પોતાનું પ્રમુખપણું હતું તે બદલી ધણીપણું સ્થાપ્યું અને પોતાના સાથીઓને રૈયત ગણવા માંડ્યા. પોતાના મોટા આગેવાન પેરિક્લીસના ઉપરીપણા હેઠે આ સમે આથેન્સ કીર્ત્તિની પૂર્ણ કળાએ હતું. એ કાળે તેમાં મોટાં દેવાલયો બંધાયાં, અને તેના મહાન્ કવિઓનાં નાટકો તેમાંની નાટકશાળાઓમાં ભજવાયાં. પણ તેની આ મોટાઇને માટે બીજા-

ઓ તેના ઉપર અદેખાઇ અને દ્વેષ કરવા લાગ્યા, અને સ્પાર્ટાની જોડે જે શહેરોએ એકો કર્યો હતો તેમની જોડે, વિશેષે કરીને કૉરિન્થ અને થીબીસ (થીબ્સ) સાથે કજીઓ થયો. ઇ. સ. પે. ૪૩૧ માં વિગ્રહનો આરંભ થયો, તેમાં એક ગમ સ્પાર્ટા અને તેના સાથીઓ, અને બીજી મેર આથેન્સ અને તેના સાથીઓ તથા તાબેદાર સંસ્થાનો હતાં. આથેન્સની સામે પેલોપોન્નીશિઆનાં લગભગ બધાં રાજ્યો એકઠાં મળ્યાં હતાં તેપરથી આ વિગ્રહને પેલોપોન્નિશિઆનો વિગ્રહ કહેછે. વચમાં થોડો વખત સલાહ રહી તેસુદ્ધાં એ વિગ્રહ સ્થળ અને જળ ઉપર સત્તાવીસ વરસ લગી ચાલ્યો. ઈ. સ. પે. ૪૧૫ માં આથેન્સે સિસિલીમાંના સયરાક્યુસ શહેર ઉપર હુમલો કર્યો; તેવારે સ્પાર્ટા સયરાક્યુસની વહારે ચઢ્યું, અને આથેન્સની કોશીશ નિષ્ફળ ગઈ. હવે આથેન્સના સાથીઓએ બલવો કરવા માંડ્યો, અને ઈરાનીઓ ફરીને એ કામમાં હાથ ઘાલવા લાગ્યા. અંતે ઇ. સ. પે. ૪૦૪ માં સ્પાર્ટાના લયસાન્દ્રોસને શરણે આથેન્સને થવું પડ્યું. બીજાં નગરો પરથી તેનો અમલ હવે ઊઠ્યો, અને રાજ્યરીતિમાં ફેરફાર કરી ડેમોક્રસીને ઠેકાણે ત્રીસ માણસની ઓલિગાર્કી પદ્ધતિ કરવી પડી. પણ બીજેજ વરસે આથેન્સે પોતાની સ્વાધીનતા પુનઃ પ્રાપ્ત કરી, તથાપિ બીજાં શહેરો ઉપર તેનો અમલ ઊઠી ગયો હતો તે ફરીને મળ્યો નહિ.

**૧૪. ગ્રીક ગ્રંથકારો અને તત્ત્વજ્ઞાનીઓ.**—વિગ્રહના સમયમાં જેઓ હયાત હતા અને જે બનાવો વર્ણવ્યા છે તેમાં વખતે તેમણે કાંઈ કામ કરેલાં એવા ઈતિહાસ લખનારા પેલોપોન્નીશિઆના વિગ્રહના સમયમાં પ્રથમ થયા તેથી આપણને એવી મદદ એ વખતથી પહેલી મળવા માંડેછે. પારસી વિગ્રહનો હેવાલ હેરોડોટસે લખ્યો હતો. જે બનાવો તેણે નોંધ્યા છે તે નજરે જોનારાને પૂછીને લખ્યા છે. પણ પેલોપોન્નીશિઆના વિગ્રહના પહેલા ભાગનો ઈતિહાસ થુસયડિડેસ (થ્યુશીડીડેસ) નો લખેલો છે. એ સમયમાં એ ઈતિહાસ કર્તા જીવતો હતો એટલુંજ નહિ, પણ તેણે એ વિગ્રહ સંબંધી કામ કર્યાં હતાં. એ વિગ્રહના પાછલા ભાગનો તથા ત્યાર

પછી બનેલા વિગ્રહોનો ઈતિહાસ ક્સેનોફોન ( ઝેનોફોન ) નો લખેલો છે, તેપણ તેણે જે વર્ણવ્યું છે તેમાંનું ઘણુંક કરવામાં સામિલ હતો. પારસી શાહજાદા સઈરસે ( કયરૂશે ) પોતાના મોટા ભાઈ આર્તેક્સર્ક્સેને ગાદીએથી ઊઠાડી પાદશાહ થવાનો પ્રયત્ન કર્યો તેમાં મદદ કરવાને એક ગ્રીક લશ્કર ગયું હતું તેમાં તે સામિલ હતો. એ લશ્કર કોઈ ગ્રીક નગરની તરફથી ગયું ન હતું. પણ સઈરસે પગાર ઠરાવી તેને રાખ્યું હતું. એ કોશીશ નિષ્ફળ ગઈ; તથાપિ દશ સહસ્રનું અપસરણ એ નામે એ સઈરસને મદદે ગયેલી ગ્રીક સેનાનું પાછું આવવું ઘણું પ્રખ્યાત છે. સોક્રેતેસ નામે તત્ત્વવેત્તાનો શિષ્ય ક્સેનોફોન હતો. એ તત્ત્વવેત્તાએ એકે ગ્રંથ રચ્યો નથી. પરંતુ તે તેની ખાનગી વાતચીત ( સુબોધ ) થી મોટી ખ્યાતિ પામ્યો, અને અંતે આથીની લોકે તેને મારી નાંખ્યો. આથેન્સના મોટા નાટક રચનારા કવિઓ નામે ઐસ્કયલસ, સોફોક્લેસ, ઈઉરિપિદેસ, અને આરિસ્તોફાનેસ પણ પેલોપોન્નીશિઆના વિગ્રહને સમયે થયા.

**૧૫. स्पार्टा अने थीबीस.**—હવે સ્પાર્ટાને હાથ ગ્રીસનું ઉપરીપણું આવ્યું, અને તેના અમલની સખ્તાઈ આથેન્સના અમલની સખ્તાઈથી ઘણી જાસ્તી હતી; એથી તેની સામે વિગ્રહો થોડા કાળમાં ઊઠ્યા. તેના જૂના શત્રુ આથેન્સે પહેલ કરી, અને તેના જૂના મિત્રો કોરિન્થ અને થીબીસે શત્રુને મદદ કરી. પારસી ( ઇરાની ) રાજ્યે પ્રથમ એક પક્ષને અને પછી બીજા પક્ષને સહાય કરી. આ વિગ્રહનો અંત આન્તાલકિદાસની સંધિથી આવ્યો. એ સંધિથી એશિઆનાં ગ્રીક શહેરો ફરીને પારસી રાજેંદ્રને આપી દેવામાં આવ્યાં. સ્પાર્ટા હવે વધારે બળવાન થયું, અને તેણે શાંતિના વખતમાં કપટથી થીબીસનો કિલ્લો કબજે કર્યો. પણ થોડા કાળમાં થીબીસે પોતાની સ્વાધીનતા પાછી મેળવી, અને પેલોપિદાસ અને ઇપામેઇનૉનદાસ નામે તેના મહાન્ આગેવાનોના હાથ નીચે તે ગ્રીસમાં સર્વોપરી નગર બન્યું. ઈપામેઈનૉનદાસે પેલોપોન્નીસસ ઉપર પણ ચડાઈ કરી અને મેસ્સીની તથા મિગાલોપોલિસ નામે બે નવાં શહેર બંધાવ્યાં. સને ૩૬૨ માં માન્તિનૈયાઆના સં-

ગ્રામમાં તે પડ્યો; અને વારે વારે થયેલા વિગ્રહોથી મુખ્ય નગરો એટલાં નબળાં પડી ગયાં કે એક બીજું રાજ્ય હવે તેઓને જીતવાને ઊભું થયું.

**१६. मासीदोनिआनो ( मक्दुनिआनो ) उदय.**—ગ્રીસને ઈશાનખૂણે આવેલા માસીદોનિઆ ( મકદુનિઆ ) દેશના લોકની અને ગ્રીક લોકની જાત બેશક એક હતી, તોપણ તેઓ બાર્બેરિરિઅન ( બરબર ) ગણાતા. પરંતુ તેમના રાજા આર્ગોસથી આવેલા ગ્રીક હતા અને તેમણે પોતાની રૈયતમાં ગ્રીકરિવાજ દાખલ કરવાને ઘણી મહેનત કરી. ગ્રીક લોકના કામકાજમાં હાથ ઘાલવાનો, ગ્રીકસંસ્થાન ગણાવવાનો, અને જેમ સ્પાર્ટા અને બીજાં નગરો ભિન્ન ભિન્ન વખતે મુખ્ય અધિકારી થયાં હતાં તેમ થવાનો સમય હવે માસીદોનિઆને માટે આવ્યો. તેની પાડોશમાં ઓલ્યન્થોસ નામે ગ્રીક શહેરે બીજાં શહેરો સાથે એકો કરવા માંડ્યો હતો તેનો સ્પાર્ટાએ નાશ કરીને માસીદોનનેસારૂ રસ્તો ખુલ્લો કર્યો. એ એકાથી તેની ( માસીદોનિઆની ) સત્તાને ઘણી હરકત પડત. આ વખત સુધીમાં સ્પાર્ટા, આથેન્સ, અને થીબીસ ( થીબ્સ ) એ સઘળાં સંસ્થાનો તેમના વિગ્રહોથી નિર્બળ થઈ ગયાં હતાં, અને માસીદોનિઆમાં ફિલિપ નામે ઘણો બુદ્ધિમાન અને પરાક્રમી અધિપતિ રાજ્ય કરતો હતો. ફોકી નામે લોકે ડેલ્ફાઈમાંનું અપાલોનું દહેરૂં લૂંટ્યું હતું તેથી તેનું રક્ષણ કરવાને બાને તેણે પ્રથમ પ્રવેશ કર્યો. પછી તેને આથેન્સ અને થીબીસ જોડે વિગ્રહ થયો તેમાં ૩૩૮ ની સાલના ચૈરોનીઆના સંગ્રામમાં તે બેઉ નગરોનો પરાજય થયો, અને ત્યાર કેડે ઇરાન જોડે વિગ્રહ કરવાને તેને ગ્રીસનો મુખ્ય સરદાર માન્યો. પણ તે ઉપડતો હતો તેવામાં તેનીજ રૈયતમાંના એક આદમીએ તેની હત્યા કરી. ગ્રીસના મોટા વક્તા આ સમયે થઈ ગયા. તેઓમાં સઉથી મોટો દિમોસ્થેનીસ હતો. તેણે આથેન્સના લોકોને ફિલિપની સામે વિગ્રહ ઉઠાવવાને ઉશ્કેરવાને ભાષણો કર્યાં તેઓથી તે કીર્તિ પામ્યો.

**१७. महान् सिकंदर.**—ઈરાન ઉપર સવારી કરવાને ફિલિપે

ધારણા કરી હતી તે તેના કુંવર સિકંદરે અમલમાં આણી. એણે જાહેર કર્યું કે આગલા ઇરાની મહારાજોએ માસીડોનિઆ (માકેડોનિઆ કે મકદુનિઆ) એણે ગ્રીસને પીડા કરી હતી તેનું વેર વાળવાની તેની ઇચ્છા છે. સને ૩૩૪ માં ચડાઇ કરી ત્રણ વરસમાં તેણે ઈરાની રાજ્ય જીતી લીધું. એ વિગ્રહમાં ગ્રાનિકોસ, ઈસ્સોસ, અને આર્બેલાના સંગ્રામ થયા તેમાં તેને જય મળ્યો. શોધ કરતો અને મૂલક જીતતો તે હિંદસૂધી પહોંચ્યો અને માસીડોનિઆ કે ગ્રીસમાં પાછો આવ્યા વિના ૩૨૩ માં બાબિલોનમાં મરણ પામ્યો. વિજય કરનારાઓમાં સર્વથી મોટો સિકંદર હતો અને તેના વિજયે કરીને ગ્રીક ભાષા, તથા ગ્રીક હુનરો અને રીતભાત દુનિયાના ઘણા ભાગમાં ફેલાયાં. તેનું મોટું રાજ્ય આખુ રહ્યું નહિ; પણ જ્યારે તેના સામંતોમાં તેના વિભાગ થઇ ગયા ત્યારે સર્વે ઠામે માસીડોની ભૂપતિઓએ પોતાનાં રાજ્યોમાં ગ્રીક બોલીને મુખ્ય ઠરાવી અને ગ્રીક શહેરો વસાવ્યાં. એમ મિસરમાં સિકંદરે વસાવેલું સિકંદ્રિઆ, સિરિઆમાંનું આંટિઓક અને બીજાં શહેરો તેની પછી થયેલા રાજકર્તાઓએ વસાવ્યાં તેઓ મોટાંમાં મોટાં ગ્રીક શહેરોની હારમાં ગણાતાં.

**૧૮. सिकंदरनी पछी थयेला अधिपतिओ.**—સિકંદરના રાજ્યના વિભાગ થઈ માસીડોની રાજ્યો બન્યાં તેઓમાં સૌથી મોટું સેલેયુકોસ અને તેના વંશજોનું હતું. ઇજીઅન સમુદ્રથી હિંદસૂધી તેનો વિસ્તાર એક વેળા થયો હતો, પણ પાછળથી તે સંકોચ પામી માત્ર સિરિઆનું રાજ્ય થઇ ગયું. પરંતુ ગ્રીસને મિસરના ટાલેમી ભૂપો જોડે વધારે સંબંધ હતો. તેમની રાજ્યધાની સિકંદ્રિઆમાં હતી તેમાં તેઓ ગ્રીક વિદ્યાને મોટો આશ્રય આપતા. કાંઈક લાંબા વખત લગી તેમને હાથ ઈજીઅન સમુદ્રના કેટલાક દ્વીપો અને બીજાં સ્થળો હતાં. પેર્ગામોસના રાજાઓ પણ વિદ્યાના મોટા ઉત્તેજક હતા ને તેમને પણ ગ્રીક લોકનાં કામકાજ જોડે ઘણો સંબંધ હતો, અને તેમના પાડોશી રાજાઓ તળ માકેડોનિઆમાં અમલ કરતા હતા તેમને તેથીએ વધારે હતો. સિકંદરના સુભટોમાંના આન્ટીગોનોસના અને તેનો પુત્ર નામે દીમીત્રિઓસના

તેઓ વંશજ હતા. એ દીમીત્રિઓસને પોલિઓર્કીટીસ કે ઘેરો ઘાલનાર કહેતા. મોટી અવ્યવસ્થામાં કેટલોક વખત ગયા પછી એ કુળને હાથ ઇ. સ. પહેલાં ૨૯૪ માં રાજ્ય આવ્યું. માસીડોનની રાજાઓને કબજે લગભગ તેઓના રાજ્યના પ્રાંતો હોય તેમ થેસ્સાલી અને ઉત્તર ગ્રીસના બીજા ભાગો હતા, અને બીજાં ઘણાંક ગ્રીક શહેરોમાં તેમનાં લશ્કરી થાણાં હતાં, કિંવા તેમની સત્તા નીચે રહી ટાયરંટો અમલ કરતા.

**૧૯. अखाइआ तथा ऐटोलिआना राजसंप.**—ઈરાન અને પેલોપોન્નીશિઆના વિગ્રહોના સમયમાં જે નગરોને હાથ મુખ્ય અધિકાર હતો તે તેમની કનેથી જઈ પાછલા વખતમાં બીજાને મળ્યો. આથેન્સ અને થીબીસનીકને હવે થોડીજ સત્તા રહી હતી; રાજા આગીસ અને ક્લેઓમેનીસની કારકીર્દીમાં સ્પાર્ટા કાંઇક ટકી રહ્યું હતું, પણ એ પાછલા કાળમાં અખાઈઆનાં અને ઐટોલિઆનાં સંપીલાં રાજ્યો ગ્રીસનાં મુખ્ય સંસ્થાનો હતાં. અખાઇ લોક પહેલાં બહુ જબરા હતા, પણ હાલ તો તેમને હાથ માત્ર પેલોપોન્નીસોસના ઉત્તર કાંઠાનાં શહેરો હતાં. એ શહેરોએ પ્રથમ એકો કર્યો. ગ્રીક નગરોને માલૂમ પડ્યું કે પ્રત્યેક નગર અલાયદું રહી પોતાના એકલાના બળવડે માસીડોનિઆના રાજાઓને પૂરું પડી શકતું નથી. એ પરથી તેમણે માંહોમાંહે એકો કરી સંપીલાં સંસ્થાન સમુદાય કર્યાં. એટલે કેટલાંક શહેરોએ એવો કરાર કર્યો કે દરેકે પોતાનો અંદરનો વહીવટ પોતેજ કરવો, પણ વિગ્રહ સંધિમાં સર્વે જોડે મળી એક એક રાજ્ય હોય તેમ વર્તવું. એમનું દેખાદેખી બીજાં નગરોએ કર્યું. એપેઈરોસ પ્રાંતના લોકે પોતાના રાજાઓને કાઢી મૂકી પ્રજાસત્તાક સંસ્થાનો સ્થાપ્યાં અને તેઓનો સંપીલો રાજસમુદાય બનાવ્યો. એશિઆમાં પણ લીકીઆ પ્રાંતનાં નગરોએ ગ્રીક નગરોની પેઠે એકો કરી પોતાની સ્વતંત્રતા જાળવી. ક્રીટનાં શહેરો, હ્રોડેસ બેટ અને બયજાન્ટીઓના નગર જેવાં હદબહારનાં શહેરો બધા રાજાઓથી સ્વતંત્ર રહ્યાં. અસલ ગ્રીસમાં રાજસંપનું કામ એ હતું કે તેમાં ભળેલાં નગરોની સ્વાધીનતા જાળવી

અને બીજાં નગરોને માસીડોનિઆના રાજાઓથી છોડવી સ્વતંત્ર કરવાં. અખાઈ સંપનો આરંભ ૨૮૦ ની સાલને શુમારે થયો, અને થોડે થોડે વધી આખો પેલોપોન્નીસોસ પ્રાંત તેમાં મળી ગયો. એ રાજસંપની સેનાનો સરદાર આરાટોસ હતો તેણે ઘણાં શહેરોને માસીડોનિઆથી છોડવ્યાં; તોપણ અંતે ૨૨૩ ના વિગ્રહમાં અખાઈ સંસ્થાન ઉપર સ્પાર્ટાના ક્લેઓમેનીસે બહુ દબાણ કર્યું તેવારે તે માસીડોનિઆના રાજા આન્તિગોનોસની મદદ મેળવવાને તેની જોડે મળી ગયો એ તેણે નાદાનીનું કામ કર્યું. એ રાજસંપ પૂર્વે જેવો બળવાન અને સ્વતંત્ર હતો તેવો આ વખત પછી કદી થયો નહિ. હવે રોમના રાજવાળા ગ્રીસના રાજકાજમાં હાથ ઘાલવા લાગ્યા ને આખરે આખો ગ્રીસ દેશ તથા માસેડોન તેમને વશ થયો.

**૨૦. सार.**—ગ્રીસનો ઈતિહાસ બહુ ઉપયોગી છે, કેમકે તે થોડી જગામાં આખી દુનિયાનો ઈતિહાસ છે. જે જે શીખામણો ઈતિહાસથી પ્રાપ્ત થાયછે તેમાંની હરકોઈ ગ્રીસના ઈતિહાસમાંથી ન મળે એવી નથી. એનું મુખ્ય કારણ એ છે કે ગ્રીસમાં સર્વસ્વ, રાજ્યરીતિ, વિદ્યા, હુનર કે તત્ત્વજ્ઞાન, (ફીલસુફી) એ સર્વ—અસલ તાજું કે પોતાનું ઉત્પન્ન કરેલું હતું; કોઈ બીજી પ્રજા પાસેથી માગી આણેલું નહતું. ભૂગોળ ઉપર ગ્રીસ દેશ બહુ નાનો છતાં તેણે એ સર્વમાં એના પછીના દુનિયાના બધા ઈતિહાસપર અસર કરીછે, રોમ ઉપર ગ્રીસે અસર કરી અને રોમથી તે ઘણી ફેલાઈ. યૂરોપનો સલંગ ઈતિહાસ રોમથી શરૂ થાયછે. આવતા પ્રકરણમાં તે લખ્યોછે.

---

# प्रकरण ३ जुं.

## रोम (रूम) नी वृद्धि.

**१. इटालीनो द्वीपकल्प.**—આગળ કહેવામાં આવ્યું છે કે આખા યૂરોપી ઈતિહાસનું મધ્ય સ્થળ રોમ (કે રૂમ) નગર થયું. એ

થવામાં એ શહેરની સ્થિતિએ બહુ મદદ કરી; કેમકે, ત્રણ મોટા દ્વીપકલ્પોમાંનો વચલો ઇટાલી છે, અને ઇટાલીને લગભગ મધ્ય સ્થળે રોમ છે. ઇટાલી નામનો અર્થ સદા એક સરખો ન હતો. યૂરોપના વચલા દ્વીપકલ્પમાંનો જેટલો ભાગ ખરેખરો દ્વીપકલ્પ છે તેટલાનુંજ નામ આ પ્રકરણમાં ઇટાલી રાખ્યું છે. એની ઉપર આલ્પ્સ પર્વતો સુધીની ભૂમિએ એમાં ગણી નથી. જે હાલ ઉત્તર ઇટાલી છે તે હજી લગી ઇટાલિઅન થઈ ન હતી. એ તળ દ્વીપકલ્પ આખાતો અને ભૂશલાકાથી ગ્રીસના જેટલો ખંડિત થયો નથી, ને એને કાંઠે એટલા બધા ટાપુઓ પણ નથી. ઈતિહાસમાં ગ્રીસના જેટલું વહેલું પગલું ઇટાલીએ ભર્યું નહિ; ગ્રીસની પેઠે નાનાં સંસ્થાનોથી એના છેક વિભાગ થઈ ગયા ન હતા, અને ત્યાંના લોક ગ્રીક પ્રજાના જેવા સમુદ્રગામી અને પરભૂમિમાં વસવા જનારા ન હતા. જગતના ઈતિહાસમાં ગ્રીસનું કામ માણસ જાતને શીખવવાનું હતું; ઇટાલીનું કામ, તેના મુખ્ય શહેર રોમની મારફતે માણસ જાતને જીતવાનું અને કાયદા આપવાનું હતું. ઇટાલીની સોડમાં ત્રણ મોટા બેટ છે, તેમાંના એકલા સિસિલીએ ગ્રીસ અને ઇટાલી એ બંનેના ઈતિહાસનાં મોટાં કૃત્યો કરવામાં ભાગ લીધો. સિસિલીની પાસે આવેલો દક્ષિણ ઇટાલીનો કિનારો, તેના બાકીના કિનારાથી, ગ્રીસના કિનારાના જેવો, વધારે ખંડિત છે. આ ભેદે કરીને મોટા બનાવ બન્યા.

૨. **ઇટાલીની વસ્તી.**—જે સમયથી ઇટાલી વિષે કાંઇક જ્ઞાન મળવા માંડેછે તે સમયે તેનો મોટો ભાગ આર્યકુળની એક શાખાને કબજે હતો. એ શાખાની ગ્રીક શાખા જોડે, બીજી શાખાઓથી, વધારે સગાઈ હતી. એ શાખાનું નામ આપણે ઇટાલિઅન પાડી શકીએ, અને તેના ઓસ્કન અને લાટિન એવા બે મોટા વર્ગો પાડી શકાય છે. ઓસ્કનના પેટામાં અમબ્રી, સાબેલી, અને બીજી જાતો હતી. તેઓ પ્રથમ ઇટાલીના હાડ્રિઆટિક કાંઠા ભણી દેખાઇ, અને લાટિન જાતો ભૂમધ્ય સમુદ્રને પડખે હતી. એ ઉપરાંત દ્વીપકલ્પના વાયવ્યકોણમાં એત્રુસ્કન લોક વસતા હતા તેઓની જાત વિષે સંદેહ છે. કેટલાક ધારેછે કે તેઓ બિલકુલ આર્ય ન હતા. વાયવ્ય-

કોણની સીમાએ લિગુરી લોક રહેતા હતા તેઓ પણ ઘણું સંભવિત છે કે આર્ય ન હતા, પણ બાસ્ક જાતના સગપણના હતા. બાકીનો જે ભાગ હવણાં ઉત્તર ઇટાલી કહેવાય છે તે કેલ્ટ લોકને કબજે હતો અને ગૉલનો ભાગ ગણાતો. છેક ઈશાનખૂણાપર વેનીશી લોક વસતા, તેમની જાતવિષે પણ સંશય છે. સિસિલીમાં સિકાની તથા સિકો નામે લોકની વસ્તી હતી. એમાંના પહેલા લિગુરી જાતની સગાઇમાં હતા અને બીજા લાટિન જાતના સગપણના ઇટાલિઅન હતા. વળી દક્ષિણ ઇટાલીમાં અને સિસિલીમાં ઘણેક ઠામે ગ્રીક વસ્તી હતી અને સિસિલીમાં તો ફીનિશી લોક પણ વસ્યા હતા. ઑસ્કન પ્રજાઓએ લાટિન તથા ગ્રીક વસ્તીઓ ઉપર હુમલા કર્યા તે બિના ઇટાલીના જૂનામાં જૂના ઈતિહાસમાં પહેલી આવેછે, અને તે પછી રોમ નામે એક લાટિન શહેરે બધાને વશ કર્યા તે બીજા બનાવ છે.

**३. रोमनो आरंभ.**—ઈટાલીનું અને દુનિયાનું ઉપરીપણું અંતે રોમને હાથ આવ્યું તેથી પાછલા સમયમાં તે નગરીના આરંભવિષે ઘણી કહાણીઓ ચાલી. એવું કહેવાયું કે રોમ્યુલસ ( રોમુલુસ ) નામે પુરૂષે તેને વસાવ્યું ને રોમ્યુલસને વરૂએ ધવરાવ્યો હતો. બીજાં શહેરો વસાવનારાવિષે પણ એવી વાતો ચાલેછે, તે કથા તરીકે વાંચતાં તેઓ રસીલી લાગેછે, તથાપિ વિદ્વાનો હવે તેઓને ખરી માનતા નથી. ટૈબર નદીની પાસેના ડુંગરો ઉપરના કેટલાક કસ્બા જોડાઇ જઈ એ શહેર બન્યું એ ખરી વાત છે. પાલાટૈન ડુંગર ઉપરનો લાટિન કસ્બો તેઓમાં સર્વથી જૂનો હતો. બીજા ડુંગરોમાંના ઘણાખરા લાટિન જાતને હાથ હતા, પણ કાપિટોલૈન નામે એક ડુંગર સાબૈત જાતને હાથ હતો. એ ડુંગરો એક એકની એટલા બધા સોડમાં હતા કે આસ્તે આસ્તે મળી જઇ તેઓનું એક શહેર બન્યું. પોતાના સાથીઓને તથા રઈયતને સિટિઝનપણું આપવાથી રોમની સદા વૃદ્ધિ થતી ગઇ, ને એપ્રમાણે તેણે શરૂઆતથી કરવા માંડેલું જોવામાં આવેછે. પરંતુ નવા સિટિઝનોને સઘળા અધિકારો એકદમ મળતા નહિ. એથી પાત્રિશિઅન અને પ્લીબીઅન એવા બે વર્ગ થયા. પાત્રિશિઅન એટલે જૂના સિટિઝન એ

પ્રથમ વસેલા માણસોના વંશજ હતા, અને તેમની પછી આવેલા લોકના વંશજ પ્લીબીઅન હતા. બધો અધિકાર પોતાના હાથમાં રાખવાને પાત્રિશિઅનો ચહાતા હતા, અને અધિકારમાં તેમની બરોબરીઆ થવાને પ્લીબીઅનો ઇચ્છતા. એમાટે એ બે વર્ગોના ઝઘડા એ રોમના ઇતિહાસનો મોટો ભાગ છે.

**૪. रोमना राजा.**—કથામાં સાત રાજા અને તેમનાં નામ કહ્યાં છે. એ સંખ્યાવિષે નક્કી કહેવાય નહિ, અને પાછલા રાજા ખરેખરા હોય તો હોય, પણ પહેલાના તો નક્કી કલ્પિત છે. રોમમાં રાજા થઇ ગયા છે એમાં શક નથી અને પાલાટૈન તથા કાપિટોલૈન ઉપરના બે કસ્બા ભળી જઈ એક શહેર બન્યું ત્યારપછી કેટલાક વખત લગી દરેકમાંથી વારાફરતી રાજા પસંદ કરવામાં આવતો એ પણ સંભવિત છે. કેમકે ગ્રીક સંસ્થાનોની પેઠે રોમમાં બાપનું રાજ્ય વારસામાં દીકરાને મળતું નહિ. બીજાં આર્ય સંસ્થાનોની માફક રાજા ઉપરાંત રોમમાં સેનેટ સભા તથા લોક સભા એવી બે સભાઓ હતી. પ્રથમ તો પાત્રિશિઅન કે અસલના સિટિઝનો માત્ર રોમન કે રૂમી લોક ગણાતા; પણ જ્યારે પ્લીબીઅન વર્ગ પાત્રિશિઅન વર્ગની સમાન હક્ક જીત્યા ત્યારથી એ બંને વર્ગોનો સમાસ રૂમી કે રોમન લોક એ શબ્દોના અર્થમાં થયો. પાછલા રાજાઓના અમલમાં રૂમી રાજ્ય બળવાન થયું. સાત ડુંગરાની ફરતો કોટ ચણાયો અને આખા લેટિઅમ ( લેશિઅમ ) ઉપર રોમનો અમલ થયો. અંતે રાજ્યપદવી કાઢી નાંખવામાં આવી, કેમકે છેલ્લો રાજા લુશિઅસ તાર્કિવનીઅસ અને તેનો કુંવર દુષ્ટ હતો એવી કથા છે. આથેન્સમાંથી હિપ્પિઅસને કાઢી મૂક્યો તે કાળના લગભગ રોમમાં આ બનાવ બન્યો. દરસાલ નીમાતા બે માજિસ્ટ્રેટોને રાજાના અધિકારો આપ્યા. તેઓ પ્રથમ પ્રૈટોર અને પછીથી કૉન્સલ કહેવાતા. પ્રથમ તેઓ માત્ર પાત્રિશિઅન વર્ગમાંથી નીમાતા. બે વર્ગોની વચ્ચે જે મોટા વાંધા હતા તેમાંનો એક આ બાબત હતો. પ્લીબીઅનો માગતા કે એ માજિસ્ટ્રેટોમાંનો એક તેમના વર્ગમાંથી ચુંટવામાં આવે.

**૫. इटाली उपर रोमनो विजय.**—પોતાના રાજાને કાઢી મૂક્યા પછી રોમનો અધિકાર લાટિન લોકપર રહ્યો નહિ, અને ટૈબર નદીની પેલી બાજૂપર એત્રુસ્ક લોકે તેના ઉપર ચંપાણુ મસ કર્યું. પણ ઓસ્કન જાતો, વિશેષે કરીને તેમાંની ઐકવી અને વોલ્સી જાતો, લાટિન લોકના મૂલકપર હવે ચઢવા લાગી તેથી લાટિન અને રૂમી લોકો ખુશીથી સમાન સાથી કે મળતીઆ થયા. પાત્રિશિઅન અને પ્લીબીઅન વર્ગોના કજિયાથી લાંબા વખતસૂધી રોમ નબળું રહ્યું. પરંતુ આખરે ઇ. સ. પૂર્વે ૩૯૬ માં એત્રુસ્કન લોકનું વેઈ નગર જીતી લેવાથી ટૈબરને પેલેપાસે પગ મૂકવાનો ઠામ રોમને મળ્યો. એ પછી ૭ વરસે પો નદીની પેલીમેરથી ગૉલ લોક મધ્ય ઇટાલી ઉપર ધશી આવ્યા. રોમને લેઈ તેમણે બાળી નાંખ્યું. એ પછી થોડા કાળમાં પાત્રિશિઅન અને પ્લીબીઅન વર્ગો વધારે સંપીલા થયા, અને ૩૬૬ માં પહેલીજવાર પ્લીબીઅન કાન્સલ નીમાયો. એનું નામ લુશિઅસ સેક્સ્ટીઅસ હતું. હવેથી રોમ ઘણું વધારે બળવાન થયું અને ખરા ખંતથી તેણે ઈટાલીને જીતવાનું કામ શરૂ કર્યું. ૩૪૩ થી ૨૯૦ પર્યંત રોમન અને સામ્નૈટ લોકો મધ્યે વિગ્રહો ચાલ્યા. ઈટાલિઅન તથા ગ્રીક સંસ્થાનોને દબાવી સામ્નૈટ લોક દક્ષિણ ઇટાલીમાં મુખ્ય અધિકારી થયા હતા. આ સામ્નૈટ વિગ્રહોના વચગાળામાં રોમે પોતાના લાટિન સગા ઉપરનો પોતાનો જૂનો અધિકાર પાછો મેળવ્યો. સામ્નૈટ વિગ્રહોના છેવાડાના સમયમાં રોમને, સામ્નૈટ લોક ઉપરાંત એત્રુસ્કન અને ગૉલ લોકો-સાથે પણ વઢવું પડ્યું; પણ અંતે સર્વેને તેણે હરાવ્યા. ઇ. સ. પૂ. ૨૮૨ ની સાલમાં દક્ષિણમાંનાં કેટલાંક ગ્રીક શહેરો સિવાય ઇટા-લીનાં સકલ સંસ્થાનો તેનાં મળતીઆં થયાં.

**૬. इटालीमां रोमनो अमल.**—ગ્રીસમાં જ્યારે એક શહેરનું ઉપરીપણું બીજા શહેર ઉપર થતું તેવારે જેવી રીતે ઉપરી શહેર અમલ કરતું તેવીજ રીતે રોમ તેનાં ઇટાલીમાંનાં મળતીઆં સંસ્થા-નો ઉપર કરતું. જીતાયલું નગર જુદું સંસ્થાન જારી રહેતું, અને પોતાનો રાજ્યવહીવટ કરતું, પરંતુ તેને રોમનો હુકમ માનવો પડતો

અને વિગ્રહમાં તેની મદદે જવું પડતું. એવાં મળતીઆં સંસ્થાનોથી ઇટાલીના કેટલાક ભાગના લોકની રાજકીય અવસ્થા વધારે સારી હતી, કેમકે પોતાના ઘણા પાડોશીઓને રૂમીઓ પોતાના શહેરની પૂર્ણ સ્વાધીનતા આપતા. ગ્રીક શહેરો ભાગ્યે તેમ કરતાં. બીજા-ઓને લાટિન સ્વાધીનતા મળતી. લાટિન શહેરો જીતાયા પછી તેઓના જે અધિકારો તેમની કને રહેવા દીધા હતા તેઓને લાટિન સ્વાધીનતા કહેતા. લાટિન લોકોને કેટલીક બાબતોમાં રોમન સિટિ-ઝનપણું ભોગવવાનો હક્ક હતો, પણ ઇટાલિઅનોને તે ન હતો. એથી ઇટાલીની સ્વાધીન વસ્તીના ત્રણ વર્ગો પડ્યા,—૧ રોમન (રૂમી), ૨, લાટિન, ૩, ઇટાલિઅન કે મળતીઆં; ઇટાલિઅનને લાટિન કરવાથી તેની પદવી વધારે ઊંચી થતી અને લાટિનને રોમન કરવાથી તેનો દરજ્જો વધારે ઊંચો થતો.

૭. **પયર્‍હૉસ રાજાજોડે વિગ્રહ.**—ઇટાલીનાં રાજ્યોનું ઉપ-રીપણું મેળવ્યા પછી થોડે કાળે રોમને પરદેશી શત્રુ સાથે બાથ બાડવી પડી. આ વેળા મકદુનિઆ (માસીદોનિઆ) ના અમલ નીચે ગ્રીસની સ્વાધીનતા કચરાઈ ગઈ હતી, પરંતુ તેના (મકદુનિ-આના) વિજયોથી ગ્રીક હુનરો અને યુદ્ધ કળા વધારે પ્રખ્યાત થઈ ગઈ હતી. ઇટાલી અને સિસિલીનાં ગ્રીક સંસ્થાનોમાંનાં કેટલાંક રોમે અને કાર્થેજે જીત્યાં અને બાકીનાં જીતાવાની ધાસ્તીમાં હોવાથી તે-મને અસલ ગ્રીસની સહાય આ બરબર કે મ્લેચ્છ લોકોથી ઊગારવાને માગી. તેપરથી એપૈરોસ (ઈપૈરોસ) નો રાજા પયર્‍હૉસ (પીર્‍હૉસ) રોમન ફોજની સામે વઢવાને ટારા કે ટારેનટુમ નગરની મદદે આવ્યો. એપૈરોસ આ સમે ગ્રીક રાજ્ય ગણાતું હતું. ગ્રીક લો-કની લડવાની પદ્ધતિથી રોમન યોદ્ધા માહેતગાર ન હતા તેથી તેણે તેમને બે સંગ્રામમાં હરાવ્યા, પણ ત્રીજામાં તે પોતે હાર્યો, અને ઇટા-લીનો થોડો ભાગ ગ્રીકલોકને તાબે રહ્યો હતો તે જીતવાને રૂમીઓને પાછળ મેલી ઈ. સ. પૂ. ૨૭૬ માં તે સ્વદેશ ગયો. ઇટાલીના સર્વો-પરી રાજ્યાધિકારી તરીકે રોમે બીજી પ્રજાઓ જોડે વિગ્રહો કર્યાં અને તેવડે પરમૂલકોમાં મોટું રાજ્ય સંપાદન કર્યું તેનો આરંભ આ હતો.

૮. **પ્યુનિક વિગ્રહો**.—પણ, યૂરોપમાં વધારે જીત કર્યા પેહેલાં રોમને તેના આફ્રિકામાંના શત્રુ સામે વઢવું પડયું. ફીનિશી લોકનું મોટું કાર્થેજ શહેર હતું તેણે આફ્રિકાના અને સ્પેનના કાંઠા ઉપર થાણાં વસાવ્યાં હતાં. કાર્થેજીની લોક વહાણવટી અને વેપારી હતા. અને તેમણે સિસિલીમાં અને ભૂમધ્ય સમુદ્રના પશ્ચિમ ભાગમાં પણ થાણાં કર્યાં હતાં. સૈપ્રસ તથા પૂર્વભાગના બીજા ટાપુઓમાં બીજા ફીનિશી લોકે થાણાં વસાવ્યાં હતાં. આ વેળા પશ્ચિમમાં રોમ અને કાર્થેજ એ બે મોટાં બળવાન રાજ્યો હતાં. રોમ જમીન ઉપર જબરૂં હતું અને કાર્થેજ દરિયાપર જોરાવર હતું; રોમના જોદ્ધા તેના સિટિઝનો અને મળતીઆ હતા, અને કાર્થેજના સિપાઈ મુખ્યત્વે ભાડુતી હતા. સિસિલીમાં બંનેનાં થાણાં હોવાથી ત્યાંનાં કામકાજ બાબત તેઓની વચ્ચે થોડા વખતમાં ટંટો ઊઠયો, ને પ્યુનિક વિગ્રહો થયા. એ ઝઘડો સેમેટી અને આર્ય સત્તાની મધ્યે પશ્ચિમની (યૂરોપની) હકુમત સારૂ હતો. પહેલો પ્યુનિક વિગ્રહ ઈ. સ. પૂ. ૨૬૪ થી ૨૪૧ સુધી ચાલ્યો ને તેમાં સિસિલીનું રાજ્ય રોમને આપી દેવાની કાર્થેજને જરૂર પડી. આ હાનિનો બદલો કાર્થેજને તેના સેનાપતિ હામિલ્કારે સ્પેનમાં મોટું રાજ્ય જીતી વાળી આપ્યો. બીજા પ્યુનિક વિગ્રહનો આરંભ ઈ. સ. પૂ. ૨૧૮ માં થયો. એ વિગ્રહમાં કાર્થેજના લશ્કરનો આગેવાન હાન્નિબાલ હતો તેપરથી એને હાન્નિબાલી વિગ્રહ પણ કહેછે. એ હામિલ્કારનો પુત્ર હતો. કાર્થેજમાં ઉત્પન્ન થયેલા પુરૂષોમાં મોટામાં મોટો એ હતો અને જગતના ઈતિહાસમાં નોંધાયલા મોટામાં મોટા પુરૂષોમાંનો એક એ હતો. જમીન વાટે ઇટાલીમાં પ્રવેશ કરી તેણે રોમની ફોજોની કેટલાક સંગ્રામોમાં પરાજય કર્યો, અને તેના (રોમના) ઘણાક મળતીઆને ફોડી બંડ કરાવી તેનાથી છૂટા પાડ્યા. પરંતુ એ દર્મિયાન પબ્લીઅસ (પુબ્લીઉસ) કાર્નેલિઅસ સિપિઓ (સ્કિપિઓ) નામે રોમનો સરદાર સ્પેનમાંનો કાર્થેજનો મૂલક જીતી લેઈ આફ્રિકાપર ચઢયો. એથી ઘણે વરસે હાન્નિબાલને કાર્થેજનું રક્ષણ કરવાને પાછા જવું પડયું. ઈ. સ. પૂ. ૨૦૨ માં ઝામામાં તેનો પરાભવ થયો,

અને માસ્સિનિસ્સા નામે નુમિડિઆનો રાજા રોમનો મળતીઓ હતો તેને ઘણો મૂલક આપવાની તથા રોમનો આધીન મળતીઆ (તાબેદાર રાજ્ય) થવાની કાર્થેજને જરૂર પડી.

**૯. रूमी राज्यना प्रांतो के इलाका.**—કાર્થેજ જોડેના આ વિગ્રહોથી રોમને નવા પ્રકારનો અમલ મળ્યો. એ અમલ નીચે ઇટાલીની બહારનો મૂલક હતો ને તેને પ્રાંતો કે ઈલાકા કહેતા. ઇટાલીમાંનાં સંસ્થાનો સંધિ વિગ્રહમાં રોમની આજ્ઞાપ્રમાણે વર્તવાને બંધાયલાં છતાં જુદાં રાજ્યો હોઈ પોત પોતાનો અંદરનો રાજ્યવહીવટ પોતે ચલાવતાં, પરંતુ એ પ્રાંતોને તો ખંડણી આપવી પડતી અને તેઓ ઉપર અમલ કરવાને રૂમી ગવર્નરો જતા. તથાપિ ઘણી વાર કેટલાંક નગરોને તથા જિલ્લાને સ્વાધીન મળતીને નામે રાખવામાં આવતાં અને કોઇવાર ઇટાલિઅન, કે લાટિન અને વખતે રૂમી હક્કો આપવામાં આવતા. પ્રથમ થયેલો એવો પ્રાંત કે ઈલાકો સિસિલી બેટ હતો. પહેલા પ્યુનિક વિગ્રહ પછી સાર્ડિનિઆ અને કાર્સિકાને પ્રાંતો બનાવ્યા. પછી સ્પેનમાંનો કાર્થેજનો મૂલક હાથ આવેથી તેમાં એવા ઈલાકા સ્થાપ્યા. પણ કેટલાંક શહેરોની સ્વાધીનતા જારી રાખી. ઉદાહરણ—મહાસાગરને કાંઠે ગાડેસ કે કાડિઝ મોટું ફીનિશી નગર હતું તે કાર્થેજનું સમોવડીયું અને રોમનું મિત્ર હતું તેને સદા સ્વાધીન સાથી ગણવામાં આવતું અને અંતે તેને પૂર્ણ રૂમી સિટિઝનપણું મળ્યું. ગાલમાં માસ્સાલિઆ નામે ગ્રીક શહેર હતું તેની તથા બીજાં કેટલાંક નગરોની પણ સ્વાધીનતા રહી. ગાડેસને અને માસ્સાલિઆને પોત પોતાનું અંદરનું રાજ્યકાજ કરવાની પૂર્ણ છૂટ હતી, પરંતુ રોમની મરજી વિરૂદ્ધ વિગ્રહ કે સંધિ કરવાની હામ તેઓ કદી ધરાવતાં નહિ.

**૧૦. मक्दुनी विग्रहो.**—યૂરોપમાં રોમ અને કાર્થેજ ઉપરાંત ત્રીજું મોટું કે બળવાન રાજ્ય મકદુનિઆ (માસીડોનિઆ) નું હતું, તે થોડા વખતમાં એ બેના ટંટામાં ભળ્યું. પહેલા અને બીજા પ્યુનિક વિગ્રહોને વચગાળે રોમને ઈલિરિઆ સાથે વિગ્રહ થયો, અને ઈલિરિઆને કિનારે વસેલા ગ્રીક સંસ્થાનોમાંનાં કેટલાંક રોમને

પોતાના બચાવને માટે બોલાવ્યું. એમ હાડ્રિઆટિક ( આદ્રિઆટિક ) ની તે બાજૂએ રોમનો પગ પેઠો. પણ જ્યારે શાન્તિના સમયમાં કે વિગ્રહમાં કોઈ રાજ્યને રોમ જોડે કામ પડતું તેવારે પ્રથમ તો તેમને આધીન મિત્ર કે સાથી કરે અને અંતે તેને પ્રાંત (ઈલાકો) બનાવે એ નક્કી હતું. એ પ્રમાણે કાર્થેજને, માસીડોનિઆને અને આખા ગ્રીસને અનુભવ થયો. ઈ. સ. પૂ. ૨૧૫ માં મકદુની મહારાજા ફિલિપે હાનિબાલ જોડે દોસ્તીની ગાંઠ બાંધી, ને તેથી રોમ સાથે વિગ્રહ ઊઠયો તે ૨૧૩ થી ૨૦૫ લગી ચાલ્યો. અખાઈ રાજઘોળે અને બીજાં કેટલાંક ગ્રીક સંસ્થાનોએ માસીડોનિઆને મદદ કરી, ઇટોલી રાજઘોળે તથા પેરગામોસના રાજા આત્તાલોસે રોમને સહાય કરી; ઈજીઅનની પેલી તરફ રોમનો પહેલો મળતીઓ એ રાજા હતો. આ વિગ્રહથી માત્ર સરહદમાં થોડો ફેરફાર થયો; પણ હવેથી ગ્રીક રાજકાજમાં રોમે જાથુ હાથ ઘાલવા માંડયો. આન્થેસ અને માસીડોનિઆની વઢવાડ ચાલતી હતી તેમાં રોમ ઈ. સ. પૂ. ૨૦૦ માં આથેન્સની વહારે ચઢયું અને બીજો વિગ્રહ શરૂ થયો. પ્રથમ ઇટોલી રાજઘોળે અને પછી અખાઈ રાજઘોળે રોમને મદદ કરી; ૧૯૭ માં કયનોસ્કેફાલીના જુદ્ધમાં ફિલિપ હાર્યો, અને તેને સ્વાધીન ગ્રીસનો જેટલો ભાગ હતો તેટલાને રોમે સ્વતંત્ર કર્યો. હવે મકદુનિઆ રોમને તાબેદાર મળતિયું રાજ્ય થયું, અને બાકીનાં ગ્રીક સંસ્થાનો નામનાં સ્વતંત્ર રહ્યાં પણ વાસ્તવિક તાબેદાર થયાં.

**૧૧. સિરિઆ જોડે વિગ્રહ.**—રોમના ઈતિહાસમાં એક વિગ્રહ પરથી બીજો ઊઠતો અને એકવાર મૂલક જીતવા પરથી બીજીવાર વધારે મૂલક જીતવાનું કામ ચાલતું. હવે ઇટોલી રાજ્યવાળાને એમ લાગ્યું કે રોમ જોડે મળવાથી પૂરતો લાભ થયો નહિ; એમાટે તેમણે સિરિઆના રાજા આન્તિઓખોસને વિનંતિ કરી કે તેણે યૂરોપમાં આવી રૂમીરાજ્ય ઉપર હુમલો કરવો. એ રાજા સેલ્યુકોસના વંશનો હતો; પણ ઈ. સ. પૂ. ૨૫૬ ને શુમારે આર્સાકેસ સરદારના હાથ નીચે પાર્થીલોકે બંડ કરી સેલ્યુકી રાજ્યને એશિઆમાં

ટૂંકું કરી નાંખ્યું હતું. આર્સાકિસે રાજ્ય સ્થાપ્યું તે આગળ જતાં રોમનું મુખ્ય સમોવડીયું બન્યું. તોપણ સેલ્યુકી રાજ્યનો વિસ્તાર ટિગ્રિસ નદીની પેલીમેરસૂધી હતો, અને મોટાંમાં મોટાં ગ્રીક શહેરો હતાં તેઓમાંનું એક એની રાજ્યધાની આન્તિઓખ હતું. પણ એશિઆમૈનરના કાંઠાનો કેટલોક ભાગ મિસરના ટોલમી રાજકુળને તાબે અદ્યાપિ હતો અને પેરગામોસ અને બિથનિઆનાં રાજ્યો, તથા હીરાકલેઈઆ અને સિનોપી શહેરો વગેરે સ્વતંત્ર હતાં. આ ઝગડામાં રોમના મુખ્ય સાથીમાં યૂરોપનાં અખાઈ રાજ્યો અને એશિઆમાંના પેરગામોસમાંના યુમેનીસ લોક હતા. એશિઆમાં બે લડાઇઓ થઈ, એક થેર્મોપીલઇના રણમાં અને બીજી માગ્નીશિઆમાં, અને તે બંનેમાં આન્તિઓખોસનો પરાભવ થયો. એથી તેણે ટાઉરોસ ડુંગરની પશ્ચિમ ભણીની તમામ ભૂમિ આપી દીધી ને તેમાંની ઘણીખરી રોમે યુમેનીસ સંસ્થાનને આપી. અખાઈ રાજ્યને તેના ખોળામાં આખા પેલોપોન્નીસોસને દાખલ કરવાની પરવાનગી મળી, અને ઇટોલિઆ રોમનું આધીન રાજ્ય થયું. રોમે પોતાને કબ્જે ઝાકિન્થોસ અને કેફાલોનિઆ નામે બે ટાપુઓ રાખ્યા. પણ હવે આખા ગ્રીસનું અને પશ્ચિમ એશિઆનું વાસ્તવિક ધણીપણું રોમને હાથ આવ્યું, કેમકે બીજાં રાજ્યોને મળતીઆ મિત્ર કરવા એ તેઓને વશ કરવાનું પહેલું ડગલું હતું.

**૧૨. રોમની પશ્ચિમમાં ( યુરોપમાં ) જીત.**—કાર્થેજ, માસીડોનિઆ, અને સિરિઆ જોડે વિગ્રહો થયા તેવડે ભૂમધ્ય સમુદ્રની આસપાસના દેશોમાં રોમને મુખ્ય અધિપતિપણું મળ્યું. માત્ર થોડા ભાગને ખાલસા કર્યો હતો; પરંતુ એની બરોબરી કરી શકે એવું સ્વતંત્ર સંસ્થાન રહ્યું નહતું. ફીનિશી, ગ્રીક અને ઈટાલિઅન જૂનાં રાજ્યો, વહેવારમાં તેને આધીન થયાં હતાં. પરંતુ પશ્ચિમની ( યૂરોપની ) બરબર ( મ્લેચ્છ ) પ્રજાઓને વશ કરવી, આધીન સંસ્થાનોને ખાલસા કરવાં, અને હવે પૂર્વમાં ( એશિઆમાં ) જે રાજ્યો તેની સમોવડીઆં રહ્યાં હતાં તેઓની સાથે બાથ ભીડવી એ કરવાનું હજી રોમને બાકી હતું. એશિઆનાં એ રાજ્યો માત્ર

તેની જોડે હરીફાઈ કરી શકે તેવાં હતાં. ઈટાલી દેશ જીતાઈ રહ્યો કે તુરત પહેલું એ કામ તેણે શરૂ કર્યું, કેમકે આલ્પ્સ પર્વતોની ઈટલીની બાજૂએ આવેલો ગૉલનો ભાગ જીતાય નહિ ત્યાં લગી ઇટાલીનું રાજ્ય સહી સલામત ન હતું. પ્યુનિક વિગ્રહોમાં ગૉલ લોકે હાન્નિબાલને મદદ કરી તેથી રોમને એ તરફ હરકત નડી. પણ સલાહ થયા પછી સિસાલ્પૈન ગૉલ જીતવાનું કામ ચાલ્યું અને તે ઇ. સ. પૂ. ૧૯૧ માં પૂરૂં થયું. ઈ. સ. પૂ. ૧૩૩ માં ના-ન્તીઆ લીધા કેડે આખો સ્પેન દેશ રોમે જીતી લીધો. ઉત્તરના કેટલાક જંગલી ભાગ માત્ર બાકી રહ્યા. ઇ. સ. પૂ. ૧૨૫ માં ત્રાન્સાલ્પૈન ગૉલમાં કેટલોક મૂલક જીતી એક ઇલાકો બનાવ્યો. માસ્સાલિઆ નગરને તેના પાડોશના ગૉલ લોક જોડે ટંટો ચાલતો તેમાં રોમ માસ્સાલિઆની વહારે ચડયું. એ પરથી તેને પોતાનેમાટે ત્યાંનો મૂલક જીતવાનો લાગ મળ્યો; અને ઘણો વખત ન ગયો એટ-લામાં અગ્નિકોણમાં આવેલો ગૉલનો તમામ ભાગ વશ કરી તેને સ્વતંત્ર ગૉલથી જુદો પાડવાને તેનું નામ પ્રોવિન્સ પાડયું. અદ્યાપિ એનો કેટલોક ભાગ પ્રોવેન્સ કહેવાયછે.

**૧૩. માસીડોનિઆ અને કાર્થેજનાં રાજ્યોનો અંત.**— બીજા પ્યુનિક અને બીજા મકદુની વિગ્રહથી રોમના એ બે હરીફો તેના તાબેદાર થયા હતા. તોપણ લાગ આવે એ બંને રાજ્યો પાછાં સ્વતંત્ર થવાને તૈયાર હતાં. ૧૭૮ થી ૧૭૧ સૂધી ત્રીજો મકદુની વિગ્રહ ચાલ્યો તેવારે પ્યદ્નાના રણમાં સંગ્રામ થયો તેમાં છેલ્લા રાજા પેર્સ્યુસને રોમના સરદાર લુશિઅસ ઇમિલિઅસ પાઉ-લસે હરાવ્યો. હવે મકદુનિઆના ભાગ કરી તેમાં ચાર સંસ્થાનો સ્થાપ્યાં; ઇપેઇરોસને જીતી ઉજાડ કર્યું. એમ આખા ગ્રીસનું ધણી રોમ થયું. ૧૪૯ માં માસીડોનિઆમાં બલવો થયો તેવારે તેને ખાલસા કરી તેનો ઇલાકો બનાવ્યો. ત્યારપછી અખાઇઘોળ જોડે વધરો ઊઠયો ત્યારે ઇ. સ. પૂર્વે ૧૪૬ માં રોમે કારિન્થનો નાશ કર્યો અને ઘોળ છૂટો પાડી નાંખ્યો. ગ્રીસ હજી ખાલસા કર્યું નહિ ને કેટલાંક ગ્રીક સંસ્થાનોને સ્વાધીન કહેતા, પણ વહેવારમાં તો

તેઓ રોમને આધીન હતાં. એ અરસામાં ત્રીજો પ્યુનિક વિગ્રહ થયો, કારણ કે કાર્થેજની સામે થવામાં આફ્રિકામાંના પોતાના મળતી-આને રોમે ઉત્તેજન આપ્યું. ૧૪૬ માં રોમના સેનાપતિ છોટા સિપિઓ ( સ્કિપિઓ ) એ કાર્થેજ જીતી લેઇ તેનો નાશ કર્યો. દુનિયામાં સમુદ્ર વાટે વેપાર કરનારાં મોટાંમાં મોટાં શહેરો હતાં તેમાંનાં બેનો વિનાશ એક વરસમાં થયો. હવણા કાર્થેજના મૂલકના કેટલાક ભાગનો રોમે ઇલાકો કર્યો, અને નુમિડિઆના રાજા માસ્સિ-નિસ્સાને બાકીનો ભાગ આપ્યો. એ નુમિડિઆને પણ ગુલામ ગીરીનો ધારો ચાખવાનો છે. ૧૦૬ માં ત્યાંના રાજા જુગુર્થા જોડે લડાઈ થયા પછી તેને રોમને આધીન થવું પડયું અને કાર્થેજના નાશ પછી સો વરસે તેને રોમે ખાલસા કરી નાંખ્યું.

**૧૪. રોમ શહેરમાં કજીઆ.**—ભૂમધ્ય સમુદ્રની આસપાસ આવેલા સઘળા દેશોપર આ વેળા રોમનો અમલ થયો હતો. મોટાં રાજ્યોમાં માત્ર મિસર દેશ જોડે તેને હજી વિગ્રહ થયો નહતો. તે ટોલેમી કુળ ( ૧ લા ટોલેમીના વંશજો ) ને હાથ હતો. અને મોટાંમાં મોટાં ગ્રીક શહેરોમાંનું સિકંદ્રીઆ નામે નગર ત્યાં હતું, મિસરે પણ રોમનું રક્ષણ ઇચ્છવા માંડયું. પરમૂલકોમાં મોટું રાજ્ય થવાથી રોમમાં શળો પેઠો, કેમકે એકલા રોમ શહેરને સારૂ રચેલી રાજ્યવ્યવસ્થાના જૂના ધારા દુનિયાના આટલા મોટા ભાગપર અમલ કરનાર રાજ્યને લાગુ પડે નહિ. ઇલાકાના ( ખાલસા કરેલા પ્રાંતોના ) લોક માત્ર રૈયત હતા, અને જે રાજ્યો સાથી હતાં તેઓ-ને પોતાના મૂલકોની અંદરના રાજકાજ ઉપરાંત બીજી કોઈ બાબતમાં બોલવાનો હક્ક નહતો; રોમની સેનેટ સભા અને તેના લોક મળી ખાલસા અને સાથી એ બંને ઉપર અમલ ચલાવતા, અને બંને ઉપર ઘણીક વાર બહુ જુલમ કરતા. એ દર્મિયાન પાટ્રિશિઅન અને પ્લીબીઅન વર્ગો વચ્ચેના ઝઘડાનો અંત આવ્યો હતો, અને તેનાથી વધારે નઠારા પ્રકારનો કજીઓ, ધનવાન અને નિર્ધન વર્ગો મધ્યે ચાલવા માંડયો હતો. જે પ્લીબીઅનના પૂર્વજો ઊંચા માજિ-સ્ટ્રેટોની પદવીએ ચડયા હતા તેઓ પણ હવે પાટ્રિશિઅનની પેઠે

ઉમરાવ વર્ગમાં ગણાયા. એ ઉપરાંત બધા પ્રકારના માણસોને, પરાયાને અને છૂટકારો પામેલાને, અર્થાત્ દાસપણેથી છૂટેલાને સિટિઝન કર્યાં. એથી રૂમીલોક બહુ બદલાઈ ગયા; લોકસભા અતિમોટી થઈ ગઈ, અને બગડી જઇ લોકના ધાડા જેવી થઇ. વળી ઘણા સિટિઝનો બહુ દરિદ્ર હતા, અને બીજાઓ કાયદા વિરૂદ્ધ સરકારી જમીન કબજે કરી બેઠા હતા. ૧૩૩ માં ગરીબ લોકની વહારે ટિબેરિઅસ સેમ્પ્રોનિઅસ ગ્રાકસ ચડયો, અને ૧૨૫ માં તેનો ભાઈ કાઅસ ગ્રાકસ ચડયો. તેમના પ્રયત્નથી થયલા કાયદા પૂરા અમલમાં કદી આવ્યા નહિ, અને સર્વસ્વ પોતાની કને રાખવાને જેઓ ચહાતા હતા તેમણે એ બંને ભાઈઓને મારી નાંખ્યા.

**૧૫. સાથીઓ જોડ વિગ્રહ.**—આ અંદર અંદરના કજીઆની જોડે બીજા ટંટાનું મૂળ સામિલ થયું. પરમુલકો જીતવામાં રોમને મદદ કરનારાં ઈટાલીનાં સાથી સંસ્થાનો હવે પૂર્ણ સિટિઝનપણું માગવા લાગ્યાં. કાઅસ ગ્રાકસે તેમના દાવાને ટેકો આપ્યો, અને પછીથી કાઅસ મારિઅસે આપ્યો. જુગુર્થાની જોડે ચાલતા વિગ્રહનો અંત આણ્યાથી મારિઅસને મોટી કીર્તિ મળી હતી. અને સિમ્બ્રીઅને ટયુટોન લોકોના હુમલાથી ગૉલ દેશને છોડવ્યો તેવારે તેમાં ઉમેરો થયો. એ લોકો ઉત્તરમાંથી આવ્યા હતા. ૧૦૨ માં ટ્રાન્સાલ્પૈન ગૉલમાં આકુવી સેકસ્ટી કે ઍકસ નામે રણમાં એક મોટો સંગ્રામ થયો અને ૧૦૧ માં સિસાલ્પૈન ગૉલમાં વેર્સેલ્લીના રણમાં બીજી મોટી લડાઇ થઇ તે બંનેમાં એ લોકનો પરાજય થયો. એ વિજયી સરદાર મારિઅસ પાટ્રિશિઅન એટલે અમીર વર્ગની સામે લોકનો મદદગાર હતો, અને અમીર તથા લોકની સામે થઈ ઈટાલીઅન સંસ્થાનોને સહાયકારક હતો, પણ ૯૦ ની સાલમાં સાથી સંસ્થાનોએ બલવો કર્યો એટલે સંગી વિગ્રહ ચાલ્યો. બીજે વર્ષે તેમાંનાં ઘણાંખરાં તાબે થયાં અને રૂમી સિટિઝનપણું પામ્યાં, પરંતુ સામ્નૈટ અને લુકાની સંસ્થાનોએ વઢવાડ જારી રાખી. એ વિગ્રહમાં લુશીઅસ કોર્નેલિઅસ સલ્લા ( સુલ્લા ) નામે સરદારે ઘણી નામના પ્રાપ્ત કરી, અને તે પાટ્રિશિઅન વર્ગનો આગેવાન

પક્ષકાર થયો. થોડી વારમાં મારિઅસ અને સલ્લાને અણબનાવ થયો અને રોમની માંહોમાંહેનો વિગ્રહ શરૂ થયો. સામ્નૈટ લોકે મારિઅસનો પક્ષ સ્વીકાર્યો. પણ ૮૩ ની સાલમાં રોમના કોટની થડમાં સલ્લાએ મારિઅસ અને સામ્નૈટની ભેગી થયેલી ફોજને હરાવી. સામ્નૈટ લોકનો ઈરાદો રોમ નગરનો નાશ કરવાનો હતો, પણ સલ્લાએ તેને બચાવ્યું અને જગતનો ઇતિહાસ મુકરર કર્યો. પછી તેણે પોતાને સદૈવ કુલ અખ્તીઆરી હાકેમ નીમ્યો, તથા થોડા વખત પછી તે અધિકાર છોડી દીધો અને મરણ પર્યંત ખાનગી માણસ રહ્યો. પણ આમ એક આદમીને પૂર્ણ અધિકાર આપવાથી રૂમી પ્રજાસત્તાક રાજ્યના પતનનો આરંભ થયો.

૧૬. **एशिआमां थयेला विग्रहो.**—સિરિઆના રાજા આન્ટિઓખસના પરાભવ પછી રોમને એશિઆમૈનર (લઘુ એશિઆ) માં ઘણી સત્તા મળી હતી, તથાપિ ૧૩૩ ની સાલસુધી તેને કબજે ખાલસા મૂલક નહતો. એ સાલમાં પેરગામોસના છેલ્લા રાજા આટાલોસે પોતાનું રાજ્ય પોતાની પાછળ રોમને આપ્યું. ઇજીઅન સમુદ્રની પેલીમેર એશિઆમાં રોમનો આ પહેલો થયેલો ખાલસા પ્રાંત કે ઇલાકો હતો. એ સમે એ ભાગમાં સર્વેથી મોટું દેશી રાજ્ય પોન્ટોસ દેશનું હતું તેની પાડોસમાં રોમનું રાજ્ય થયું. તેના રાજા ૬ ઠ્ઠા કે મહાન્ મિથ્રિડાટેસના અમલમાં એ દેશ બહુ બળવાન થયો અને સને ૮૮ થી ૬૩ સૂધી તેની જોડે રોમને વિગ્રહ ચાલ્યો તેવો મોટો વિગ્રહ કાર્થેજના અને મકદુનિઆના પતન પછી ચાલ્યો નહતો. રૂમી લોક માંહોમાંહે વઢતા હતા તેવામાં મિથ્રિડાટેસે આખો એશિઆ મૈનર જીતી, ત્યાં વસેલા તમામ રૂમીઓને અને ઈટાલીઅનોને કતલ કર્યાં, અને ગ્રીસ ઉપર ચડાઇ કરી. એ ઝઘડામાં રોમની સેનાનો ઉપરી પ્રથમ સલ્લા હતો, તેની પછી લુસિઅસ લિસિનિઅસ લુકુલ્લસ થયો અને તેની કેડે ક્નિઅસ પોમ્પીઅસ થયો. એ છેલ્લો ‘ માગ્નસ ’ એટલે મહાન્ કહેવાતો. આખરે પોન્ટોસ રાજ્યનો રોમે પરાજય કર્યો, આર્મેનિઆને નમાવ્યું, મોટા સેલ્યુકી રાજ્યનો જેટલો ભાગ છેલ્લો રહ્યો હતો તેને ખાલસા પ્રાંત

કર્યો, અને પાલેસ્ટાઇનને તાબેદાર રાજ્ય બનાવ્યું. હવે રૂમી રાજ્ય યુફ્રાટેસ ( યુફ્રેટિસ ) નદીને કાંઠે જઈ પહોચ્યું અને એશિઆના બળની સામે થવામાં ગ્રીસ અને મકદુનિઆની જગા તેણે લીધી. રાજ્યના આ વધારાથી રોમની સાથે સરખે બળે બાથ ભીડે એવું સમોવડીયું પાર્થીઆનું રાજ્ય પાડોશમાં આવ્યું. ૫૪ ની સાલમાં માર્કસ લિસિનિઅસ ક્રાસ્સસની સરદારી નીચે રૂમી સૈન્ય તેની સામે ગયું, પણ પરાજય પામ્યું અને ક્રાસ્સસ રણમાં પડ્યો.

**૧૭. पोम्पीअस अने कैसर वच्चे मांहोमांहे झगडो.—** હવે દિવસે દિવસે વધારે સ્પષ્ટ થવા લાગ્યું કે એક શહેર દુનિયા ઉપર અમલ કરવાને અનુચિત હતું. નગરીમાં નિરંતર કંકાસ ચાલતો અને છેલ્લે સામે થનારા પક્ષો અને તેમના આગેવાનો યુદ્ધ કરવા લાગ્યા. રોમના ઈતિહાસમાંના અત્યંત નામાંકિત પુરૂષો આ સમે હતા. ઉદાહરણ, પોમ્પીઅસ અને ક્રાસ્સસ, મોટો વક્તા માર્કસ, ટુલીઅસ સિસેરો, માર્કસ પોર્શિઅસ કેટો, અને કાયસ જુલિઅસ કૈસર ( સીઝર ). પાટ્રિશિઅન વર્ગનો છતાં પોતાનો સ્વાર્થ સાધવાને કૈસરે લોકનો પક્ષ સ્વીકાર્યો. સને ૫૮ માં તેણે ગૉલ દેશ લીધો અને આશરે દશ વર્ષોમાં આખા મૂલકને વશ કર્યો. ગૉલ ઇલાકામાં નૈર્ઋત્ય કોણમાંના નાના ભાગને ઠેકાણે હવે પિરિનીસ, ऱ्हैન અને સાગરની વચ્ચે આવેલો સકળ દેશ થયો. ગૉલમાં ત્રણ મુખ્ય પ્રજા વસતી હતી. કેલ્ટ મધ્ય ભાગે, ઇબેરી જાતમાંના આકિવટાની લોક દક્ષિણમાં, અને ऱ्हैનની પશ્ચિમે જર્મન જાતો. ऱ्हैનની ઓલીમેર સ્વતંત્ર જર્મનીપર અને બ્રિટન બેટપર કૈસરે સ્વારીઓ કરી; પણ તેમાંના એકે દેશમાં સ્થાયી રાજ્ય સ્થાપ્યું નહિ. એ સર્વથી તેની સત્તા ઘણી મજબૂત થઈ, અને તે વેગળે હતો તેવામાં રોમમાં વધારે અવ્યવસ્થા થઇ. ૪૯ ની સાલમાં કૈસરે બલવો કરી ઈટાલી ઉપર ચડાઈ કરી. હવે તેની અને પ્રજાસત્તાક રાજ્યની ફોજો પોમ્પીઅસના ઉપરીપણા નીચે હતી તેઓની વચ્ચેનો મોટો માંહોમાંહેનો વિગ્રહ શરૂ થયો. એ ઝગડો ગ્રીસ, સ્પેન, અને આફ્રિકામાં ચાલ્યો, તથા મુખ્ય સંગ્રામ થેસ્સેલી પ્રાંતમાં

ફર્સાલોસના રણમાં થયો તેમાં પોમ્પીઅસ હાર્યાથી મિસરમાં નાઠો ને ત્યાં તેનો ઘાત થયો. કૈસર હવે સદૈવનો કુલ અધિકારી હાકેમ ઠર્યો. તેને ઈમ્પેરાટૅાર, એટલે સેનાપતિ પણ કહેતા. એ શબ્દનો અપભ્રંશ એમ્પરર બો[illegible] છે. પરંતુ એ ઉપરાંત તેને રાજા થવું હતું, તે માટે ઘણા સેનેટરોએ એક એકો કરી સેનેટ સભામાં તેને કતલ કર્યો; ૧૫ મી માર્ચ ઈ. સ. પૂ. ૪૪.

**१८. पादशाहीनो आरंभ.**—કૈસરના મૃત્યુ પછી તેરેક વર્ષો-સૂધી ગડબડાટ રહ્યો. એ હાકેમે પોતાની પૌત્રીના દીકરા કાયસ ઑક્ટેવિઅસને પોતાનો દત્તપુત્ર ઠરાવ્યો હતો તેથી તે કાયસ જુલિઅસ કૈસર ઑક્ટેવિઆનસ કહેવાયો. માજી હાકેમ કૈસરની ફોજના સરદારોમાં માર્કસ આન્ટોનિઅસ હતો તેણે અને આક્ટેવિ-આનસે મળીજઈ પ્રજાસત્તાક રાજ્યના મિત્રો જોડે વિગ્રહ ચલાવ્યો. કાયસ કાશિઅસ અને માર્કસ જુનિઅસ બ્રુટસ એ પ્રજાસત્તાક રાજ્યના આગવાન સરદાર હતા અને જુલિઅસ કૈસરનો ઘાત કરવામાં તેઓ સામિલ હતા. આક્ટાવિઆનસ કૈસર, આન્ટોનિઅસ અને માર્કસ ઈમિલિઅસ લેપિડસ એ ત્રણને સકળ અધિકાર મળ્યો. ઈ. સ. પે. ૪૨ માં મકદુનિઆ પ્રાંતના ફિલિપ્પી નામે સ્થળે એમણે બ્રુટસ અને કાશિઅસને હરાવ્યા. પછી પાર્થિના રાજાની સામે વઢવા જવાને આન્ટોનિઅસ નીકળ્યો; પણ આગળ વધતાં મિસરમાં ટોલેમી કુળની રાણી ક્લિઓપાટ્રા રાજ્ય કરતી હતી તેની પાસે રહ્યો. એ કુળના રાજ્યકર્ત્તાઓમાં એ છેલ્લી હતી. વળી માંહોમાંહે ઝગડો ચાલ્યો. એમાં સમુદ્રમાં ગ્રીસને કિનારે અક્ટિઓન આગળ સંગ્રામ થયો તેમાં કૈસરે મિસરની રાણીને અને આન્ટોનિઅસને હરાવ્યા, ઈ. સ. પે. ૩૧. હવે મિસર રોમનો પ્રાંત થયો અને કૈસર રૂમી રાજ્યનો સ્વામી થયો. સેનેટે અને લોકે તેને સર્વ પ્રકારના માન અકરામ અને અધિકાર દીધા; તથાપિ પોતાના મામાના જેવા હાલ થયા હતા તેથી ચેતી તેણે પોતાને રાજા કહ્યો નહિ અને ડિક્ટેટર પણ કહ્યો નહિ. આ વખતથી પ્રજાસત્તાક રાજ્યનું જાતું રૂપ જારી રહ્યું, તથાપિ સર્વોપરી અધિકાર એક પુરૂષને હાથ ગયો. રા-

જ્યનો એ મુખી પ્રિન્સેપ્સ (પ્રિન્સ) અને ઇમ્પેરેટોર (એમ્પરર) કહેવાતો. એમાંનો છેલ્લો ઇલિકાબ અંતે પ્રબળ થયો. આ કૈસરને આગસ્ટસ કરીને નવું પદ આપ્યું, અને એની પાછળ જે જે રાજ્યકર્ત્તા થયા તેણે દરેકે, તેના સગામાં હોય કે નહિ હોય તોપણ, પોતે કૈસર અને આગસ્ટસ પદ ધારણ કર્યું. પરંતુ ઇતિહાસમાં આ પહેલો એમ્પરર, કાયસ જુલિઅસ કૈસર ઓક્ટાવિઆનસને, આગસ્ટસ કૈસર એવા વિશેષ નામથી જણાવ્યો છે.

**૧૯. रूमी बादशाही.**—એમ રોમનું પ્રજાસત્તાક રાજ્ય હતું, તે બદલાઇ પાદશાહી રાજ્ય બન્યું. પરંતુ ઘણા વખત લગી કૈસરો પાદશાહી દબદબો ન રાખતાં પ્રજાસત્તાક રાજ્યના મુખ્ય માજિસ્ટ્રેટ એટલે સર્વોપરી અધિકારીની પેઠે માત્ર વર્ત્તતા. પ્રત્યેક પાદશાહ સેનેટના મતથી નીમાતો, અને અમુક અમુક અધિકારો પામતો. પલટણોને પગારી સ્થાયી ફોજ ઠરાવી રાખવામાં આવી અને સિપાઇઓની ઇચ્છા ઉપર સરકારનો આધાર વધારે વધારે થતો ગયો. પણ હવે આખું રૂમી રાજ્ય વાસ્તવિક એક માણસને આધીન થયું તેથી રોમન, લાટિન, ઇટાલિઅન, અને પ્રોવિન્શિઅલ એ ભેદો ધીમે ધીમે જતા રહ્યા, ને અંતે રૂમી રાજ્યના તમામ સ્વાધીન રહીશોને એક સરખા રોમન ઠરાવવામાં આવ્યા. બીજા દેશો ઉપર અમલ કરનાર શહેર ટળી રોમ આખા રાજ્યની માત્ર રાજ્યધાની બન્યું. અને આગળ જતાં કૈસરોને માલૂમ પડ્યું કે તેમનો ખપ રોમ કરતાં સરહદની પાસેનાં શહેરોમાં વધારે છે. પરંતુ પાદશાહીનો આરંભ થયા પછી લાંબા સમયસુધી કોઇ એમ કહે નહિ કે રોમ હવે પ્રજાસત્તાક રાજ્ય નથી, કે રાજ્ય કરનાર નગરી નથી.

**૨૦. रूमी बादशाहीनो विस्तार.**—મિસર જીતાયું ત્યારે ભૂમધ્ય સમુદ્રના કાંઠાપર આવેલા સઘળા દેશોપર રોમનો અમલ બેઠો. અહીં તહીં કોઇ નગર કે સંસ્થાન નામનું સ્વતંત્ર કહેવાતું, તથાપિ સર્વનો માલિક રોમનો કૈસર હતો. પોમ્પીઅસે અને વડા (૧ લા) કૈસરે કરેલા વિજયથી યુફ્રેટીસ અને ર્‍હેન નદીઓ અધિરાજ્યની મર્યાદા થઇ હતી, અને બહુ કાળ વીત્યા પહેલાં તે ડાન્યુબ

નદીએ પહોચી. આ મોટા રાજ્યમાં ત્રણ સ્વાભાવિક ભાગ હતા. પહેલો પશ્ચિમ યૂરોપ,—ગૉલ ને સ્પેન—એમાં રૂમી લોક દેશ જીતનારા એટલુંજ નહિ, પણ ત્યાંની વસ્તીને સુધારનારા હતા. રૂમી ભાષા અને રીતભાત ત્યાંના ખૂણા ખોચરા સિવાય, બાકીનાં બધાં સ્થળોમાં પ્રસરી. એ ભાગમાં આફ્રિકા ઉમેરી શકાય. અહિં કૈસરે કાર્થેજમાં રૂમી લોકને વસાવી તે શહેરને સજીવન કર્યું હતું. બીજા ભાગમાં હાડ્રિઆટિકથી ટાઉરોસ ડુંગરસુધીનો મૂલક ગણાય. ગ્રીસ, લઘુ એશિઆ અને પાડોશના દેશો—એ ભાગમાં સિકંદરના વખતથી હળવે હળવે ગ્રીક સુધારો ફેલાયો હતો. રૂમી બોલી અને રીતભાતથી ખસેડી શકાય તેમ ન હતું. એ ભાગને ગ્રીક પ્રાંતો કહી શકાય. ત્રીજા ભાગમાં પૂર્વ દિશાના પ્રાંતો હતા, ટાઉરોસ ડુંગરની બીજી બાજૂએ આવેલા સિરિઆ, મિસરાદિ દેશો. એમાં થોડાંક મોટાં ગ્રીક શહેરો હતાં, પરંતુ ત્યાંની પુરાતન ભાષા અને રીતભાતને લાટિન કે ગ્રીકથી હઠાવી કઢાય તેમ ન હતું.

**२१. जुलिअन अने क्लाडिअन वंशना कैसरो.**—શુમારે સો વર્ષો પર્યંત પાદશાહી ઑગસ્ટસના કુળને હાથ રહી. એટલે ઈ. સ. ૬૮ લગી શહેનશાહો દત્તપુત્રપણે કૈસર હતા, અને તેમાંના ઘણાખરા આગસ્ટસના વંશજ તેની કુંવરીની ઓલાદના હતા. એ કૈસરોનાં નામ ટૈબેરિસ, કાયસ, ક્લાડિઅસ, અને નીરો (નેરો) હતાં. એ બધાએ પોતાની પાછળ બદનામ મૂક્યાં છે, અને તેઓમાં સહુથી વધારે દુષ્ટ નીરો હતો. આગસ્ટસના અને ટૈબેરિઅસના અમલમાં ડાન્યુબ નદીના કાંઠાનો મૂલક જીતાયો તેથી -હૈન અને યુફ્રેટિસ નદીઓની પેઠે તેપણ અધિરાજ્યની સીમા બની. આગસ્ટસ ટૈબેરિઅસ એ બંનેએ જર્મની જીતવાના યત્નો કર્યા, પણ ત્યાંના લોકને સુભાગ્યે તેઓ પાર પડ્યા નહિ. આગસ્ટસના સમયમાં પબ્લિઅસ કિવકિટઅસ વારસની સરદારી નીચેના આખા રૂમી લશ્કરનો જર્મન શૂરવીર આર્મિનિઅસે નાશ કર્યો. ઇંગ્રેજોએ યાદ રાખવું કે જો રૂમી સરકારે જર્મની દેશ જીત્યો હોત તો ઇંગ્રેજો પણ જીતાયા હોત, કેમકે તેમના પૂર્વજો એ વેળા ઉત્તર જર્મનીમાં વસતા

હતા. જે ભૂમિમાં હાલ તેઓ વસેછે તેમાં, બ્રિટન બેટમાં—એ કાળે બ્રિટોન કે વેલ્શ નામે કેલ્ટ જાતના લોક રહેતા હતા. ક્લાડિઅસની કારકીર્દીમાં રૂમી ફોજે બ્રિટન ઉપર સ્વારી કરી, અને તેનો ઘણોક ભાગ આસ્તે આસ્તે તેમને વશ થયો અને તેનો તેમણે રૂમી ઈલાકો બનાવ્યો, પણ એનો ઉત્તર ભાગ તથા પડોશમાંનો આયર્લાંડ બેટ કદી જીતાયા ન હતા. એ દર્મિયાન એશિઆમાંનાં તથા આફ્રિકામાંનાં તાબેદાર રાજ્યોને ખાલસા કર્યાં, અને દૂર પૂર્વમાં આવેલા આર્મેનિઆના રાજાઓને રોમના નોકરીઆત જાગીરદાર કરી નાંખ્યા.

**૨૨. રાજ્યનો વધારેમાં વધારે વિસ્તાર.**—નેરાના મરણ પછી ઘણા થોડા વખતમાં કેટલાક કૈસરોને ગાદીએ બેસાડવામાં અને ઊઠાડી મૂકવામાં આવ્યા. ત્યાર બાદ અંદરની શાંતિ લાંબા વખત લગી ચાલી. એ સમયમાં કૈસરોમાંના ઘણા બહુ સારા હાકેમ હતા. એમાંના પ્રથમ થયેલા ફ્લાવિઅન કુળના હતા. ટિટસ (ટેટલ) ફ્લાવિઅસ વેસ્પાશિઆનસ, ટિટસ, અને ડોમિટિઅન, એ ત્રણમાંનો છેલ્લો પૂરેપૂરો નઠારો હાકેમ હતો. નેરાના અમલમાં યાહુદી લોકે બંડ મચાવ્યું હતું તે વેસ્પાસિઆનસે બેસાડી દીધું અને તેમના જેરૂસલેમ નગરનો નાશ કર્યો. ડોમિટિઅનની પછી ૯૬ થી ૧૮૦ સુધીમાં નેર્વા, ટ્રજન, હાડ્રિઅન, આન્ટોનિનસ પાઅસ (પિઅસ) અને માર્કસ આરેલિઅસ નામે પાંચ કૈસરોએ અમલ કર્યો. એ પાંચ રૂડા કૈસરો કહેવાય છે. તેઓ એકની પાછળ બીજો દત્તપુત્રના હક્કથી રાજ્યાસન પામ્યા ને એક કુળના કહેવાયા. પણ પેટના દીકરા ન હોવાથી તે કુળ કૃત્રિમ હતું. આ બધા સમયમાં કાયદા પાળવામાં આવતા અને સેનેટનું સન્માન થતું. એ કાળે રાજ્યનો વિસ્તાર વધારેમાં વધારે હતો. ડાન્યુબ નદીના નીચલા ભાગની ઉત્તરે આવેલા પ્રદેશમાં ડાશિયન લોક વસતા હતા તેમને ટ્રાજને જીત્યા અને તેમના દેશને રોમનો ખાલસા પ્રાંત બનાવ્યો. એ નદી ઉપર રૂમી રાજ્યને કબજે મોટો મૂલક માત્ર એજ હતો. પાર્થી લોક જોડે ટ્રાજન લડત લડ્યો અને તેણે આર્મેનિઆ, મેસોપોટામિઆ, અને આસિરિઆ જીતી લેઈ અધિરાજ્યનો સીમાડો કાસ્પિઅન સ-

મુદ્રે પહોચાડ્યો. પરંતુ આ મોટો ઉમેરો થોડા કાળ માત્ર રહ્યો; કેમકે ટ્રાજનના મૃત્યુ કેડે તેને આસને આવનાર હાદ્રિયને એના પૂર્વમાં જીતેલા દેશો છોડી દીધા. એમ ટ્રાજનના અમલમાં અધિરાજ્યનો ફેલાવો જેટલો મોટો હતો તેટલો ત્યાર પહેલાં કે ત્યાર પછી ન હતો. વધારે મૂલક જીતવાની ધારણા રાખ્યા કરતાં જેટલો કબજે હતો તેનું રક્ષણ કરવાનો વિચાર કરવાની ગરજ લાંબો વખત ગયા પહેલાં રોમને પડી.

**૨૩. સારાંશ.**—એમ એ કાળે જે સુધરેલી દુનિયા હતી* તે સકળપર રોમનો અમલ થયો. પાડોશમાંના ડુંગરો ઉપરની વસ્તી જોડાઈ જઈ પ્રથમ એક શહેર બન્યું. ત્યાર પછી એ શહેરે લાટિઅમ પરગણાનું ઉપરીપણું મેળવ્યું અને ત્યાર કેડે આખા ઇટાલી દેશની સરદારી હાથ કરી. પછી ભૂમધ્ય સમુદ્રના કાંઠાના દેશોને પ્રથમ તાબેદાર રાજ્યો કર્યાં ને પછી ખાલસા પ્રાંત કર્યા; અને અંતે એ પ્રાંતોની વસ્તીને રોમન સિટિઝન કર્યા. એ દર્મિયાન રોમની અંદરના ઈતિહાસમાં બનાવ બન્યા તે એકે પ્રથમ તેમાં રાજા રાજ્ય કરતા, ત્યાર પછી પહેલા થયેલા પ્રજાસત્તાક રાજ્યમાં પાટ્રિશિઅન અને પ્લીબીઅન વર્ગોના ઝઘડા થયા; ડગલે ડગલે જય પામી પ્લીબીઅન વર્ગે પાટ્રિશિઅન વર્ગને જે જે અધિકાર હતા તે મેળવી તેઓ તેમની બરોબરીઆ થયા; ત્યાર પછી ધનવાન અને નિર્ધન વર્ગોની વચ્ચે ટંટો થયો; અને છેલ્લે તમામ રાજ્યસત્તા એક પુરૂષને હાથ ગઈ, એટલે વાસ્તવિક કહેતાં પ્રજાસત્તાક રાજ્યરીતિ બદલાઈ પાદશાહી થઈ. વિગ્રહમાંનું અને શાન્તિમાંનું પ્રત્યેક કામ રોમમાં આસ્તે આસ્તે ડગલાં ભરી કરવામાં આવતું હતું તેથી બીજા રાજ્યો કરતાં રોમનું રાજ્ય વધારે ટક્યું. ટ્રાજને પૂર્વમાં વશ કરેલો મૂલક થોડો વખત રોમને કબજે રહ્યો હતો તે બાદ કરતાં વધારેમાં વધારે વિસ્તારના સમયમાં રૂમી અધિરાજ્યની મર્યાદામાં ર્હૈન અને ડાન્યુબની વચ્ચે આવેલો તમામ યૂરોપ ખંડ, ડાન્યુબની બીજી ગ-

---

* યૂરોપી ઈતિહાસ કર્તા એટલા ભાગને સુધરેલો ગણેછે. ભરતખંડ વગેરે પૃથ્વીના બીજા ભાગો સુધરેલા હતા તે બિના તેઓ લક્ષમાં લેતા નથી:—ભાષાંતર કર્તા.

મનો એક પ્રાંત અને બ્રિટન બેટનો વધારે મોટો ભાગ હતો. એશિઆમાં યુફ્રેટીસ નદીની પશ્ચિમ દિશામાં આવેલા સઘળા દેશો તથા આફ્રિકામાં મિસર, અને મોટા રણની ઉત્તરે રસાળ જમીનની સાંકડી પટી છે તેના માલિક રૂમી સરકાર હતા. એમ જૂની દુનિયાનો બધો સુધરેલો ભાગ, ફીનિશિઆ, ગ્રીસ અને મકદુનિઆનાં રાજ્યો અને થાણાં એને તાબે હતાં. પશ્ચિમ તરફથી પૂર્વની સામે થનાર આ વેળા રૂમી રાજ્ય હતું. માત્ર પૂર્વમાં ઘણે છેટે તેની સામે બરોબરીપણે બાથ ભીડી શકે એવો એક સમોવડીઓ હતો તે પાર્થીઆનું રાજ્ય હતું.

---

# प्रकरण ४ थुं

## रोमनी पडती.

**१. इरानीओ अने जर्मनो जोडे वघरा.**—આ વેળા રોમને બે મુખ્ય શત્રુ હતા,–પૂર્વમાં ઇરાની ( પારસી ) લોક અને પશ્ચિમમાં જર્મન લોક. ટ્રાજનના સમય પછી પાર્થીરાજ્ય ફરીને ચડીઆતી સ્થિતિ પામ્યું; ૨૨૬ માં જૂના પારસી કે ઇરાની લોક પાછા ઊઠ્યા, અને અર્દેશર કે આર્ત્તક્ષેર્ક્ષેસની સરદારી નીચે સ્વદેશી રાજ્ય સ્થાપ્યું. એ સરદારના કુળના શાહો સાસ્સાની કહેવાતા. રોમ અને ઈરાન આ વેળા હરીફ હતાં, અને સરહદ ઉપર વારેવારે વઢતાં, તથાપિ એક એકના ખરા બળની અજમાયશ કદી કરતાં નહિ. પશ્ચિમ ઝઘડા એવા નહતા. માર્કસ આરેલિઅસના વખતથી ર્‍હેન અને ડાન્યુબ નદીઓનો આખો સીમાડો જર્મન પ્રજાઓ તરફથી ધારતીમાં હતો. જગતના ઇતિહાસમાં મોટા વિકારોમાંનો એક આ દર્શાવેછે. રોમનું આગળ વધતું અટક્યું; યુરોપમાં જે લોકો આગેવાન તરીકે તેને ઠામે જલદી આવનારા છે તેમનાથી પોતાની સરહદોનું રક્ષણ કરવાનું બળ માત્ર તેનામાં રહ્યું હતું. ઇંગ્રેજોના પૂર્વજો આ કાળે જર્મનીમાં હતા. પરંતુ તેઓ એટલા વેગળે હતા કે

જે બનાવો એ વેળા બન્યા તેમાં તેમનો હાથ નહતો. જે ટ્યુટોની લોકો જોડે રોમને બાથ ભીડવી પડી તેઓ ફ્રાંક અને ગોથ હતા. એમાંની ફ્રાંક પ્રજા -હૈન નદીને અને ગોથ પ્રજા ડાન્યુબ નદીને તીરે હતી. ભિન્ન ભિન્ન રસ્તે તેઓ અધિરાજ્યમાં ઘૂસવા લાગી. કોઈવાર મૂલક જીતવાને કે લૂંટવાને યુદ્ધે ચઢતી, અને કોઈવાર રોમની ફોજમાં નોકર રહી ઈનામને પેટે જમીન મેળવતી. કોઈવાર રૂમી ફોજ યુદ્ધમાં મોટા જય મેળવતી, જર્મનોને પાછા હઠાવતી અને તેમનો મૂલક લૂંટતી. તોપણ જર્મનો ચડતીપર હતા અને રોમનો પડતીપર હતા. રોમનો મૂલકો જીતવાનો સમય ગયો હતો; જે હાથ આવ્યું હતું તે રાખવાને માત્ર આ વેળા તે વઢતું હતું.

૨. **કૈસરોનું લશ્કરથી નીમાવવું.**—સારા પંચ કૈસરોમાંનો છેલ્લો માર્કસ આરેલિઅસ હતો. તેની પછી રાજ્યાસન તેના કુંવર કોમ્મોડસને મળ્યું. નઠારામાં નઠારા કૈસરોમાંનો એક એ હતો. ૧૯૨ માં તેનું ખૂન થયું ત્યાર કેડે ૨૮૫ ની સાલ સુધીનાં લગભગ સો વરસો પર્યંત લશ્કરે કૈસર ઠરાવ્યા અને ઘણીવાર થોડો વખત રાજ્ય કરવા દેઈ મારી નાખ્યા. અધિરાજ્યના જુદા જુદા ભાગમાં રહેલી એ કે વધારે ફોજો દરેક પોતપોતાના સેનાપતિને કૈસર નીમતી તેથી ભિન્ન ભિન્ન ભાગમાં જુદા કૈસર અમલ કરતા. પણ એ સમોવડીઆ કૈસરોએ રાજ્યના ભાગ કરી જુદાં રાજ્યો સ્થાપ્યાં નહિ. પ્રત્યેક પોતાથી બની શકે તો આખા અધિરાજ્યનો ધણી થવાને પ્રયત્ન કરતો; અને ઘણું કરી તેઓમાંનો કોઈએક બીજાઓને જીતતો, અને તેમ થતું તેવારે જેઓ હારે તેઓ ટાયરંટ કહેવાતા. થોડાં વરસ લગી સેપ્ટેમિઅસ સેવેરસના કુળને હાથ રાજ્યગાદી રહી. એ કૈસરે ૧૯૩ થી ૨૧૧ પર્યંત અમલ કર્યો. સિટિઝનાદિ ભેદ હતા તે એના કુમાર આન્ટોનિનસ કે કારાકાલ્લાના સમયમાં કાઢી નાંખી અધિરાજ્યમાં વસનારા સર્વ સ્વાધીન માણસોને રોમન બનાવવામાં આવ્યા. પાછળ ગયેલા વખતમાં જેમને બાર્બેરિઅન કહ્યા હોય તેવા ઘણા પુરૂષો એ પછી કૈસર થયા, તેઓમાં વિશેષે કરીને ઇલ્લિરીઆમાંના ડેશિઅસ,

કલાડિઅસ, આરેલિઅન જેવા ઘણાક ડાહ્યા અને બહાદુર હતા અને તે બધાથી ચડે એવો ડિઓકલેશિઅન હતો. પણ એમાંના થોડાએજ કાંઇક લાંબી મુદ્દત લગી રાજ્ય કર્યું, અને વાલેરિઅન અને તેના કુંવર ગાલિએનસના સમયમાં ૨૫૩ થી ૨૬૮ સૂધી એટલા બધા સમોવડીઆ કૈસરો એકે વખતે રાજ્ય કરવા લાગ્યા કે તેઓ ૩૦ ટાયરંટ કહેવાયા. ૨૮૪ માં ડિઓકલેશિઅન કૈસર થયો તેવારે નવી વ્યવસ્થાનો આરંભ થયો.

**३. डिओक्लेशिअन अने तेनी पछी थयेला कैसरो.**—આ વખતસૂધી માણસોને માલૂમ પડ્યું હતું કે રૂમી રાજ્ય હવે પ્રજાસત્તાક રાજ્ય રહ્યું નહતું, અને જીતાયલા લોકો રોમન સિટિઝન થયા તેમને જણાયું કે રૂમી રાજ્યનો સમાવેશ માત્ર રોમ શહેરમાં થતો નથી. ડિઓકલેશિઅનના વખતથી કૈસરોએ પાદશાહી દમામમાં વધારો કર્યો. ( આ ભાષાંતરમાં એ એમ્પરરર શબ્દનો અર્વાચીન તરજુમો કૈસર થાયછે તે કર્યો છે, પણ એ અધિપતિઓએ એવું પદ ધારણ કર્યું નહતું ). આ વખતથી પણ તેમણે રાજ્યપદ ધારણ કર્યું નહિ; રાજ્યની સીમાઓ ઉપર વારેવારે તેમનો ખપ પડતો તેથી તેમને રોમ કરતાં બીજાં નગરોમાં વધારે રહેવાનું થવા માંડ્યું. આગસ્ટિ નામે બે ઉપરી કૈસર અને તેમના હાથ નીચે બે કૈસરે મળી આખા રાજ્યનો વહીવટ કરવો. એવી યોજના ડિઓકલેશિઅનની હતી. એણે અધિરાજ્યના ચાર ખંડ કર્યા હતા; ૧ ઇટાલી અને પાડોશની ભૂમિ, ૨ પશ્ચિમ પ્રાંતો, ૩ ગ્રીક પ્રાંતો, ૪ પૂર્વ પ્રાંતો. મિલાનમાં એક આગસ્ટિ રહેતો અને એશિઆના નિકોમીડીઆ નગરમાં બીજો રહેતો; ટ્રિએર કે યોકા નગરને પશ્ચિમ વિભાગની રાજધાની કહી હતી તેમાં એક કૈસર રહેતો અને પૂર્વ વિભાગના આન્ટિઓખ શહેરમાં બીજો રહેતો. પણ ૩૦૩ માં ડિઓકલેશિઅને રાજીનામું આપ્યું અને પછી ઘણા વખત લગી માંહોમાંહે વઢવાડ ચાલી તેને અંતે ૩૨૩ માં મહાન્ કાન્સ્ટન્ટેનને હાથ તમામ અધિરાજ્ય આવ્યું.

૪. **ख्रिस्ति धर्मनी वृद्धि.**—ખ્રિસ્તિ ધર્મ માનનારો પહેલો કૈસર કૉન્સ્ટન્ટૈન હતો. એ ધર્મનો આરંભ લગભગ રૂમી અધિરાજ્યના આરંભને સમયે થયો. કેમકે હજરત ઇસુખ્રિસ્તનો જન્મ આગસ્ટસની કારકીર્દીમાં થયો હતો અને ટૈબેરિઅસના અમલમાં તેમને સૂળી દીધી ( ક્રૂસપર ચડાવી તેમના હાથ તથા પગમાં ખીલા ખોશી મારી નાંખ્યો ) ત્યારથી ખ્રિસ્તિ ધર્મ થોડે થોડે ફેલાતો ગયો. ઘણીકવાર ખ્રિસ્તિ લોકને રાજ્ય તરફથી પીડા કરવામાં આવતી તોપણ તે પ્રસરતો હતો. નવાઇ જેવું લાગેછે કે એ લોકપર વધારેમાં વધારે જૂલમ નઠારામાં નઠારા કૈસરોના અમલમાં નથતાં સારામાં સારા કૈસરોના,—ટ્રાજન, માર્કસ, ડેશિઅસ, અને ડિઓક્લેશિઅન પંડેના—વખતમાં થયો. એનું કારણ એ કે રોમનો મૂર્તિપૂજક ધર્મ ત્યાંની રાજ્યવ્યવસ્થાનો ભાગ હતો તેથી જેઓ રોમના દેવોને પૂજવાને ના કહેતા તેઓને કૈસરના અને પ્રજાસત્તાક રાજ્યના દુશ્મન ગણવામાં આવતા. એથી જે કૈસરો રોમના જૂના કાયદા પળાવવાને વધારેમાં વધારે ચતુર હતા તેઓ ખ્રિસ્તિ લોકને સજા કરાવવામાં વધારેમાં વધારે આકરા હતા. પરંતુ હવે જૂનો ધર્મ માત્ર રાજકીય ડોળ જેવો થયો હતો; તેપર ખરી આસ્થા થોડાનેજ હતી. એથી ઉલટું, ખ્રિસ્તિ લોકને પોતાના પંથપર અંતઃકરણની ખરી શ્રદ્ધા હતી. એથી ખ્રિસ્તિમાર્ગનું બળ વધ્યું જતું હતું અને બુતપ્રસ્તી મતનું ઘટતું હતું; અને કૈસરોએ ખ્રિસ્તિ ધર્મ સ્વીકાર્યો ત્યારથી બહુ દેવપૂજા બંધ પડવા લાગી.

૫. **कॉन्स्टन्टैन अने तेनो परिवार.**—રોમના ઈતિહાસમાં જે સમય મોટા ગણાયછે તેમાંનો એક કૉન્સ્ટન્ટૈનનો છે. એ સમયમાં ત્રણ મોટા ફેરફાર થયા. રાજ્યકર્તાની સત્તા નિરંકુશ અને લશ્કરપર આધાર રાખનાર વાસ્તવિક થઇ હતી તે એના અમલમાં રૂપમાં પણ તેવી થઈ,—અર્થાત્ પ્રજાસત્તાક રાજ્યનું ડોળ પણ ગયું. સેનેટ અને કૉન્સલો હવે માત્ર છાયા હતા. બીજું, રોમ નગરમાં હવે કૈસરો રહેતા નહિ વાસ્તે કાન્સ્ટન્ટૈને બોસ્ફરસને કાંઠે આવેલા બયજેનટીઓન નામે ગ્રીક શહેરમાં નવી રાજ્યધાની કરી અને તેનું નામ

નવું રોમ પાડયું, પણ તે અત્યારસૂધી કૉન્સ્ટાન્ટિનોપલ (અપભ્રંશ ઈસ્ટામ્બુલ) એટલે કૉન્સ્ટન્ટૈન પુર કહેવાયછે. પુરાતન રોમ કરતાં આ નવા શહેરમાં પોતાના નિરંકુશ અધિકારને તથા ખ્રિસ્તિ ધર્મને સ્થાપવાનું કામ સહેલું હતું. એથી જૂના રોમમાં જૂના મૂર્ત્તિપૂજક રૂમી ધર્મનો નાશ બહુ ધીમે ધીમે થયો, પણ નવું રોમ તો આરંભથીજ ખ્રિસ્તિ નગર હતું. વળી આગસ્ટસની પાછળ થયેલા પાદશાહોમાંના કોઇએ એના જેટલી લાંબી મુદ્દત પર્યંત અમલ કર્યો ન હતો, અને તેના કુળમાં રાજ કરનારા રહ્યા ત્યાં લગી અધિરાજ્ય તેમને હાથ રહ્યું. પરંતુ તેમાંના ઘણાખરા તેમના સગાને હાથે મરણ પામ્યા. કૉન્સ્ટન્ટૈનનો કાળ ૩૩૭ માં થયો; તે સમે એના ત્રણ કુંવરોમાં અધિરાજ્યની વહેંચણ થઈ,તથાપિ ૩૫૦ માં કૉન્સ્ટાન્ટિઅસના અમલમાં તે પાછું સંધાઈ ગયું. આ કૈસરના વખતમાં કેટલાક સમોવડીઆ કૈસરો હતા તથા જર્મનો તથા પારસી (ઈરાની) ઓ જોડે વિગ્રહો થયા તેમાં તેને જય મળ્યો નહિ. ૩૬૧ માં કૉન્સ્ટાન્ટિઅસની પછી તેનો પિતરાઈ અને ભાઇ ગૉલનો કૈસર જુલિઅન ગાદીએ બેઠો. એ જુલિઅને જર્મનો પાસેથી ગૉલ દેશ પાછો જીતી લીધો હતો. તેણે ઈરાનીઓ ઉપર સવારી કરી અને તેમની જોડે વઢતાં તે રણમાં પડ્યો, ૩૬૩. કાન્સ્ટન્ટૈનના કુળનો એ છેલ્લો કૈસર હતો. એની પાછળ રાજ્યાસને જોવિઅન આવ્યો. ઈરાનના શાહને કેટલાક પ્રાંતો આપી દીધા એ તેનું પહેલું કૃત્ય હતું.

**૬. અધિરાજ્યમાં ખ્રિસ્તિ ધર્મની સ્થાપના.**—કૉન્સ્ટન્ટૈનના વખત પછી ખ્રિસ્તિ ધર્મ આખા અધિરાજ્યમાં પોતાની મેળે પ્રસર્યો, અને જેઓ પ્રતિમા પૂજક રહ્યા હતા તેઓ પણ તેના ઉપદેશથી ઘણું શીખ્યા. જુલિઅન કૈસર એમ જ્ઞાન પામ્યો હતો. તે નાનપણથી એ માર્ગમાં ઉછર્યો હતો, પણ પાછળથી જૂના મૂર્ત્તિપૂજક પંથમાં ગયો અને તેની સ્થાપના ફરી કરવાને તેનાથી બની શક્યું એટલું કર્યું. તોપણ જુલિઅનની પંડની વર્ત્તણૂક એવી સારી હતી કે સર્વોત્તમ કૈસરોમાં તેની ગણના થાયછે. હવે એ નવા ધર્મના પ્રસારને કશાથી ખાળી શકાય તેમ ન હતું. સૈકાના અંતસૂધીમાં જૂના

ધર્મને જાહેરમાં પાળવાની મના કરવામાં આવી હતી. ખ્રિસ્તિમાર્ગ સેમિટી હોઈ એશિઆમાં ઉત્પન્ન થયેલો તે હવે રૂમી અધિરાજ્યનો ધર્મ થયો. અને રૂમી અધિરાજ્ય જે પ્રજાઓનું બન્યું હતું, તથા જેમણે તેનાથી ધર્મ અને સુધારો પ્રાપ્ત કર્યા હતાં તેઓ અદ્યાપિ ખ્રિસ્તિ ધર્મ માનેછે. એ મર્યાદાની બહાર ખ્રિસ્તિ ધર્મ બહુ થોડો પ્રસર્યો છે. પણ સરકાર તરફથી જૂલમ બંધ પડતાં વારને ખ્રિસ્તિ લોક મતભેદને માટે માંહેમાંહે આથડવા લાગ્યા. કૉન્સ્ટન્ટૈન તથા ચોથા સૈકાના કેટલાક કૈસરો સિકંદ્રીઆના અરિઅસ નામે પાદ્રીનો મત માનતા, પરંતુ કૉન્સ્ટન્ટૈનના સમયમાં બિથિનીઆ પ્રાંતના નૈસ કે નિકઇઆ નગરમાં ખ્રિસ્તિ સમાજના આચાર્યોની સામાન્ય સભા (જનરલ કૌન્સિલ) માં તે મત નામંજૂર થયો હતો. ટ્યુટોન પ્રજાઓમાંની ઘણીખરીએ પ્રથમ ખ્રિસ્તિ ધર્મનો એ આરિઅન મત સ્વીકાર્યો હતો. અધિરાજ્યના જેવા મોટા ભાગ થયા હતા તેવાજ ખ્રિસ્તિપંથના ભાગ થયા. પછીના વખતમાં ગ્રીક અને લાટિન પ્રાંતો જુદા પડી તેઓમાં પૂર્વ સંપ્રદાય અને પશ્ચિમ સંપ્રદાય એ નામે ખ્રિસ્તિ ધર્મના બે પંથ બન્યા. પૂર્વ તરફ વધારે આગળ જતાં આવેલા ભાગમાં એ બંનેથી ન્યારા મત ચાલ્યા. અને જેમ આરંભમાં ટ્યુટોન પ્રજાઓએ ખ્રિસ્તિ ધર્મનું જે રૂપ પાખંડ કહેવાતું તે સ્વીકાર્યું હતું તેમ પછીના સમયમાં ખ્રિસ્તિ ધર્મનું ટ્યુટોન રૂપ ઉત્પન્ન થયું અને તે લાટિન, ગ્રીક, તથા પૂર્વ એ ત્રણે માર્ગથી ભિન્ન હતું.

**૭. ગૉથ લોકની સવારીઓ.**—૪ થા સૈકામાં ટ્યુટોન પ્રજાઓએ રૂમી અધિરાજ્યમાં આવી વસવા માંડ્યું. અત્યાર લગી સીમાડા ઉપર નિરંતર વઢવાડ ચાલ્યાં કરતી હતી; પરંતુ ખોયલો મૂલક ઘણું કરીને રૂમી સરકાર પાછો જીતી લેવાને શક્તિમાન હતા. એમ ગૉલ પ્રાંત ઉપર ચડી આવેલા જર્મનોને કૉન્સ્ટન્ટૈને અને જુલિઅને પાછા હઠાવી કાઢ્યા હતા અને ઈ. સ. ૩૬૪ માં વાલેન્ટિનિઅને તેના ભાઈ વાલેન્સની જોડે રાજ્ય કરવા માડ્યું ત્યારે તેમણે પણ તેઓને હઠાવ્યા હતા. તથાપિ હવણા એશિઆમાંના તુરાની કુળના હન (હુન) લોકો પાછળ આવી ટ્યુટોનો ઉપર દબાણ કરવા લાગ્યા

તેથી તેમને વધારે ઉતાવળે આગળ વધવું પડયું. ૩૭૬ માં ગોથ લોકને ડાન્યુબ ઓળંગી અધિરાજ્યમાં આવી વસવાની પરવાનગી આપવામાં આવી. પણ રોમનો તેમની સાથે માઠી રીતે વર્ત્યા તેથી તેઓ હથિઆર લેઇ ઊઠયા, અને હાદ્રિઆનોપલ આગળ લડાઈ થઈ તેમાં વાલેન્સ પડયો. ત્યાર પછી ગોથ લોક અહીં તહીં કૂચ કરવા લાગ્યા અને તેમને રોમન અધિરાજ્યની નોકરીમાં રાખવા અને તેમના રાજાઓને કોઇ રોમન ઇલકાબ આપવા એ વિના બીજા ઉપાય રહ્યા ન હતા. ૩૯૨ માં મહાન્ થીઓડોશિઅસના અમલમાં આખું અધિરાજ્ય ફરીને એકત્ર થયું અને કાંઇક સારૂં કામ ચાલ્યું; ૩૯૫ માં તેનો કાળ થયો તેવારે તેના પુત્રોમાં રાજ્યના બે ભાગ થયા, આર્કાડિઅસ પૂર્વનો કેસર થયો અને હોનોરિઅસ પશ્ચિમનો થયો. એ વખતે અધિરાજ્યની અતિશે માઠી અવસ્થા થઈ. રાવેના શાહેરના મજબૂત ગઢમાં ઘણું કરીને હોનોરિઅસ રહેતો. ૪૧૦ માં પશ્ચિમ ગોથ લોકે તેમના રાજા આલારિકની સરદારી નીચે ચડી આવી રોમ નગર લૂંટયું, પણ તેની પછીનો રાજા અતાઉલ્ફ રૂમી રાજ્યનો નામનો નોકર થઈ સ્પેનમાં ગયો. સ્પેન અને ફ્રાન્સમાં ગોથ રાજ્યનો ખરેખરો આરંભ આ હતો. અધિરાજ્યની મર્યાદામાં પહેલું ટયુટોની રાજ્ય એ થયું.

૮. **ઇટાલીમાં અધિરાજ્યનો અંત.**—થીઓડોશિઅસના કુળના ગાદીએ બેસનારા રહ્યા ત્યાંલગી પૂર્વ અને પશ્ચિમ બેઉ વિભાગનાં રાજ્યાસનો એ કુળને હાથ રહ્યાં. તોપણ તે દર્મિયાન ટાઇરંટો કે સમોવડીઆ પાદશાહો ઊભા થયા હતા, અને પૂર્વરાજ્યને ઈરાનની સામે ઝઘડો જારી રાખવો પડયો, તથા પશ્ચિમ રાજ્યના પ્રાંતો એક પછી એક છેદન થઈ છૂટા પડી ગયા. પાંચમા સૈકાના મધ્યભાગ સુધીમાં પશ્ચિમના કૈસરોનો વાસ્તવિક અધિકાર ઇટાલીની બહારના પ્રાંતોમાંથી ઊઠી ગયો હતો અને ભાડુતી એટલે માત્ર પગારને માટે રહેલી બાર્બેરિઅન ફોજોના ઉપરીઓ પોતાની મરજી પ્રમાણે કૈસરોને પાટ બેસાડતા અને ઊઠાડી મૂકતા. આખરે ૪૭૬ માં પશ્ચિમના પાદશાહોના પહેલા વંશનો અંત આવ્યો. ભાડુતી લશ્કરના સરદાર

ઓડોઆસરે રાજ્યાધિકાર પોતાને હાથ લીધો; પણ જે રીતે એ ફેરફાર થયો તે રીત દર્શાવેછે કે જૂના વિચાર હજી માણસોના મનમાં ઠસી રહ્યા હતા. રોમન સેનેટે ઠરાવ કર્યો કે એક કૈસર બસ છે તેથી પશ્ચિમ અધિરાજ્યને પૂર્વ અધિરાજ્યમાં પુનઃ ભેળી દેવું. એપરથી પૂર્વ અધિરાજ્યનો કૈસર જેનો હતો તે એકલો બધાનો નિયંતા થયો, અને તેણે ઓડોઆસરને પાટ્રિશીઅનનો ઓદ્ધો આપી ઇટાલીમાં અમલ કરવાનો અધિકાર દીધો. થોડા વખત પછી ૪૮૯ માં જેનોને ઇચ્છા થઈ કે પૂર્વ ગોથલોક પૂર્વમાંથી જાય, તેપરથી તેણે તેમના રાજા થેઓડોરિકને ઇટાલી જીતી તે ઉપર રાજ્ય કરવાની સનદ આપી. એપરથી તે રાજાએ તે દેશપર સ્વારી કરી. ઓડોઆસર યુદ્ધમાં હાર્યો ને થેઓડોરિકે દેશનો કબજો કરી ૪૯૩ થી ૫૨૬ પર્યંત ત્યાં રાજ્ય કર્યું. તેણે ભલી રીતે ન્યાયથી અમલ કર્યો અને તેની સત્તા ઇટાલીની બહાર દૂર લગી ફેલાઈ. તેનું રાજ્ય વાસ્તવિક સ્વતંત્ર અને બળવાન હતું; કહેવામાં તે માત્ર પોતાની ગોથ પ્રજાનો રાજા હતો અને ઇટાલી ઉપર પાદશાહના પ્રતિનિધિ તરીકે અમલ કરતો હતો. એમ રૂમી અધિરાજ્ય નવા રોમમાં રહી રાજ્ય કરનારા કૈસરોને નામે ચાલુ રહ્યું, પણ જૂના રોમમાં તેમનો વાસ્તવિક અધિકાર જરાએ ન હતો.

૯. **ટ્યુટોની રાજ્યોની સ્થાપના.**— અતાઉલ્ફને સ્પેનમાં રાજ્ય કરવાની સનદ કૈસરોએ કરી આપી તેથી તે દેશમાં અને દક્ષિણ ફ્રાન્સમાં પશ્ચિમગોથ લોકના રાજ્યની શરૂઆત થઈ, અને એજ પ્રકારની સનદ થેઓડોરિકને આપી તેથી ઇટાલીમાં અને તેની પાસેના મૂલકમાં પૂર્વગોથ લોકના રાજ્યનો આરંભ થયો. એ દર્મિયાન પશ્ચિમના ભાગોમાં ટ્યુટોની રાજ્યો થયાં. ઉદાહરણ, ગૉલના અગ્નિ કોણમાં બર્ગંડ લોકે રાજ્ય સ્થાપ્યું; અને ૪૫૧ માં આખો ગૉલદેશ અને તમામ યૂરોપખંડ હન લોકનો રાજા આત્તિલા જીતી લેશે એવો ભય ઉત્પન્ન થયો. પણ સુભાગ્યે રૂમી જનરલ ઐટિઅ અને પશ્ચિમગોથ લોકના રાજા થેઓડોરિકે મળી તેને ચાલોનના રણમાં હરાવ્યો. આગળ મહાન્ થેઓડોરિક કહેવામાં આવ્યો છે

તે આ નહિ. ગૉલમાં રોમની સત્તા આસ્તે આસ્તે નાશ પામી. સઘળો ઉત્તરગૉલ ફ્રાંક લોકનો પહેલો ખ્રિસ્તિ થયલો રાજા ક્લોડ્વિગ કે ક્લોવિસ નામે હતો તેણે જીતી લીધો અને ૪૮૧ થી ૫૧૧ સુધી ત્યાં તેણે અમલ કર્યો. હવે થોડે થોડે વધી જર્મની અને ગૉલ એ બેઉ દેશોમાં ફ્રાંક લોકે મુખ્ય અધિકાર મેળવ્યો; પરંતુ એમાંના પ્રત્યેક દેશના નાના ભાગમાં માત્ર તેઓ વસ્યા અને હજી તે ભાગોએ ફ્રાંકનું નામ રાખ્યું છે, એકનું ફ્રાંકેન કે ફ્રાંકોનિઆ છે અને બીજાનું ફ્રાંસ છે. એની અગાઉ ૪૨૯ માં વાન્ડાલ લોકે સ્પેન માર્ગે આફ્રિકામાં જઈ રાજ્ય સ્થાપ્યું. ફ્રાંકવિના બાકીની આ સર્વ ટ્યુટોન પ્રજાઓ ખ્રિસ્તિધર્મની એરિયન શાખાના હતા. ક્લોડ્વિગને કાથોલિક બિશપે બાપ્તિસ્મ આપ્યું હતું. આ ફ્રાંક રાજ્યમાંથી પછવાડેથી જર્મની અને ફ્રાંસનાં રાજ્યો થયાં.

**૧૦. ટ્યુટોન અને રોમાન્સ ભાષાઓ.**—અધિરાજ્યમાં વશી રાજ્યો સ્થાપનારા ટ્યુટોન લોકો કેવળ નાશ કરનારા ન હતા. તેઓ રોમનોને જીતનારા હતા તેમ તેમના શિષ્યો હતા. જર્મન રાજાઓના તાબામાં પ્રથમ રોમનો અને જર્મનો પોત પોતાના કાયદા પાળતા. અને જર્મનોએ ખ્રિસ્તિ ધર્મ સ્વીકાર્યો હતો તેથી તેઓ તેના દેવળોને અને પાદ્રીઓને માન આપતા; જેઓ એરિયન મતના હતા તેઓ રહેતે રહેતે કાથોલિક થયા. માત્ર આફ્રિકામાં એરિયન મતના વાન્ડલોથી ત્યાંના કાથોલિકો ઘણી પીડા પામ્યા. આસ્તે આસ્તે ગૉલ, સ્પેન, અને ઇટાલીમાંના જર્મનો અને રોમનો તે વખતે બોલાતી લાટિન બોલી બોલવા લાગ્યા. ગ્રંથોની લાટિન ભાષા એ ન હતી, પણ સાધારણ લોક જે બોલતા તે હતી, ને તેમાં બસ જર્મન શબ્દો પેઠા હતા. યૂરોપની મોટી ભાષાઓમાંની કેટલીક,—ઇટાલિઅન, સ્પાનિશ, દક્ષિણ ગૉલમાં પ્રોવેન્શલ, ઉત્તર ગૉલમાં ફ્રેંચ—એમ ઉત્પન્ન થઈ. આ બધી બોલીઓ થોડી કિમ્વા અપભ્રંશ થયલી તથા જર્મન શબ્દો અને વાક્ય રૂઢીઓ ભળેલી લાટિન ભાષા છે. પણ અધિરાજ્યની સીમા બહાર ટ્યુટોન બોલીઓ રહી અને તેઓને થીઓટીશ, ડેઉટ્સ્ચ કે ડચ, અર્થ લોકોની બોલી, કે સમ-

જાય તેવી બોલી,–કહેતા. રોમન અને કેલ્ટ લોકોની બોલી તેઓ સમજતા નહિ તેને તેઓ વેલ્શ એટલે પરાઇ કહેતા. આ ટયુટોની કે ડચ ભાષાની બે મોટી શાખાઓ છે, એક ઊંચી–ડચ, એ ફ્રાંક અને દરિયાથી દૂર અંદરના ભાગમાં વસનારી જર્મન પ્રજાઓની, અને બીજી નીચી–ડચ, એ સાક્સનાદિક સમુદ્રના કાંઠાની પાસે વસનારી જર્મન પ્રજાઓની.

**૧૧. બ્રિટનનું ઇંગ્રેજથી જીતાવું.**—આ બધા ટયુટોની વિજયો જમીન વાટે થયા હતા, કેમકે સ્પેનથી વાન્ડલો આફ્રિકામાં ગયા તેને સમુદ્ર માર્ગે કરેલી જીત ભાગ્યે કહી શકાય. પરંતુ નીચાણના પ્રદેશમાં વસનારી ડચ જાતોએ જે મોટી જીત કરી તે સમુદ્ર વાટે કરી હતી. ઇંગ્રેજે બ્રિટન બેટ વશ કર્યો તે એ જીત. ચોથા સૈકાના પાછલા ભાગ પર્યંત ઇંગ્રેજના પૂર્વજો–એંગલ્સ, સાક્સન, અને જ્યુટ–ઉત્તર જર્મનીમાં પોતાના જૂના વાસમાં રહેતા, અને રોમનો જોડે કાંઈ વહેવાર તેમણે કર્યો ન હતો. વાલેન્ટિનિઅનના અમલમાં સાક્સનોએ બ્રિટન ઉપર સમુદ્ર માર્ગે સ્વારી કરી, પણ થેઓડોશિઅસે તેમને હઠાવી કાઢ્યા. એજ નામનો રૂમી પાદશાહ થયો તેનો એ બાપ હતો. બ્રિટનના કેલ્ટ લોકે એમ નીચાણના ડચ લોકોમાંના સાક્સનોને પ્રથમ જાણ્યા તેપરથી તેમણે બધી ટયુટોની વસ્તીને હમેશ સાક્સન કહી. ૪૧૦ માં હોનોરિઅસે રૂમી ફોજને બ્રિટનમાંથી બોલાવી લીધી, અને ત્યાંના લોકને નોધારા મૂક્યા, તેથી ઇંગ્રેજોના પૂર્વજો એ દેશમાં આવી વસવા લાગ્યા; પ્રથમ ૪૪૯ માં, જ્યુટ લોકે કેંટમાં રાજ્ય સ્થાપ્યું; ત્યાર કેડે સાક્સનો અને એંગલ્સ આવ્યા. અને, એંગલ્સ દેશનો વધારે મોટો ભાગ લીધો ને તેમની સઘળી ટોળીઓ એક પ્રજા હતી તથા તે સર્વને એક સામાન્ય નામ હતું તેથી તેઓ એંગલ્સ કે ઇંગ્લિશ કહેવાયા અને તેમની ભૂમિ ઇંગ્લાંડ કહેવાઈ. (લાડનો અર્થ ભૂમિ છે). ઇંગ્રેજોના એ પૂર્વજોએ ડગલે ડગલે આગળ વધી બ્રિટોન કે વેલ્શ લોકને હાંકી કાઢ્યા કે વાઢી નાંખ્યા, અને એ બેટમાં પગ મૂક્યા પછી આશરે સો વરસોમાં વાઇટ બેટથી ફોર્થ સૂધીનો તમામ પૂર્વ ભાગ જીતી લીધો. પરંતુ પ-

શ્ચિમમાં હજી બ્રિટનો રહ્યા અને પિક્ટ અને સ્કોટ લોક ઉત્તરમાં રહ્યા. બીજી ટ્યુટોન જાતોએ જેમ દેશો જીત્યા તેમ ઇંગ્રેજે બ્રિટન દેશ જીત્યો ન હતો. ઇંગ્રેજોએ રોમની સત્તા કદી માની ન હતી અને તેમના સૈન્યમાં કદી નોકરી કરી ન હતી. તેથી જે જે રોમન હતું તેનો તેમણે નાશ કર્યો તથા પોતાની ટ્યુટોન બોલી અને ટ્યુટોન ધર્મ એ બંને રાખ્યાં. પછીથી જ્યારે તેઓ ખ્રિસ્તિ થયા ત્યારે વેલ્શ કે બ્રિટોન લોકથી થયા ન હતા, પણ રોમથી તેમને માટેજ ઉપદેશકો મોકલ્યા હતા તેમણે તેમનો ધર્મ બદલાવ્યો.

**૧૨. उपसंहार.**—એમ ચોથા અને પાંચમા સૈકામાં રૂમી અધિરાજ્યનો ધર્મ ખ્રિસ્તિ સંપ્રદાય આસ્તે આસ્તે થયો, અને ટ્યુટોનિક પ્રજાઓ જમીન વાટે આવી વશી તેઓમાં ત્યાંથી તે પેઠો. ભૂમાર્ગે આવી વસેલા ગોથ, ફ્રાંક અને બીજાઓમાંથી અર્વાચીન યૂરોપની રોમાન્સ પ્રજાઓ અને ભાષાઓ ઉત્પન્ન થઈ. વચગાળાના વખતમાં ઇંગ્રેજ સમુદ્ર માર્ગે બ્રિટનમાં આવ્યા. એ વિજયોથી પશ્ચિમ અધિરાજ્ય ખંડિત થઈ નાનું થઈ ગયું, અને અંતે તેમાં ઇટાલી દેશ બાકી રહ્યો ને પૂર્વ રાજ્યમાં નામનો જોડાયો. આ બધા સમયમાં જ્યારે બંને વિભાગો એકઠા મળી ગયેલા હતા ત્યારે આખાની રાજ્યધાની નવા રોમમાં કે કૉન્સ્ટાન્ટિનોપલમાં હતી. અને બંને જુદાં હતાં ત્યારે પૂર્વ ભાગની રાજ્યધાની ત્યાં હતી.

# प्रकरण ५ मुं.

## पूर्व रूमी अधिराज्य.

**૧. कॉन्स्टान्टिनोपलमां रोमन पादशाह.**—હવે કોઈ ઠેકાણે પશ્ચિમમાં રૂમી પાદશાહ ન હતો; તથાપિ કૉન્સ્ટાન્ટિનોપલમાં રૂમી અધિરાજ્ય જારી રહ્યું. હાદ્રિઆટિક અખાતની પશ્ચિમે એ પાદશાહનો વાસ્તવિક અધિકાર ન હતો. તોપણ લાગ આવે ત્યારે ગયલા પ્રાંતોમાંના હર કોઈ પાછા જીતી લેવાને તેઓ તૈયાર હતા.

તેમને હાથ ગ્રીક તથા પૂર્વ પ્રાંતો હતા. સરકારી કામકાજ
લાટિન ભાષામાં ચાલતું, પણ લોકની સાધારણ બોલી ગ્રીક હતી
ગ્રીક વિદ્યાનું મુખ્ય મથક કૉન્સ્ટાન્ટિનોપલ હતું. પૂર્વ અધિરાજ્યના
માંહેના ભાગમાં ટયુટોની રાજ્યો થયાં નહિ. એની ઉત્તર હદ ઉપર
ટયુટોની, સ્લાવોની, અને તુરાની પ્રજાઓની ઘણીક આવજા અને
વસ્તી થઈ, ને તેઓના હુમલાની ધાસ્તી વારે વારે પડતી અને હુ-
મલા થતા પણ ખરા. આ સમયને આરંભે ઇરાન જોડે સલાહ હતી,
પણ પછી થોડીવારે તેણી ગમ પારવિનાની વઢવાડ ચાલી.

**૨. आफ्रिका अने इटाली पाछां मेळव्यां.**—આ સમયનો
સર્વથી નામાંકિત કૈસર જસ્ટિનિઅન હતો ને એણે ૫૧૭ થી ૫૬૫
લગી રાજ્ય કર્યું. રોમના કાયદાઓનો સંગ્રહ કરાવી તેઓને દીવાની
કાયદો એવે નામે એક નિયમિત ગ્રંથમાં ગોઠવાવ્યો એ તેનું રાજ્યની
અંદર કરેલું મોટામાં મોટું કૃત્ય હતું. વળી તેણે ગયલા રાજ્યમાંનો
મોટો ભાગ પાછો જીતી લીધો. આફ્રિકામાંનું વાન્ડલ રાજ્ય પડતી
હાલતમાં હતું તેને ૫૩૪ માં જસ્ટિનિઅનના સેનાપતિ બેલિસારિઅસે
જીતી લીધું. એજ વખતને સુમારે સ્પેનનો દક્ષિણભાગ પણ ફરીને
હાથ કરી લીધો. મહાન્ થીઓડોરિકના મરણ પૂઠે જસ્ટિનિઅનને
લાગ્યું કે પૂર્વ ગોથ લોક પાસેથી ઇટાલી પણ પાછું લેઈ શકાશે.
૫૩૫ થી ૫૫૩ સૂધી પ્રથમ બેલિસારિઅસ અને પછી નાર્સેસ એ
સરદારોએ વઢી તે દેશ જીતી લીધો. એથી જસ્ટિનિઅને જૂના અને
નવા બંને રોમ ઉપર રાજ્ય કર્યું, અને અધિરાજ્યની સત્તા વળી મ-
હાસાગરથી યુફ્રેટીસ નદી પર્યંત, ભૂમધ્ય સમુદ્રની આસપાસની ભૂ-
મિના વધારે મોટા ભાગપર પ્રસરી; પરંતુ જસ્ટિનિઅનના મરણ
પછી તે ઝાઝી વાર ટકી નહિ. કેમકે ૫૬૮ માં લોમ્બાર્ડ નામે
ટયુટોન લોક ઇટાલીમાં આવ્યા; ઉત્તર ઇટાલી આજે પણ તેમના ના-
મપરથી લોમ્બાર્ડી કહેવાયછે. આ વખતથી ઇટાલીનો કેટલોક ભાગ
લોમ્બાર્ડ રાજાને તાબે રહ્યો અને કેટલોક રૂમી કૈસરોને કબજે રહ્યો.
કૈસરોનો અમલ ઇટાલીના ત્રણ મોટા ટાપુઓ ઉપર તથા દક્ષિણ
ઇટાલીના કેટલાક ભાગ ઉપર રહ્યો; તેમજ રોમ અને રાવેના નગરો



जस्टिनिअनना समयनुं
अधिराज्य.

તથા તેઓની આસપાસનાં પરગણાં અને વેનિસ દ્વીપો પણ તેને હાથ રહ્યા. પાંચમા સૈકામાં હૂન લોકના ભયથી નાશી તે બેટોપર જઈ લોક વસ્યા હતા. એ મૂલક ઉપર અમલ કરવાને ગવર્નર મોકલવામાં આવતો તેને એકસાર્ક કહેતા અને તે રાવેનામાં રહેતો. એમ રોમ શહેરમાં કૈસર પંડે રહેતા નહિ અને તેનો પ્રતિનિધિ પણ રહેતો નહિ તેથી ધીમે ધીમે ત્યાંના બિશપોને હાથ મુખ્ય અધિકાર ગયો. એ બિશપોનું વિશેષ પ્રતિષ્ઠા નામ પોપ કે પાપા હતું. આખા પશ્ચિમ ખ્રિસ્તિ સમાજપર તેમનો અધિકાર ઘણો વધ્યો.

**૩. इरान साथे विग्रहो.**—રૂમી અધિરાજ્ય જસ્ટિનિઅનના હાથ હેઠે એમ પાછું વધ્યું તેવામાં તેનું સમોવડિયું પારસી રાજ્ય પણ તેના શાહ ખુશરૂ કે નશરવાનના અમલમાં બહુ બળવાન થયું હતું અને પછી તેના પૌત્ર ખુશરૂની કારકીર્દીમાં તેની શક્તિ પૂર્ણ કળાએ પહોંચી. ૬૧૧ થી ૬૧૫ સુધીમાં બીજો ખુશરૂ મિસર, સિરિઆ, અને એશિઆમાં ફરી વળ્યો. થોડા વખત પછી કૈસર હેરાક્લિઅસ એશિઆમાં ઉતર્યો અને ૬૨૦ થી ૬૨૫ સુધી મોટો વિગ્રહ ચાલ્યો તેમાં તેણે ઇરાની બળ છેક તોડી નાંખ્યું, અને જે ગયું હતું તે પાછું જીતી લીધું. પણ એજ વખતમાં પશ્ચિમ ગોથના રાજાએ સ્પેનમાં રૂમી કૈસરનો મૂલક હતો તે જીતી લીધો. અને રૂમી અને પારસી બંને રાજ્યો આ લાંબા વિગ્રહથી એટલાં નબળાં પડી ગયાં કે એક અણધાર્યો શત્રુ ઊભો થયો તેને હરાવવાને એકેમાં કૌવત રહ્યું નહિ. એ નવું બળ દુનિયાના પૃષ્ઠ ઉપર, એશિઆ અને યૂરોપ બંનેમાં બિલકુલ વિકાર કરી નાંખનાર છે.

**૪. मुसलमानी धर्म अने राज्यनो उदय.**—કાર્થેજનો નાશ થયા કેડે પહેલ વહેલી એક સેમેટી પ્રજા જે કાળે આગળ પડી તે કાળપર આપણે આવી લાગ્યા છીએ. હજરત મહમદના ઉપદેશથી અરબ લોકો આ વેળા એક પ્રજા બન્યા, અને ધર્મની હોંસથી ઉશ્કેરાયા. અરબસ્તાનની મક્કા નામે પવિત્ર નગરીમાં તેનો જન્મ ઈ. સ. ૫૬૯ માં થયો. તેણે નવો ધર્મ શાખવ્યો. દેવ એકજ છે એવો બોધ કરનારા ત્રણ સેમેટી ધર્મોમાંનો એ ત્રીજો છે. મહ-

મહે કહ્યું કે યાહુદી અને ખ્રિસ્તિ બંને ધર્મો ઈશ્વરોક્ત છે, તથાપિ તે બેઉથી વધારે સંપૂર્ણ ધર્મ શીખવવાને મને મોકલ્યો છે, પોતાના દેશમાં તે સુધારો કરનાર હતો કેમકે તેણે અરબલોકને પ્રતિમા પૂજા તજાવી, અને તે સર્વની એક પ્રજા બનાવી. તેણે કાયદો કર્યો કે કુરાન, કર, કે તલવાર એ ત્રણમાંથી હર કોઈ પસંદ કરવાની છૂટ સઘળા માણસોને આપવી; અર્થાત્ કે તેમણે કુરાનમાં કહેલો ધર્મ સ્વીકારવો, કે કર આપી સ્વધર્મ પાળવાનો હક્ક ખરીદવો, કે મુસલમાનો જોડે યુદ્ધ કરવું. એના વખતથી સકળ મહંમદી વિજય કરનારાએ એવી બોલી બીજી પ્રજાઓ જોડે કરી છે. મહં[illegible]ળ ૬૩૨ માં થયો ત્યાર પહેલાં તેણે આખા અરબસ્તાનપ[illegible]નો અમલ બેસાડ્યો હતો, પણ બીજા દેશો જીતવાનું કામ [illegible] કરી શક્યો ન હતો.

**૫. रूमी अधिराज्यमां मुसल्मान अरबोनी जीत.**—મહંમદની પછી ગાદીએ બેસનારા ખલીફા કહેવાયા. ધર્મ અને રાજ્ય બેઉ સંબંધી મુખ્ય અધિકાર તેમને હાથ હતો,—ખ્રિસ્તિઓમાં પોપ અને પાદશાહ એકજ પુરૂપ હોય તેની પેઠે. અબુ-બેક્ર, ઓમાર, અને ઓથ્માન (કે ઉસ્માન) એ ત્રણ એક પછી એક પ્રથમ ખલીફા થયા; ત્યાર બાદ મહંમદનો જમાઈ અલી થયો. પણ ઘણા મુસલમાનોનું મત હતું કે મહંમદની પછી તુરત પહેલો અલીનો હક્ક હતો, કેમકે તેથી અધિકાર પેગમ્બરના સંતાનમાંજ રહેત. આ બાબત આગળ મોટાં તડ પડ્યાં; પરંતુ પ્રથમ તો સઘળા અરબોએ અબુ-બક્રની અને તેની પછી ઓમારની આજ્ઞા પાળી. તેમણે એકદમ રૂમી અને પારસી રાજ્યોપર હુમલા કર્યા, અને ૬૩૨ થી ૬૩૯ સુધીમાં સિરિઆ અને મિસર જીતી લીધાં. એ બંને રૂમી રાજ્યના પ્રાંતો હતા તે ખ્રિસ્તિઓ પાસેથી એમ ગયા. એ બે પ્રાંતો ખરેખરા ગ્રીક કે રોમન થયા ન હતા, અને તેણે કરીને સહેલથી જીતાયા. પરંતુ ટૌરસ ડુંગરની પશ્ચિમે આવેલા ગ્રીક પ્રાંતો અરબોથી લૂંટાયા, પણ ખરેખરા જીતાયા નહિ. ૬૭૩ માં અને ૭૧૬ માં મુસલમાનોએ કૉન્સ્ટાન્ટિનોપલને ઘેરા ઘાલ્યા, પણ બંને વખત તે-

મને રૂમી શાહે પાછા હઠાવી મૂક્યા. આફ્રિકાના લાટિન પ્રાંતોપર તેઓ ૬૪૭ માં ચડ્યા, પણ ૬૯૮ લગી કાર્થેજ લેઇ શક્યા નહિ, અને ૭૦૯ સૂધી આખો દેશ જીતી શક્યા નહિ. પછી ૭૧૦ માં સમુદ્ર ઓળંગી તેઓ સ્પેનમાં ગયા, પશ્ચિમ ગોથ લોકના રાજ્યને તોડી પાડ્યું અને ઉત્તરના પહાડી મૂલક વિના બાકીનો બધો દેશ વશ કર્યો. એ ડુંગરી મૂલકમાં ખ્રિસ્તિ રાજ્ય રહ્યાં. સ્પેનમાંથી તેમણે ગૉલમાં આવી નાર્બોન કે સેપ્ટિમાનિઆ પ્રાંત હસ્તગત કર્યો. એ તો તેમને કબજે થોડો વખત રહ્યો, પણ સ્પેનમાં તેમને બિલકુલ કાઢી મૂકતાં સાતસેં વરસ લાગ્યાં.

**૬. अरबोनी पूर्वमां जीत.**—અરબ મુસલમાનોએ રોમન રાજ્યમાંથી કેટલોક ભાગ લીધો અને પારસી રાજ્ય તો આખું જીતી લીધું. ૬૩૨ અને ૬૫૧ ની વચ્ચે બધો ઈરાન દેશ તેમણે તાબે કર્યો; જૂનો પારસી ધર્મ લય પામ્યો, અને રહેતે રહેતે ઈરાન મુસલમાની દેશ થયો. પણ જેમ સિરિઆ અને મિસરમાં ખ્રિસ્તિ ધર્મનો વિશેષ મત ચાલ્યો તેમ ઇરાનમાં મુસલમાની ધર્મનો વિશેષ પંથ મનાયો. એ પંથ અલીને વિશેષ માન આપેછે. ૬૬૦ માં અલીનું ખૂન થયા પછી ઓમ્મિઆ કુળના ખલીફા રાજ્ય કરવા લાગ્યા. તેમનું પાટનગર દમાસકસ ( દમુશ્ક ) હતું. તેમનો વિજય હજી જારી હતો, અને એવો દહાડો આવ્યો કે એક માણસની આણ સ્પેનથી સિંધ સૂધી મનાઈ. પરંતુ ૭૫૫ માં આ વિસ્તીર્ણ રાજ્યના ભાગ થઇ ગયા. ૭૫૦ માં અબ્બાસી કુળે ઓમ્મિઆ કુળનો પરાજય કરી તેમની સોડેથી રાજ્ય છીનવી લીધું. મહંમદ પેગમ્બરનો કાકો અબ્બાસ નામે હતો તેના વંશજો એ હતા. એમણે રાજ્યધાની બગદાદમાં કરી. પણ ઓમ્મિઆ વંશનો શાહજાદો નામે અબ્દલ રહમાન કતલમાંથી બચી સ્પેનમાં નાઠો અને ત્યાં તેણે રાજ્યવંશ સ્થાપ્યો. ઓકસસ નદીની પેલીમેરથી તુર્ક લોક અરબોનો મૂલક દબાવવા લાગ્યા. ટ્યુટોન અને સ્લાવ લોક જેમ પૂર્વ અને પશ્ચિમ અધિરાજ્યમાં અર્ધા જીતનારા અને અર્ધા શિષ્ય થઇને પેઠા તેમ મુસલમાની રાજ્યમાં તુર્ક લોક દાખલ થયા. જુદાં

જુદાં તુર્ક રાજ્યકુળો થોડે થોડે અરબી મૂલકોમાં રાજ્ય કરવા લાગ્યાં. ખલીફાના તાબેદાર તેઓ નામના માત્ર હતા. આ સંબંધી જેમ ખ્રિસ્તિ લોકમાં બન્યું તેમ મુસલમાનોમાં થયું; ફેર માત્ર એટલો કે ખલીફા રાજાધિરાજ અને મુખ્ય ધર્માચાર્ય હતા તેથી રાજ્યાધિકાર ખોયા પછી તેઓ મુખ્ય ધર્મગુરૂ રહ્યા.

૭. **फ्रांक राज्यनी वृद्धि.**—રૂમી અધિરાજ્યના તાબાના એશિઆ અને આફ્રિકામાંના મૂલકમાં મુસલમાનોએ કાપકૂપ કરી તેમ કૉન્સ્ટાન્ટિનોપલના કૈસરોને હામે યૂરોપમાં કામ કરનાર બળ ત્યાં ઉદય પામ્યું. જર્મની અને ગૉલમાં મુખ્ય કે આગેવાન લોક ફ્રાંક હતા. મેર્વિંગ રાજાઓ એટલે ક્લોડવિગ ( કે કલોડવિગ ) ના વંશજો નિર્બળ અને કુસંપી થઈ ગયા હતા; પણ ફ્રાંક સત્તા કાર્લિંગ વંશથી ફરીને જાગૃત થઈ. તેમણે ફ્રાંક રાજ્યના પૂર્વ કે જર્મન ભાગમાંથી આવી પ્રથમ રાજ્ય મહેલના કારભારી તરીકે મેર્વિંગ ( મેરોવિંજિઅન ) રાજાને નામે અમલ ચલાવ્યો અને પછી પંડે રાજા થયા. પ્રધાન હતા તેવેળા તેઓ રાજ્યમંદિરના મેયર કહેવાતા. એ મેયરોમાંના સૌથી વધારે પ્રખ્યાતનું નામ કાર્લ કે ચાર્લ્સ હતું અને તેનું ઉપનામ માર્ટેલ એટલે હથોડો હતું. એના વખતમાં મુસલમાન અરબોએ ગૉલમાં પોતાના રાજ્યનો વધારો કરવાની કોશીશ કરી, પણ ૭૩૨ માં ટૉર્સના રણમાં ચાર્લ્સે તેમને હરાવ્યા, અને ૭૫૫ માં તેમને ગૉલમાંથી તદ્દન કાઢી મૂક્યા, તોપણ એ પછી ઘણા વખત લગી તેઓ ગૉલ અને ઇટાલીપર જળમાર્ગે અને સ્થળમાર્ગે સ્વારીઓ કરતા. ૭૫૩ માં કાર્લિંગ વંશ રાજ્યાસને બેઠો. મેર્વિંગ ઓલાદના છેલ્લા રાજા ચિલ્પેરિકને પદભ્રષ્ટ કરી ચાર્લ્સ માર્ટેલના કુમાર પિપ્પિનને રાજ્યગાદી આપવામાં આવી. પિપ્પિનની પછી ૭૬૮ માં તેના કુંવર મહાન્ ચાર્લ્સે રાજ્ય કરવા માંડ્યું. એણે ફ્રાંક રાજ્યને ચોમેર વધાર્યું. દક્ષિણ જર્મનીમાં અને ગૉલમાં તેનું જોર વિશેષ હતું, અને જે સાક્સન લોક બ્રિટનમાં ન જતાં જર્મનીમાં રહ્યા હતા અને પ્રતિમાપૂજક હતા તે જૂના સાક્સનોને તેણે જીત્યા. એમ આખા જર્મનીમાં ફ્રાંક લોક રાજ્યકર્તા થયા, ઉત્ત-

રમાં ડેન લોક જોડે તથા જર્મનીની પૂર્વમાં સ્લાવ તથા બીજી પ્રજાઓ જોડે પણ તેને વિગ્રહો થયા, અને સ્પેનમાં ઇબ્રો નદી પર્યંત મૂલક જીતી લેઇ ફ્રાંક રાજ્યમાં ઉમેર્યો. અને વળી થોડીવારમાં તેણે એથીએ વધારે મોટી પદવી પોતાનેમાટે અને પોતાની પ્રજાનેસારૂ પ્રાપ્ત કરી.

૮. **પશ્ચિમનો નવો કૈસર.**—આખા સાતમા સૈકામાં રૂમી પાદશાહો, રોમ, રાવેના અને ઈટાલીમાં જે પ્રાંતો તેમને કબજે હતા તે રાખી શક્યા. પણ આઠમા સૈકામાં એમાંનો વધારે મોટો ભાગ તેમને હાથ રહ્યો નહિ. કેટલોક વખત ભારે ગડબડાટમાં ગયા કેડે ૭૧૮ માં રાજ્યાસન લેઓઈસા ઉરીને હાથ આવ્યું. અરબોએ બીજીવાર કૉન્સ્ટાન્ટિનોપલને ઘેરો ઘાલ્યો તેવેળા એણે તેમને મારી કાઢ્યા, અને જેમ પશ્ચિમમાં ચાર્લ્સ માર્ટેલે થોડા વખત પછી ખ્રિસ્તિ મૂલકનું રક્ષણ મુસલમાનોથી કર્યું તેમ એણે એ વેળાએ ફતેહ મેળવી ખ્રિસ્તિ દેશોનો બચાવ કર્યો. ૭૪૧ માં તેનો કુંવર કૉન્સ્ટન્ટેન પાદશાહ થયો તેપણ મુસલમાનો જોડે ઘણી બહાદુરીથી લડ્યો. પરંતુ લેઓ અને કૉન્સ્ટન્ટેને પાદશાહીને એક છેડે એમ મજબૂત કરી તે વખતે બીજે છેડે નબળી પાડી. ખ્રિસ્તિ દેવળોમાં મૂર્તિઓને અને છબીઓને નમન કરવામાં આવતું તેવિષે હલણા વાંધો ઊઠ્યો. પૂર્વમાં પાદશાહે અને બીજા ઘણા માણસોએ એને મૂર્તિપૂજા ગણી અને તેઓ મૂર્તિ ભાગનારા કહેવાયા. પણ ઇટાલીમાં માણસો મૂર્તિઓને વળગી રહ્યા, અને રોમના બિશપોએ, બીજા અને ત્રીજા ગ્રેગોરીએ પ્રતિમા તોડનાર પાદશાહોની સામે જબર બાથ ભીડી. એથી રોમમાં પાદશાહી અધિકાર નબળો પડી ગયો, તેની જોડે લોમ્બાર્ડોએ આગળ વધી રાવેના શહેર જીતી લીધું અને રોમ ઉપર તલપ કરી. હવે રોમના રહેવાશીઓએ અને તેમના બિશપોએ ફ્રાંક લોકને મદદે બોલાવ્યા તેપરથી પિપિન આવ્યો, રાવેના પાછું લીધું, રોમને બચાવ્યું, અને પાટ્રિશિઅનના ઓદ્ધાથી અમલ કરવા લાગ્યો, કેમકે કૈસરનો અધિકાર કેવળ નાકબૂલ કરવાના વિચારથી માણસો હજી પાછા હઠતા હતા. સાર-

પછી ૭૭૪ માં પિપ્પિનના કુમાર મહાન્ ચાર્લ્સે લોમ્બાર્ડોને જીતી દક્ષિણ ઇટાલિ સિવાય બાકીનો તમામ ઈટાલી દેશ કબજે લીધો. પરંતુ ઈ. સ. ૮૦૦ તલક કૉન્સ્ટાન્ટિનોપલના કૈસરોનો અધિકાર નાકબૂલ કરવામાં આવ્યો નહિ. ઇસાઉરી કુળના છેલ્લા પાદશાહ ૬ ઠ્ઠા કૉન્સ્ટાન્ટૈનને તેની મા ઍરીનીએ આંધળો કરી પદભ્રષ્ટ કર્યો હતો, અને તેને ઠામે તે રાજ્ય કરતી હતી. પણ પશ્ચિમમાં માણસોએ કહ્યું કે કૈસર અને આગસ્ટસ સ્ત્રીથી થવાય નહિ, અને નવા રોમ કરતાં જૂના રોમને કૈસર પસંદ કરવાનો વધારે હક્ક છે. એ કારણોને લીધે રોમનોએ ઍરીનીનો અધિકાર સ્વીકાર્યો નહિ અને પોતાના પાટ્રિશિઅન ચાર્લ્સને કૈસર ઠરાવ્યો, અને પોપ લેઓએ રાજ્યાભિષેક કરી તેને ચાર્લ્સ આગસ્ટસ કહ્યો.

**९. बे कैसरनां राज्यो अने बे खलीफानां राज्यो.**—એમ ફરીને જુદું પશ્ચિમ અધિરાજ્ય બન્યું, અને પૂર્વ અને પશ્ચિમ અધિરાજ્યોના કૈસરો, દરેક પોતાને એકલાને આખા રૂમી અધિરાજ્યનો ખરો કૈસર માનતો. હાડ્રિઆટિક અખાતની બીજી બાજૂએ પૂર્વના કૈસરને હાથ મૂલક હતો તે ઉપરાંત સિસિલી અને દક્ષિણ ઇટાલીનો કેટલોક ભાગ તેને તાબે હતો. મહાન્ ચાર્લ્સના તાબાના પશ્ચિમ અધિરાજ્યમાં બાકીનો ઇટાલી દેશ, જર્મની, ગૉલ અને સ્પેનનો ભાગ એટલો મૂલક હતો. અને હવે પ્રત્યેક અધિરાજ્ય અમુક પ્રજા જોડે ભળે છે, પશ્ચિમ અધિરાજ્ય હવે જર્મન થાયછે અને પૂર્વ અધિરાજ્ય ગ્રીક થાયછે; કેમકે પૂર્વ અધિરાજ્યના તાબામાં યૂરોપ અને એશિઆના ભાગો ઘણું કરીને હતા તેઓમાં મુખ્ય ભાષા ગ્રીક હતી. એ પ્રાંતોમાં બધા કામમાં ગ્રીક બોલી વપરાતી, પરંતુ પશ્ચિમમાં ઘણાખરા લોક જર્મન બોલતા અને લાટિનમાં લખતા. જેમ ખ્રિસ્તિ લોકમાં પૂર્વ અને પશ્ચિમ એવાં બે અધિરાજ્યો થયાં તેમ મુસલમાની લોકમાં પણ થયાં. ઓમઇઆ ઓલાદના અધિપતિઓ સ્પેનમાં રાજ્ય કરતા હતા તેમણે કેટલાક વખત પછી ખલીફાનું પદ ધારણ કર્યું, તેથી પૂર્વ અને પશ્ચિમ એવાં બે ખાલીફી રાજ્યો થયાં. સુધરેલી દુનિયામાં આ ચાર મુખ્ય સંસ્થાનો હતાં. સકળ ખ્રિસ્તિઓ સંપ

કરી એક પક્ષ બને અને તમામ મુસલમાનો એકો કરી બીજો પક્ષ બને એવી વકી આપણે રાખીએ. પણ તેમનામાં તડાં પડવાથી એ ચારમાંનું પ્રત્યેક રાજ્ય સામા ધર્મવાળાના દૂરના રાજ્યનું શત્રુ હતું, અને પાસેનાનું મિત્ર હતું.* પૂર્વ ખ્રિસ્તિ રાજ્યને પૂર્વ ખાલીફી રાજ્ય જોડે દુશ્મનાઈ હતી, પણ ઘણું કરીને પશ્ચિમ ખાલીફી રાજ્ય સાથે દોસ્તી હતી. અને તેમ મહાન્ ચાલ્સને સ્પેનના મુસલમાનો જોડે વિગ્રહો ચાલતા, પણ બગદાદના ખલીફા સાથે મૈત્રી હતી. આ બે ખ્રિસ્તિ અધિરાજ્યો અને બે ખાલીફી રાજ્યોની મર્યાદાની બહાર પ્રજાઓ હતી તેઓ હજી ઉછરતી હતી,—અંગ્રેજ અને સ્કાન્ડિનાવી લોકો પશ્ચિમ યૂરોપમાં, સ્લાવ તથા બીજી પ્રજાઓ પૂર્વ યૂરોપમાં અને એશિઆના દૂરના ભાગમાં તુર્ક લોકો.

**૧૦. ઉપસંહાર.**—પાંચમા સૈકાને અંતે પશ્ચિમ અધિરાજ્ય અને પૂર્વ અધિરાજ્ય નામનાં જોડાઈ ગયાં, પરંતુ વાસ્તવિક તો એ હતું કે પશ્ચિમ અધિરાજ્યના કકડા થઇ જઈ તેઓ ટયુટોની રાજ્યો થયાં હતાં. છઠ્ઠા સૈકામાં કૉન્સ્ટાન્ટિનોપલના કૈસરોએ ગયેલા મૂલકમાંનો ઘણોક પાછો જીતી લીધો, તમામ ઇટાલી, આફ્રિકા અને સ્પેનનો કેટલોક ભાગ. થોડા વખત પછી લૉમ્બાર્ડ લોકે ઇટાલીનો મોટો ભાગ જીતી લીધો. સાતમા સૈકામાં રોમ (નવું રોમ) ઇરાનને હાથે નાશ પામવાની ધાસ્તીમાં આવી પડ્યું અને પછી ઈરાન રોમને હાથે નાશ થવાની ધાસ્તીમાં પડયું. પછી મુસલમાન અરબોએ આખા ઇરાનને જીતી લીધું અને રોમના પૂર્વના તથા આફ્રિકાના પ્રાંતો સ્વાધીન કર્યા, તથા લગભગ આખો સ્પેન દેશ તથા ગૉલનો નાનો ભાગ વશ કર્યો. એજ સમયમાં સકળ જર્મની અને ગૉલ એ બે દેશોનું ફ્રાંક લોકે એક રાજ્ય બનાવ્યું. ત્યાર પછી તેમને ઇટાલીમાં જવાનું તેડું આવ્યું અને તેમના રાજાને નવા રોમની સામે જૂના રોમના કૈસર (રાજાધિરાજ) ઠરાવવામાં આવ્યા. એમ નવમા સૈકામાં વળી બે રૂમી અધિરાજ્યો થયાં; તથાપિ આ વેળા તેઓ

* આ વાક્ય સ્પષ્ટ સમજાતું નથી, અથવા એમાં ભૂલ છે, કેમકે ખરૂં જોતાં એથી ઉલટું હતું એવું એની પછીના વાક્યપરથી જણાય છે.—ભાષાંતર કર્તા.

કેવળ નોખાં સંસ્થાનો હતાં, અને એમાંનું એક જર્મન હતું અને બીજાનું ગ્રીક હતું. એમ મુસલમાની સંસ્થાન પણ ત્રુટી તેનાં બે ખાલીફી રાજ્યો બન્યાં હતાં, અને તેમાંનું પૂર્વ દિશામાં જે હતું તે ઉપર તુર્ક લોક દબાણ કરતા હતા.

---

## प्रकरण ६ ठ्ठुं.

### યુરોપી પ્રજાઓનું મંડાણ.

**૧. ફ્રાંક અધિરાજ્ય અને તેના ખંડો.**—એમ જર્મન રાજા પશ્ચિમનો રૂમી કૈસર એટલે રાજાધિરાજ થયો. અને જે મુલકો પહેલા થઈ ગયલા કૈસરોને તાબે ન હતા તેઓ ઉપર પણ તેણે અમલ કર્યો. આખો આફ્રિકા અને સ્પેનનો ઘણોખરો ભાગ એ અધિરાજ્યે ખોયા હતા; ઇટાલીનો કેટલોક ભાગ પૂર્વ અધિરાજ્યને આધીન હતો; બધો જર્મની દેશ આ વેળા પશ્ચિમ અધિરાજ્યમાં જોડાયલો હતો, પણ જે કૈસર જર્મન રાજા હતો તે રોમમા કે કૉન્સ્ટાન્ટિનોપલમાં અમલ કરનારા કૈસરના જેવો ન હતો. અને મહાન્ ચાર્લ્સના જેવો પુરૂષજ એટલા મોટા રાજ્યને એક જથે રાખી શકે. તેના કુમાર ભક્ત લુઈસે ૮૧૪ થી ૮૩૯ પર્યંત રાજ કર્યું અને તેનો કાળ થયેથી અધિરાજ્ય તેના ત્રણ કુંવરોએ વહેંચી લીધું. એ ત્રણમાંનો એક રાજાધિરાજ થયો અને બાકીના બે તેના તાબેદાર રાજા થયા, પણ તેઓ સદા લડાલડી કરી એક એકનો મૂલક છતી લેતા. અંતે ૮૮૪ માં મહાન્ ચાર્લ્સનું ઘણુંખરૂં અધિરાજ્ય જાડા ચાર્લ્સના તાબામાં ફરીને એકત્ર થયું. તથાપિ ૮૮૭ માં તેની પ્રજાએ તેને પદભ્રષ્ટ કર્યો, અને રાજ્યના ભિન્ન ભિન્ન ભાગે પોતપોતાને માટે ભિન્ન ભિન્ન રાજા ઠરાવ્યા. અધિરાજ્યના આ ખંડો થયા તેઓમાંથી આસ્તે આસ્તે પશ્ચિમ યૂરોપનાં મુખ્ય સંસ્થાનો ઉત્પન્ન થયાં. પ્રથમ ચાર રાજ્યો બન્યાં; પૂર્વ ફ્રાંક રાજ્ય,—એ વધીને જર્મનીનું રાજ્ય થયું: પશ્ચિમ ફ્રાંક રાજ્ય,—એ વધીને ફ્રાન્સનું રાજ્ય બન્યું; અને ઇટાલીનું રાજ્ય તથા બર્ગંડીનું રાજ્ય.

**૨. पश्चिम फ्रांक राज्य के फ्रान्स.**—નવમા સૈકાસુધી અર્વાચીન ફ્રાન્સના રાજ્ય જેવું કાંઈ ન હતું. પણ અધિરાજ્યની વહેંચણ લુઈસના કુંવરોમાં થઈ તેવારે તેમાંના કુંવર તાલવાળા ચાર્લ્સને ભાગે જે રાજ્ય આવ્યું તે કાંઇક તેને મળતું હતું, પણ તે એટલે બધે લગી પૂર્વ દિશામાં પ્રસરેલું ન હતું. એ રાજ્ય પશ્ચિમ ફ્રાંકનું હતું, અને તે ચાર્લ્સના નામપરથી કારોલિંજિઆ કહેવાતું. પૂર્વ અને પશ્ચિમ ફ્રાંક રાજ્યોની હાઈન નદીના કાંઠાની ભૂમિ લોથારિંજિઆ કહેવાતી અને તેપર લોથાર નામે બે રાજા થઈ ગયા. એ દેશનો કેટલોક ભાગ અદ્યાપિ લોથેરિંજિન કે લોરેન કહેવાયછે. નવમા સૈકાની આખરે પશ્ચિમ રાજ્યમાંના ડયૂકો અને કાઉંટો પોતપોતાની મામલતના ધણી થઈ પડી રાજાની માત્ર નામની સેવા કરતા. તેઓમાં પશ્ચિમ ફ્રાન્સિઆના ડ્યૂકો સર્વેથી વડા હતા. તેમની રાજ્યધાની પારિસ શહેરમાં હતી, અને તેઓ ફ્રેંચ ડ્યૂક કહેવાતા. ૮૮૭ માં હિસ્સા પડ્યા તે વેળા પારિસનો ડ્યૂક ઓડો પશ્ચિમ ફ્રાંકનો રાજા નીમાયો; ૮૮૭ થી ૯૮૭ સુધી વખતે ફ્રેંચના ડ્યૂક પારિસમાં રહી હકુમત કરતા અને કાલિંગ રાજા લાઓન નગરમાં રહી રાજ્ય ચલાવતા. પરંતુ લોઆર નદીની દક્ષિણના મૂલકના લોક એ બેમાંથી એકેને થોડુંજ લેખવતા. અંતે ૯૮૭ માં ફ્રેંચના ડ્યૂક હ્યુ કાપેટને રાજા ઠરાવ્યો અને તેના વંશને હાથ આઠસેં વરસ પર્યંત રાજ્ય રહ્યું. એમ ફ્રેંચનો ડ્યૂક પશ્ચિમ ફ્રાંકનો રાજા થયો, અને પારિસ પાટનગર બન્યું. અને પારિસના રાજાઓને કબજે તેમના પટાવત તથા પાડોશીઓની ભૂમિ આવવાથી કારોલિંજિઆ નામ ભૂલાઈ ફ્રાન્સની ડચી ગૉલના ઘણા ભાગપર ફેલાયાથી બધાનું નામ ફ્રાન્સ પડ્યું.

**૩. बर्गंडीनुं राज्य.**—બર્ગંડી નામના ઘણા અર્થો છે, પણ હજી સુધી ગૉલના અગ્નિકોણમાં બર્ગંડિઅન લોકની જૂની ભૂમિનો કોઈ ભાગ તે નામથી ઓળખાતો. નવમા સૈકામાં ભાગ પડ્યા તેમાં હોન અને સાઓન તથા આલ્પ ડુંગરો વચ્ચેના મૂલકમાં બર્ગંડિઅન રાજ્ય બન્યું, અને તેમાં પ્રોવેન્સ, સાવોય, બ્રેસ્સે, વાલીસ અને

બીજા પ્રાંતો તથા માર્સેલ્સ, લીઓન, વીએન, જીનીવા અને આર્લ્સ વગેરે મોટાં નગરો હતાં. આર્લ્સ શહેરપરથી વખતે એ રાજ્ય આર્લ્સનું રાજ્ય કહેવાતું. આ બર્ગંડિઅન રાજ્ય કોઇવાર એક રાજાના તાબામાં અને કોઇવાર બે રાજાને તાબે રહી ૧૦૩૨ પર્યંત ટકી રહ્યું ને ત્યાર પછી બર્ગંડીને જુદા રાજા નહોતા. જર્મનીના રાજા તેજ તેના રાજા થયા.

**૪. इटालीनुं राज्य.**—પાદશાહીના હિસ્સા પડ્યા તેમાં પાદશાહને ભાગે ઇટાલીનું રાજ્ય વિશેષ હતું. ઇટાલીના કેટલાક રાજાઓને પાદશાહ ઠરાવવામાં આવ્યા હતા, પણ ૮૮૭ પછી ઇટાલીની મર્યાદા બહાર તેમનો અધિકાર મનાતો નહિ અને ઇટાલીની માંહે પણ તેને હાથ ઘણો અધિકાર નહતો. મુસલમાનો ઘણીવાર એ દેશમાં લૂંટ કરતા, અને દક્ષિણ ઇટાલીમાં પૂર્વ અધિરાજ્યને તાબે જે મૂલક હતો તે વિસ્તાર પામ્યો. ૯૬૨ પછી જે રાજા જર્મનીમાં રાજ્ય કરતા હતા તેઓજ ઇટાલીમાં પણ અમલ કરતા હતા.

**૫. पूर्व राज्य के जर्मनी.**—એ સમયમાં પૂર્વ ફ્રાંકોનું રાજ્ય મુખ્ય હતું, અને તે વધીને જર્મનીનું રાજ્ય બન્યું. ૮૮૭ સુધી અહીં કાર્લિંગ વંશે અમલ કર્યો અને પછવાડેથી તે ઓલાદના બીજા બે રાજા થયા. હિસ્સા પડ્યા પછી પૂર્વ ફ્રાંક લોકનો પહેલો રાજા આર્નુલ્ફ હતો. પારિસનો રાજા ઓડો તેની સેવા કરતો, અને તેણે કૈસરનો મૂગટ રોમ નગરમાં ધારણ કર્યો. આર્નુલ્ફની પછી તેનો કુંવર ગાદીએ બેઠો, અને તેની પછી કોન્રાડને રાજ્યાસન મળ્યું. કાર્લિંગ વંશનો નહિ એવા રાજાઓમાં આ કાન્રોડ પહેલો હતો. ત્યાર કેડે સાક્સન રાજાઓ રાજ્ય કરવા લાગ્યા.—૧ લો સાક્સન રાજા થયો તેનું નામ હેન્રી હતું. એને ૯૧૮ માં ઠરાવ્યો. તેની પાછળ તેના કુમાર મહાન્ ઓટ્ટોએ ગાદીએ બેશી ૯૩૬ થી ૯૭૨ પર્યંત રાજ્ય કીધું. પછી બીજો ઓટ્ટો, ને પછી ત્રીજો ઓટ્ટો થયા; અને છેલ્લે બીજો હેન્રી થયો તેના અમલની આખરે ૧૦૨૪ માં સાકસન વંશનો અંત આવ્યો. સરહદપર આવેલો લોથારિંજિઅ પ્રાંત વખતે પૂર્વ ફ્રાંક રાજ્યને કબજે રહેતો અને વખતે પશ્ચિમ ફ્રાંક રાજ્યને હાથ રહેતો; પરંતુ ૯૮૭ માં પારિસના ડ્યૂક રાજા થયા ત્યારથી તે

જર્મનીનો ભાગ નિઃસંશય થયો. પૂર્વફ્રાંક રાજ્યને ઉત્તરના ડેન લોક જોડે અને ઇશાનમાં વેંડ, પોલ તથા બોહીમી નામે સ્લાવોની જાતો જોડે ઝઘડા થયા. પણ તેમના સર્વથી નઠારા શત્રુ તુરાની કુળના અગ્નિકોણમાં હતા. એ માગીઆર કે હંગાર લોક જર્મનીપર તથા ઈટાલીપર ઘણીવાર ચડી આવતા હતા. હેન્રી રાજા તેમની જોડે બહુ વઢ્યો હતો અને અંતે ૯૫૪ માં તેમને મહાન્ ઓટ્ટોએ હાંકી કાઢ્યા. પૂર્વ ( ફ્રાંક ) રાજ્ય યુરોપનું મધ્ય સંસ્થાન હતું, અને તેને દુનિયાના સર્વ ભાગો સાથે વહેવાર ચાલતો.

**૬. अधिराज्यनी पुनः स्थापना.**—આ વખત સૂધી અધિ-રાજ્યની ગાદીએ એક પછી એક નિયમિત અધિપતિ આવતા નહિ. ભિન્ન ભિન્ન રાજ્યના રાજા કેસર થયા હતા, અને ૮૮૭ પછી સર્વ માનેલો કેસર કોઈ નહિ એવું પણ ઘણીવાર બનતું. પણ હવે ફ્રાંક રાજ્યોમાં સહુથી મોટું રાજ્ય જર્મની હોવાથી ત્યાંના રાજાએ પોતા-ના રાજ્ય જોડે ઈટાલીનું રાજ્ય અને રોમન અધિરાજ્ય જોડી દીધાં. ૯૫૧ માં મહાન્ ઓટ્ટોને ઈટાલીમાં જવાનું ઈજન આવ્યું, અને ત્યાંનો રાજા બેરેંજર તેનો સેવક થયો. ૯૬૨ માં પોપ જૉન બારમા-એ અને ઈટાલીના ઘણાખરા લોકે તેને વિનંતિ કરી કે બેરેંજરને રાજ્યગાદી પરથી ઉઠાડી મૂકો. તેણે તેમ કર્યું, અને ૯૬૩ માં તેને રોમ શહેરમાં કેસરનો રાજ્યાભિષેક થયો. આ સમયથી એવું માનવામાં આવ્યું કે જેને જર્મનીનો રાજા ચૂંટી કાઢવામાં આવે તેને ઈટાલીનો રાજા થઈ મિલાનમાં રાજ્યાભિષેક કરાવવાનો તથા રોમમાં કેસર પદનો રાજ્યાભિષેક કરાવવાનો હક્ક થયો. ઘણુંખરૂં કેસરો જર્મનીમાં રહેતા હતા, પણ તેઓ ઘણીવાર ઈટાલીમાં જતા, અને ૩ જા ઓટ્ટોના મનમાં દુનિયાની વાસ્તવિક રાજ્યધાની રોમને ફરીથી કરવાની યોજનાઓ હતી. હવે જર્મન રાજાઓ રૂમી કેસરો થયા તેથી તેમણે ‘ ફ્રાંકના રાજા ’ એ પદ તજ્યું; અને તે પશ્ચિમ ફ્રાંકના રાજાઓને વિશેષે કરીને વળગેલું રહ્યું. તોપણ પૂર્વ ફ્રાન્શિઆ, ફ્રાંકન, કે ફ્રાંકોનિઆએ, પોતાનું નામ રાખ્યું, અને તે જર્મન રા-જ્યના મુખ્ય પ્રાંતોમાંનો એક હતો.

**૭. इंग्लांडना राज्यनुं उछरवुं.**—યુરોપનાં ઘણાંખરાં રાજ્યો હાલ જે રૂપમાં છે તેને કાંઈક મળતાં આ સમયમાં થવા લાગ્યાં. યૂરોપના ઉત્તર અને પૂર્વ એ બેઉમાં એ પ્રમાણે જર્મની, ફ્રાંસ, અને ઇટાલીને તથા બીજાં રાજ્યોને થયું. ટયુટોન જાતો બ્રિટનમાં જઈ વશી હતી તેઓનાં સંસ્થાનો ઉછરી ઇંગ્લાંડનું એક રાજ્ય બન્યું. રોમથી આવેલા આગસ્ટેન નામે સાધુના બોધથી ૫૯૭ માં ઇંગ્રેજે ખ્રિસ્તિ ધર્મ સ્વીકારવા માંડયો. તેને મહાન્ ગ્રેગરી નામે પોપે મોકલ્યો હતો અને તે કાંટર્બરીનો પહેલો આર્ચબિશપ હતો. કાંઇક રોમનોના અને કાંઇક સ્કાટલોકના બોધથી સો વરસો પૂરાં થયા પહેલાં બધા ઇંગ્રેજ ખ્રિસ્તિ ધર્મમાં દાખલ થયા. ઇંગ્લાંડમાં રાજ્યો થયાં હતાં તેઓ ઉપરીપણા માટે છઠ્ઠા અને સાતમા સૈકાઓમાં માંહોમાંહે બહુ વઢયાં. તેઓમાં ઉત્તરે નાર્થમ્બ્રિઆ, મધ્યમાં મર્શિઆ અને નૈઋત્યમાં વેસ્ટ સાકસન ( પશ્ચિમ સાકસન ) એ ત્રણ બીજાં સર્વેથી મોટાં હતાં તેઓ વચ્ચે વઢવાડ ઘણી થઈ. પરંતુ ૮૦૨ થી ૮૩૭ સૂધીમાં વેસ્ટ સાકસન રાજા એગ્બર્હટે બધાં ઇંગ્રેજી રાજ્યોને તથા વેલ્શના કેટલાક ભાગને વશ કર્યાં. એ બીજાં રાજ્યોમાં કેટલાક વખત લગી પોતપોતાના રાજા રહ્યા; પણ જેમ યૂરોપનાં રાજ્યોમાં કૈસર ( મહારાજાધિરાજ ) હતો તેમ ઇંગ્લાંડના એ બધા રાજાઓનો ઉપરી વેસ્ટ સાકસન રાજા થયો. ત્યારકેડે નવમા સૈકાના પાછલા અર્ધ ભાગમાં ડેન લોકે ઇંગ્લાંડ ઉપર સ્વારીઓ કરવા માંડી, અને તેમનામાંના ઘણાક પૂર્વ ભાગમાં વસ્યા. પ્રખ્યાત રાજા આલ્ફ્રેડે વેસેકસ ( વેસ્ટ સાકસન પ્રાંત ) ને તેમનાથી બચાવ્યો. પછી દશમા સૈકામાં વેસ્ટ સાકસન રાજા ફરીને બળવાન થયા. થોડે થોડે તેમણે ડેન શત્રુને જીત્યા; તેમણે આખા ઇંગ્લાંડને પોતાના રાજ્યમાં સામેલ કર્યું, અને તમામ બ્રિટન દેશમાં સર્વોપરી અધિપતિપણું સંપાદન કર્યું. એમ ઇંગ્લાંડ એક રાજ્ય બન્યું. પણ દશમા સૈકાને અંતે આખા ઇંગ્લાંડના રાજ્યને જીતી ત્યાંના રાજ્યાસન ઉપર ડેન રાજાને બેસાડવાને ડેન લોક ફરીને આવ્યા. અંતે ૧૦૧૬ માં તેમણે એમ કર્યું અને ડેન રાજા કનુટ આખા ઇંગ્લાંડનો રાજા થયો.

८. **स्कान्डिनाविआनी प्रजाओ.**—આગળ એક બે વાર ડેન લોકો વિષે કહેવામાં આવ્યું છે. ઉત્તર યૂરોપમાં મહાસાગર અને બાલ્ટિક સમુદ્રની વચ્ચે બે દ્વીપકલ્પોમાં જઈ વસેલી એ ટ્યુટોની પ્રજાઓ હવણા મોટાં કૃત્યો કરવા લાગી. ઉત્તર દ્વીપકલ્પમાં વસેલા આર્યોમાં એઓ ત્યાં પહેલા ગયા હતા. ત્યાંના ફિન અને લાપ લોકોને તેણે કતલ કર્યા કે હાંકી કાઢ્યા. છેક ઉત્તરમાં તથા બાલ્ટિકની પૂર્વ બાજૂએ ફિન અને લાપ લોકમાંના બાકી રહેલા વસે છે. આઠમા અને નવમા સૈકામાં એ આર્ય લોકો ડેન્માર્ક, સ્વીડન અને નાર્વેમાં વશ્યા. એમાંના સ્વીડ લોક ઉત્તર અને પૂર્વ દિશાઓમાં ફિન લોકના દેશમાં અને રૂશિઆમાં છત કરવા લાગ્યા, અને ડેન લોકે અધિરાજ્ય તથા ઇંગ્લાંડ એ બે જોડે કામ પાડ્યું. અને ડેન તથા નાર્થમેન એટલે નાર્વેના લોક એ બંનેએ ઘણાં સ્થળો લૂંટ્યાં અને ઘણાંકમાં તેઓ વસ્યા. તેમણે આયર્લાંડ અને ગૉલમાં ભૂમિ છતી, તથા બહુ છેટે આવેલા ઐસ્લાંડમાં અને ગ્રીનલાંડમાં જઈ રહ્યા. ૧૧ મા સૈકાના પહેલા ભાગમાં સ્કાન્ડાનેવી પ્રજાઓનું જોર પૂર્ણ કળાએ હતું; કેમકે ઇંગ્લાંડ, ડેન્માર્ક, નાર્વે અને સ્વીડનના કેટલાક ભાગપર તેમનો કનુટ મહારાજા રાજ્ય કરતો હતો. પશ્ચિમ અને પૂર્વ અધિરાજ્યોને મુકાબલે આવે એવું એણે ઉત્તર અધિરાજ્ય બનાવ્યું; પણ ૧૦૩૫ માં તેનો કાળ થયો તેવારે એના મોટા રાજ્યના ખંડ થઈ ગયા.

९. **नार्मंडीनी डची (ठकरात)नी स्थापना.**—નાર્થમેનના એક નિવાસ સંબંધી વિશેષ કહેવું જોઇએ. નવમા સૈકામાં તેમણે ગૉલના કાંઠા લૂંટ્યા, ત્યાં નાનાં થાણાં વસાવ્યાં અને એક વાર પારિસને ઘેરો ઘાલ્યો હતો. અંતે ૯૧૩ માં રાલ્ફ (લાટિનમાં રોલો) નામે તેમના સરદારે વધારે મોટો નિવાસ કર્યો, અને તેનું મથક રૂએન નગરમાં ઠરાવ્યું. એ વેળા પશ્ચિમ ફ્રાંકના રાજ્યાસને કાર્લિંગ વંશનો ભોળો ચાર્લ્સ રાજા હતો તેણે તથા ફ્રૅંચના ડ્યૂક રોબર્ટે એ રોલ્ફને કહાવ્યું કે જો તું ખ્રિસ્તિ ધર્મ સ્વીકારી ફ્રાંક રાજ્યનો જાગીરદાર થાય તો સીન અને એપ્ટેની વચ્ચે આવેલો ફ્રાન્સનો ડચી

(ઠકરાત) નો ભાગ જાગીરમાં આપીએ. એ શરત કબૂલ કરી રોલ્ફે તે પ્રાંત લીધો, અને તેણે તથા તેની પછી ગાદીએ બેસનારાઓએ તેમાં ઘણો વધારો કર્યો. એ લોક ફ્રેંચ બોલી શીખ્યાથી તેમનું નૉર્થમેન નામ બદલાઈ નાર્મન પડયું, (એ પાછલો શબ્દ વધારે કોમળ છે,) અને તેમની જાગીરનું નામ નાર્મંડી પડયું. ઘણાખરા નૉર્મન ડયૂકો શૂરા અને ડાહ્યા હતા, અને તેમનું સંસ્થાન ગૉલનાં તથા યૂરોપનાં મુખ્ય સંસ્થાનોની પંક્તિમાં ગણાયું. મોટી સીન નદી ઉપર તેમનો હુકમ ચાલતો હતો તેથી પારિસના ફ્રેંચ ડયૂકો અને રાજાઓને હાથ સમુદ્ર કાંઠો રહ્યો નહિ.

૧૦. **पूर्व अधिराज्य अने मुसलमानी राज्यो.**—એપ્રમાણે પશ્ચિમમાં પ્રજાઓ બનતી હતી, તેવારે પૂર્વમાં પણ બનતી હતી. પૂર્વ અધિરાજ્ય પંડે એક પ્રકારની પ્રજા બન્યું હતું; આ વેળા તેમાં બહુધા યૂરોપ અને એશિઆમાંના ગ્રીક ભાષા બોલનારા લોકની વસ્તીવાળા પ્રાંતો હતા. હમણા પશ્ચિમ યૂરોપની અને તેની વચ્ચે ધર્મસંબંધી વાંધાનેલીધે વધારે જુદાઈ પડવા લાગી. ખ્રિસ્તિ દેવળોમાંથી મૂર્ત્તિઓ કાઢી નાંખવાવિષે વાદ ચાલતો હતો તેનો નિવેડો નવમા સૈકાને અંતે ઐરીની પાદશાહના અમલમાં મૂર્ત્તિપૂજકોના પક્ષમાં થયો. પણ એ વખતે બીજા વાંધા પૂર્વ અને પશ્ચિમ ખ્રિસ્તિ પંથોની વચ્ચે ઊઠયા હતા, અને તેનું મુખ્ય કારણ એ હતું કે જૂના રોમના બિશપો (પોપ) ના વધતા જતા દાવા પૂર્વ પંથીઓ સ્વીકારતા નહિ. એ દર્મિયાન જુદા જુદા વંશના કૈસરો રાજ્ય કરી ગયા તેમાંના કેટલાકના અમલમાં અધિરાજ્યની પડતી થઇ અને કેટલાકના વખતમાં ફરીને ચડતી થઈ. નવમા સૈકામાં સિસિલી અને ક્રીટ દ્વીપો મુસલમાનોએ જીતી લીધા. પરંતુ નવમા સૈકાના અંતથી તે અગીઆરમાં સૈકાના આરંભ લગી મકદુની (માસેદોની) ઓલાદના કૈસરોના અમલમાં અધિરાજ્યના બળમાં ઘણી વૃદ્ધિ થઈ. તેમના તાબામાંના ઇટાલીના મૂલકમાં વધારો થયો; નિકેફોરોસ ફોકાસ પાદશાહે ૯૬૦ માં ક્રીટ બેટ પાછો જીતી લીધો. એ ઉપરાંત તેના તથા જૉન ત્ઝિમિસ્કેસ (ઝિમિસ્કેસ) તથા બીજા બાસિલના

અમલમાં બીજી જાતો પણ થઈ. મુસલમાની રાજ્યના હવણા વિભાગ થઇ જઈ નાનાં નાનાં સંસ્થાનો બન્યાં હતાં, તેથી આન્ટિ-ઓખ તથા બીજાં જે સ્થળો તે રાજ્યના આરંભમાં અરબોએ જીતી લીધાં હતાં તેઓને હવે એ કૈસરોએ પાછાં લીધાં, અને રૂમી (રોમન) રાજ્યની સરહદ વળી યુફ્રેટીસ પર્યંત પહોંચી.

**૧૧. સ્લાવ પ્રજાઓ.**—હવે સ્લાવ પ્રજાઓ પહેલ વહેલી ઘણી અગત્યની થવા લાગી. એમના બે મોટા ભાગ હતા તેમાંના એકને પૂર્વ અધિરાજ્ય સાથે અને બીજાને પશ્ચિમ અધિરાજ્ય સાથે સંબંધ થયો. જેઓ જર્મનીને સીમાડે વાયવ્યમાં વસતા હતા તેઓ પશ્ચિમ (રોમના) પંથની મારફતે ખ્રિસ્તિ ધર્મમાં પેઠા, અને થોડા ઘણા જર્મન રાજ્યના સંબંધમાં આવ્યા. એમાં બાલ્ટિક સમુદ્રને કાંઠે વસનારા વેન્ડ લોકો, તથા પોલ અને બોહીમી લોકો હતા. દશમા સૈકાના છેલ્લા ભાગમાં પોલ લોક ખ્રિસ્તિ થયા, અને તેમના ડ્યૂકો અને રાજાઓ રહેતે રહેતે અધિરાજ્યથી સ્વતંત્ર થઈ ગયા. પણ દક્ષિણ અને પૂર્વમાં વસનારા સ્લાવ લોકોનો ઘણોખરો સંબંધ પૂર્વ અધિરાજ્ય જોડે હતો તેમણે પૂર્વ પંથ (કૉન્સ્ટાન્ટિનોપલનો કે ગ્રીકપંથ) નો ખ્રિસ્તિ ધર્મ સ્વીકાર્યો. એ સ્લાવ પ્રજાઓમાં સર્વથી મોટી રૂશ પ્રજા હતી તેની અને પશ્ચિમ સ્લાવ લોકની વચ્ચે ખ્રિસ્તિમાર્ગમાં નહિ દાખલ થયેલા પ્રુશ્શી અને લીથુઆની લોકો હતા. પોલ લોકની દક્ષિણે તુરાની પ્રજાઓ હતી ને તેઓમાં મુખ્ય હંગારી લોક હતા. પોલ લોકો જે વખતે સ્થાયી વસ્તી કરી રહ્યા તેજ વખતે તેઓ પણ મોટા ઓટ્ટોથી પરાજય પામી ત્યાં વશ્યા. એમની દક્ષિણે અનેક સ્લાવ પ્રજાઓ હતી તેઓ છઠ્ઠા સૈકાથી પૂર્વ અધિરાજ્યના મૂલક ઉપર ચડવા લાગી હતી. બલગારી (કે બુલગારી) લોક મૂળમાં તુરાની હતા, પણ તેમના સ્લાવ પાડોશીઓ જોડે તથા સ્લાવ રૈયત જોડે એટલા બધા ભળી ગયા કે તેમને સ્લાવ ગણવા જોઇએ. નવમા અને દશમા સૈકાના કૈસરોને બલગારી તથા રૂશ પ્રજાઓની સાથે ઘણી લડાઈઓ થઈ. રૂશ લોક સ્કાન્ડાનાવિઆના અધિપતિઓના તાબામાં હતા અને તેમનાં લડવૈયાં વહાણો કાળા સમુદ્રમાં

ફરતાં અને તેમણે અનેક વેળા દરિયાપરથી કોન્સ્ટાન્ટિનોપલ ઉપર હુમલા કર્યા હતા. પણ તેમને જોન ઝિમિસ્કેસે હરાવ્યા અને ત્યાર પછી થોડા વખતમાં તેઓ પૂર્વ ખ્રિસ્તિ પંથમાં સામિલ થયા. બલગારી લોકે માસેડોનિઆ (મકદુનીઆ) માં તથા ગ્રીસના વાયવ્યકોણમાં રાજ્ય સ્થાપ્યું હતું. તેમને કૈસર બીજા બાસિલે જીત્યા. હવે પૂર્વ અધિરાજ્યની મર્યાદા ફરીને ડાન્યૂબ નદી લગી પહોંચી; હેરાક્લિઆસના અમલ પછી તે એટલું બધું બળવાન થયું ન હતું. પરંતુ બાસિલના મરણ પછી તેની પાછી પડતી થવા લાગી.

**૧૨. ઉપસંહાર.**—મુખ્ય યુરોપી પ્રજાઓનો આરંભ એમ નવમા અને દશમા સૈકામાં થયો. પશ્ચિમમાં ફ્રાંક રાજ્ય મહાન્ ચાર્લેસના સમયમાં પશ્ચિમ અધિરાજ્ય સાથે જોડાઈ ગયું હતું તેના ખંડ થઈ જર્મની, ફ્રાન્સ, ઇટાલી, અને બર્ગંડી એ ચાર રાજ્યો બન્યાં. એમાંના જર્મન રાજ્ય જોડે મહાન્ ઓટ્ટોના અમલમાં પશ્ચિમ અધિરાજ્ય ભળી ગયું, તેમજ ઇટાલીનું રાજ્ય પણ તેમાં જોડાયું, અને કેટલાક વખત પછી બર્ગંડી તેમાં ભળ્યું. ગૉલમાં ફ્રાન્સની ડચી (ઠકરાત) પશ્ચિમ ફ્રાંક રાજ્યમાં ભળી જવાથી તે વધી આગળ અર્વાચીન ફ્રાન્સનું રાજ્ય ઊભું થયું. બ્રિટનમાં બધાં ઇંગ્રેજી રાજ્યોને વેસ્ટ સાક્સન રાજાઓએ એકત્ર કરી દીધાથી અને સ્કાટ તથા વેલ્શ લોક ઉપર ઉપરીપણું મેળવ્યાથી ઇંગ્લાંડનું રાજ્ય બન્યું. સ્કાન્ડિનાવિઆમાં ડેન્માર્ક, સ્વીડન, અને નાર્વેનાં રાજ્યો બન્યાં તથા બ્રિટન, ગૉલ અને બીજાં સ્થળોમાં જઈ ત્યાંના ઘણાક લોક વસ્યા, અને તે નિવાસોમાંનો મુખ્ય વધી નાર્મંડીની ડચી બની. કનુટના હાથ નીચે થોડો કાળ ઇંગ્લાંડ અને સ્કાન્ડિનાવિઆનો વધારે મોટો ભાગ એકત્ર થઈ ઉત્તર અધિરાજ્ય બન્યું. પૂર્વમાં પૂર્વ અધિરાજ્ય લગભગ તમામ ગ્રીક થઈ જવા લાગ્યું હતું, અને દશમાં સૈકામા તેનું બળ ઘણે દરજ્જે સજીવન થયું, તથા તેણે એશિઆમાં મુસલમાનો પાસેથી તથા યુરોપમાં બલગારિઅનો સોડેથી ઘણીક ભૂમિ પાછી જીતી લીધી. એ અરસામાં ઘણી સ્લાવ પ્રજાઓ, વિશેષે કરીને પોલ તથા રુશ લોકોનાં તથા તેમના તુરાની પાડોશી હંગારી લોકનાં સ્થા-

યા ખ્રિસ્તિ રાજ્યો બન્યાં. ટૂંકામાં કહીએ તો અગીઆરમા સૈકામાં સ્પેન અને સિસિલીના મુસલમાન અરબો તથા પ્રુશી તથા લિથુઆની લોકો અને છેક ઉત્તરમાંના ફિન તથા લાપ લોકો બાદ કરતાં યૂરોપના બાકીના સઘળા લોકો ખ્રિસ્તિ થયા.

# प्रकरण ७ मुं.

## क्रुसेडनो युग.

१. **पोप तथा कैसरो.**—જે મધ્ય યુગ કહેવાય છે તે સમયપર આપણે આવી પહોંચ્યા છીએ. પ્રાચીન રોમન કાળ આપણે પાછળ મૂક્યો, અને આપણા પોતાના વખતની સમીપ હજી આપણે આવ્યા નથી. પશ્ચિમ યૂરોપમાં રોમન પ્રાંતોમાં ટ્યુટોન લોકોના વસવાથી નવી પ્રજાઓ, નવી ભાષાઓ, અને નવીન અવસ્થા થઈ. ખ્રિસ્તિ અને ટ્યુટોની એ બંને વિચારોથી રૂમી સંસાર બદલાઈ ગયો હતો. પશ્ચિમમાં માણસો માનતા કે રૂમી કૈસર દુનિયાનો ઉપરી છે; પણ હવે રૂમી કૈસરનો જર્મન રાજા હતો, અને કૈસરની હારોહાર રોમનો બિશપ અધિકારી બન્યો હતો. ત્યાંના માણસો હજી માનતા હતા કે ધર્મ અને રાજ્ય એ બન્ને વિષયોમાં રાજ્યધાની રોમ નગર હોવું જોઈએ. તેઓ ધારતા કે પૃથ્વી ઉપર પરમેશ્વરના બે પ્રતિનિધિ છે, તેમાંનો એક કૈસર તે રાજકાજનો વહીવટ કરનાર અને બીજો પોપ (પાપા) ધર્મ વિષયક રાજ્યકરનાર, તથાપિ પૂર્વ અધિરાજ્યમાં અને પૂર્વના ખલીફાની ખ્રિસ્તિ રૈયતમાં એ બેમાંના એકેને માનવામાં આવતો નહિ. અને પશ્ચિમમાં પણ બ્રિટન અને સ્કાન્ડિનાવિઆ અધિરાજ્યના પેટામાં કદી આવેલા નહતા, તથા ગૉલ અને સ્પેન દેશો તેનાથી છૂટા પડી ગયા હતા, એમ છતાં પણ માણસો માનતા કે કૈસર અને પોપ ખ્રિસ્તિ મૂલકોના ખરા મુખી હતા; યૂરોપના ઈતિહાસનો મોટો ભાગ કમનસીબે એ મુખીઓના ટંટાનો બનેલો છે. કૈસરની સત્તા નરમ પડતી

ગઈ તેમ પોપની વધતી ગઈ. પોપનું ફાવે કે કૈસરનું ફાવે પણ અધિકારનું ધામ રોમ હતું.

**૨. લશ્કરી નોકરીઆત જાગીરો.**—એ દર્મિયાન જમીન સંબંધી હક્ક વિષે નવા મત ઉત્પન્ન થયા. રૂમી કૈસરો ઘણીવાર અધિરાજ્યની સરહદપર આવેલી જમીન વિગ્રહોમાં નોકરી કરવાની શરતે આપતા. ટયુટોનિક રાજાઓ અને સરદારો પોતાના લડવૈયા સાથીઓને ઇનામી જમીન આપતા. ટયુટોનોમાં જે મુખ્ય હોય તેને લાર્ડ ( સ્વામી ) કહેતા અને તેના અનુચરો કે સાથીઓ તેના માણસો ( સેવકો ) કહેવાતા. લશ્કરી નોકરીની શરતે જમીદાર થવાના રૂમી રિવાજ જોડે લાર્ડના પંડની વફાદારી ( સ્વામીસેવકભાવ ) નો ટયુટોની ચાલ મળવાથી નવી અવસ્થા ઉત્પન્ન થઈ. જમીનદારો પોતાના લાર્ડ એટલે સ્વામીથી મળેલી જમીન ભોગવે અને તેને સાટે તેની જોડે યુદ્ધે ચડે. એવી જમીનદારીને ફ્યુડલ જાગીર એટલે લશ્કરી નોકરીઆત જાગીર કહેતા. આ પહેલાના જમાનામાં આવા ધારો નહતો. તેવેળા એવું માનવામાં આવતું કે સ્વાધીન માણસોનો ધર્મ રાજ્યની કે રાજાની સેવા બજાવવાનો હતો, પણ બીજા કોઇ એક માણસની જોડે તે બંધાયલો નહતો. પણ હવે એ માણસોનો રાજ્ય જોડે કે રાજા જોડે ઝાઝો સંબંધ નથી એવું ધારવામાં આવ્યું; હવે રાજા તો દેશના લાર્ડોનો મુખી મનાયો. એથી પશ્ચિમ યૂરોપનાં રાજ્યો આસ્તે આસ્તે ત્રુટયાં. રાજાથી લશ્કરી જાગીરો પામેલા ડયૂકો અને કાઉન્ટો પંડે રાજા થઇ પડી મુખ્ય લાર્ડનું માત્ર નામનું ઉપરીપણું માનવા લાગ્યા. અધિરાજ્ય અને ફ્રાન્સ બન્નેમાં આવું બન્યું, પણ ફ્રાન્સના રાજાઓએ થોડે થોડે પોતાના તાબાના લાર્ડોની જમીન જીતી લીધી અને તેથી તેઓ આખા દેશની ભૂમિના ધણી થયા. જર્મનીમાં ઉપરાજાઓ વધારે સ્વતંત્ર થતા ગયા ને તે એટલે સુધી કે અધિરાજ્ય નામનું માત્ર રહ્યું. ઇટાલીમાંનાં શહેરો સ્વાધીન પ્રજાસત્તાક રાજ્યો થયાં, ને જર્મનીમાં તથા બર્ગંડીમાં પણ તેપ્રમાણે કેટલેક દરજ્જે બન્યું. વળી રાજ્યપદને લોકો હોદ્દા એટલે અધિકારની જગ્યાને બદલે મિલકત ગણવા લાગ્યા;

એથી ઘણાખરા દેશોમાં રાજ્યાસનને વંશપરંપરા વારસાનો કાયદો વધારે સખ્તાઇથી લાગુ પડ્યો. અધિરાજ્યની ગાદીપર બેસનારાને તો હમેશ પસંદ કરવામાં આવતા, પણ ફ્રાન્સના રાજ્યપાટને વંશ-પરંપરા વારસાનો નિયમ બીજા દેશની રાજ્યગાદીઓ કરતાં વધારે સખ્તાઈથી લાગ્યો.

**૩. धर्मसमाजनी अवस्था.**—ધર્માચાર્યો, તથા ધર્મોપદેશકોના અને ધર્મની સ્થિતિમાં પૂર્વ અને પશ્ચિમ અધિરાજ્યોમાં અને મુસલમાનોના સમયમાં ઘણો ફેર હોય એ સહજ છે. મુસલમાની રાજ્યમાં વસનારા ખ્રિસ્તિ લોક માત્ર રૈયત હતા અને તેઓ પોતાનો ધર્મ પાળવાની પરવાનગી ધન આપીને વેચાતી લેતા. તેમના ઉપર ઘણી વાર જૂલમ કરવામાં આવતો, પરંતુ આરબ મુસલમાનોના અમલમાં જેટલો જૂલમ તેમને ખમવા પડ્યો તે કરતાં તુર્ક મુસલમાનોને હાથ રાજ્ય ગયા કેડે ઘણો વધારે ખમવો પડ્યો. પૂર્વ અધિરાજ્યમાં કૈસરોના ધર્મ સમાજ ઉપર અધિકાર હતો તે તેમણે કદી ખોયો નહિ; અને જ્યાં જ્યાં ગ્રીક ભાષા બોલાતી ત્યાં ત્યાં ગુરૂ અને શિષ્ય બન્ને વર્ગોમાં વિદ્યાનો વાસ હતો. પણ પશ્ચિમ અધિરાજ્યમાં, વિશેષે કરીને કાલિંગ રાજવંશના વખત પછી સંસારી લોકમાંથી વિદ્યા છેક જતી રહી; લખતાં પણ તેઓમાંના ઘણા થોડાનેજ આવડતું. એને લીધે ઘણોક રાજ્યાધિકાર ગુરૂ વર્ગના હાથમાં ગયો, કેમકે બીજા માણસો કરતાં રાજકાજ કરવાને વિદ્યાવડે તેઓ વધારે યોગ્ય હતા. બિશપો, આબ્બટો અને બીજા મુખ્ય ધર્માચાર્યો મોટી જાગીરો અને રાજ્યાધિકારો ભોગવતા, તથા રાજ્યમાં સર્વ પ્રકારના ઓહ્દાનાં કામ કરતા. જર્મનીમાં ડ્યૂકો અને કૌંટોની પેઠે બિશપો રાજા થઈ પડ્યા, અને સર્વ સ્થળે પ્રજાની રાજ્યસભાઓમાં તેઓ મુખ્ય સભાસદો હતા. આ બધા ઉપરાંત ગુરૂ વર્ગને પરણવાની મના કરી તથા સંસારી માણસોને માટે ઠરાવેલી ઇન્સાફની કચેરીઓમાં તેમનો ઇન્સાફ કરવાની મના કરી પોપ તેમને સંસારી લોકથી નોખા રાખવાનો પ્રયત્ન કરતા હતા. વળી તેઓ એમ પણ કહેતા કે કોઈ સંસારી લાર્ડ કોઈ ધર્મગુરૂને તેના ઓહ્દાનો અધિકાર

આપી શકતો નથી. આ દાવાનેલીધે પોપ અને કૈસરોની વચ્ચે મોટા વાંધા ઊઠ્યા. પૂર્વ અધિરાજ્યનાં પરગણાંઓમાં ધર્મગુરૂઓ કદી કુંવારા રહેતા નહિ, અને કૈસરો પોતાની મરજી પ્રમાણે મુખ્ય આચાર્યોને (ત્યાં પોપને ઠામે પાટ્રિઆર્ખ હતા તેમને) નીમતા અને બરતર્ફ કરતા.

**૪. फ्रांकोनी कैसरो.**—સાક્સન કૈસરો પછી ફ્રાંકિશ (ફીરંગી) કે ફ્રાંકોની કૈસરો થયા. તેઓ પૂર્વ ફ્રાંશિઆના હતા તેપરથી ફ્રાંકોની કહેવાયા. એ વંશનો પહેલો કૈસર (પાદશાહ) કૉન્રાડ હતો તેના અમલમાં બર્ગંડી જર્મનીમાં જોડાયું અને ૧૦૩૨ માં ઇટાલી જોડાયું. પછી ૧૦૩૯ થી ૧૦૫૬ સૂધી મહાન્ કૈસર ત્રીજા હેન્રીએ રાજ્ય કર્યું. એણે જર્મનીમાં અને ઇટાલીમાં રાજ્યસત્તાને સજીવન કરી અને પોપની ગાદીને સારૂ કેટલાક નઠારા ઇટાલિઅન પોપ લ-ડતા હતા તેમને કાઢી મૂકી સારા જર્મન પોપ તેમને ઠામે ઠરાવ્યા. તેનો કુમાર ૪ થો હેન્રી તેની પાછળ ગાદીએ બેઠો તેવારે બાલ્યાવ-સ્થામાં હતો. સાક્સન લોકે તેની સામે બળવો કર્યો, અને બિશપો નીમવામાં રાજાઓના અધિકાર સંબંધી તેને હિલ્ડબ્રાંડ કે પોપ ૭ મા ગ્રેગોરી જોડે મોટો ઝઘડો ચાલ્યો. એ પોપે રાજાને પદભ્રષ્ટ ઠરાવી તેની સામે શત્રુઓ ઊભા કર્યા. પણ ૧૦૮૫ માં હેન્રીએ ગ્રેગોરીને રોમમાંથી હાંકી કાઢ્યો અને તેની જગ્યાએ ત્રીજો ક્લેમેંટ નામે નવો પોપ પોતે નીમ્યો. એ પોપે તેને કૈસરનો મૂગટ ધારણ કરાવ્યો. હેન્રીના દુશ્મનોમાં તેના પોતાના કુંવરો હતા. અને ૧૧૦૬ માં તે મૃત્યુ પામ્યો. તેવારે કુંવર પાંચમા હેન્રી જોડે વિગ્રહ ચાલતો હતો. પછીથી એ રાજા કૈસર થયો. પોપ તેને તેના પિતા જોડે લડાવી મારતા હતા; પણ તેનો (બાપનો) કાળ થયા કેડે પોપ જોડેની તેની વર્ત્તણુક ઘણી રીતે તેના બાપના જેવીજ હતી.

**૫. स्वाबिअन कैसरो.**—એની પછી સાક્સનીના લોથારને કૈસરપદ મળ્યું ને તેણે પોપના ઘણા દાવા કબૂલ કર્યા. પછી ૧૧૩૮ માં મહાન્ સ્વાબિઆ કે હોહેંસ્ટા ઉફેન વંશને હાથ રાજ્ય-ગાદી ગઈ. ૩ જો કૉન્રાડ એ કુળનો પહેલો રાજા હતો. તે

કેસર થયો નહતો. એના વખતમાં વેલ્ફ અને વેબ્લિંગ નામે બે પક્ષ બંધાયા. ઈટાલીમાં તેને ગુએલ્ફ અને ઘિબેલિન કહેતા. કૈસરના પક્ષકાર ઘિબેલિન હતા, અને પોપના પક્ષકાર ગુએલ્ફ હતા. સાક્સનીના વેલ્ફ નામે ઠાકોરે કૉન્રાડ રાજાની સામે બંડ ઉઠાવ્યું હતું તે ઉપરથી એ નામ પડયું હતું. એની પછી મહાન્ કૈસર ફ્રેડરિક થયો. એને બાર્બારોસ્સા એટલે રાતી દાઢી કહેતા. એણે ૧૧૫૨ થી ૧૧૯૦ પર્યંત રાજ્ય કર્યું. જર્મનીમાં તેને સાક્સનીના ડયૂક હેન્રી જોડે બહુ વઢવાડો થઈ, અને તેથી તે મોટી ડચીના વિભાગ થઈ ગયા. એ ડયૂક સિંહ કહેવાતો. પોપ ૩ જા આલેક્સાન્દર અને ઈટાલીનાં શહેરો જોડે થયેલા ઝઘડાથી એની નામના વધારે થઇછે. એ નગરો આ વેળા લગભગ સ્વતંત્ર હતાં, અને પ્રાચીન ગ્રીસનાં નગરોની પેઠે તેઓ માંહોમાંહે લડતાં તથા એક એકપર અમલ કરતાં. નબળાં નગરોએ મિલાનની સામે વઢવામાં રાજાની મદદ માગી, અને ૧૧૯૩ સુધી વિગ્રહ જારી રહ્યા પછી કૉન્ટાન્ઝાની સંધિમાં એ શહેરોના હક્ક સ્વીકારવામાં આવ્યા. એની પછી ૬ ઠ્ઠો હેન્રી થયો અને તેના મરણ પછી કેટલાક વખતલગી અવ્યવસ્થા ચાલ્યા કેડે તેનો કુંવર બીજો ફ્રેડરિક રાજા થયો. એ દુનિયાનું અચરજ કહેવાતો. એણે ૧૨૨૦ માં કૈસર થઈ ૧૨૫૦ લગી રાજ્ય કર્યું. ગુએલ્ફી નગરો જોડે તથા એક પછી એક થયેલા પોપ જોડે તેને લાંબી મુદ્દતસુધી ટંટો ચાલ્યો. ૧૨૪૫ માં લીયાન્સ નગરમાં ધર્માચાર્યોની સભામાં પોપ ૪ થા ઇન્નોસેન્ટે તેને પદભ્રષ્ટ કર્યાનો હુકમ જાહેર કર્યો; અને જર્મનીમાં મંડળિક રાજાઓને નવા અધિકારો આપવા પડયા. તેથી બન્ને રાજ્યોમાં પાદશાહી અધિકાર બહુ નબળો પડયો. હવણા બર્ગંડીનું સંસ્થાન તો અધિરાજ્યમાંથી બિલકુલ ખશી જવા લાગ્યું. આ બીજા ફ્રેડરિકના મરણની સાથે પશ્ચિમ અધિરાજ્યની વડાઇનો અંત આવ્યો. એની પછી એનો કુંવર કૉન્રાડ રાજા થયો, પણ તેને કૈસરની પદવી મળી નહિ, અને તેની પાછળ અવ્યવસ્થા ચાલી તેણે કરીને અધિરાજ્ય ફરીને સજીવન થવા પામ્યું નહિ.

**૬. ઇંગ્લાંડ અને ફ્રાન્સ.**—એ સમયમાં ઇંગ્લાંડે અને ફ્રાન્સે એક એક જોડે કામ પાડ્યું. કનુટ અને તેના કુંવરોની પછી ઇંગ્રેજે એડ્વર્ડ કન્ફેસરને રાજા ઠરાવ્યો. એ રાજકુળનો હોઈ તરૂણાવસ્થામાં નાર્મંડીમાં રહ્યો હતો. ૧૦૬૬ માં તેનો કાળ થયાથી તથા રાજ્ય કરવાને યોગ્ય પુરૂષ રાજ્યકુળમાં એકે ન હોવાથી ઇંગ્રેજે અર્લ હારોલ્ડને પસંદ કર્યો. દેશમાં સર્વેથી મોટો માણસ તે હતો. પણ નાર્મંડીના ડ્યૂક વિલિઅમે કહ્યું કે રાજા એડ્વર્ડ મારો સગો હતો ને તેણે રાજ્ય આપ્યું છે. એ પછી વિલિઅમ વિજયી કહેવાયો. વિલિઅમ ઇંગ્લાંડપર ચડી આવ્યો, અને તેની અને હારોલ્ડની લડાઈ સેંલાક કે હેસ્ટિંગ્સના રણમાં થઈ તેમાં રાજા હારોલ્ડનો ઘાત થયો, અને પછી વિલિઅમ રાજા નીમાયો. એમ ઇંગ્રેજના રાજાની અને નાર્મન લોકના ડ્યૂકની એ બંને પદવી એક પુરૂષને હાથ આવી. ફ્રાન્સ અને નાર્મંડી વચ્ચે સદા ટંટો ચાલતો અને હવે નાર્મંડી અને ઇંગ્લાંડનો રાજ્યાધિકાર એક પુરૂષને હાથ હોવાથી એ વરવાદો ફ્રાન્સ અને ઇંગ્લાંડ વચ્ચે હોય તેમ થયું. વિલિઅમ વિજયી અને તેના કુંવરો વિલિઅમ રૂફસ તથા ૧ લો હેન્રી એમને ફ્રેંચ રાજા ફિલિપ પહેલાની જોડે તથા લુઇસ છઠ્ઠાની જોડે વિગ્રહો ચાલ્યા હતા. પછી ૧૧૫૪ માં ઇંગ્લાંડનું રાજ્ય આંજુ વંશના બીજા હેન્રીને મળ્યું અને આક્વિટેન પ્રાંતની વારસ એલીનોરને તે પરણ્યો હતો. એમ એક માણસનો અમલ સ્કાટ્લાંડથી પિરિનીસ સુધી હતો, અને ઇંગ્રેજનો રાજા ગૉલમાં તેના ઉપરી ફ્રેંચના રાજાથી વધારે બળવાન હતો. પણ ૧૨૦૪ માં ફ્રાન્સના રાજા ફિલિપ ઑગસ્ટસે ઇંગ્લાંડના જૉન રાજા પાસેથી નાર્મંડી તથા આંજુ પ્રાંતો જીતી લીધા અને આક્વિટેન ઉપરાંત ગૉલમાં ઇંગ્લાંડના રાજાને કબજે કાંઈ રહ્યું નહિ. વળી તુલુસ પ્રાંત પણ જીતાયાથી ફ્રાન્સનો વિસ્તાર દક્ષિણમાં વધ્યો, તેથી ૧૨૨૬થી ૧૨૭૦ લગી ફ્રાન્સમાં અમલ કરનાર રાજા સંત લુઈસને હાથ ગૉલનો વધારે ભાગ હતો અને તેના રાજ્યની સીમા, ચાનલ, મહાસાગર, અને ભૂમધ્ય સમુદ્ર પર્યંત પહોચી. વળી તેનો ભાઈ ચાર્લસ પ્રોવેન્સનો કૌંટ થયો તેથી ફ્રેંચ રાજાઓને બર્ગંડીના રાજ્યમાં સત્તા મળવા માંડી.

**૭. સ્પેનમાં ખ્રિસ્તિ લોકની ચડતી.**—આ બધા સમયમાં ખ્રિસ્તિ અને મુસલમાન લોકો જ્યાં મળતા ત્યાં લડતા. સ્પેનમાં અંતે હવે ખ્રિસ્તિ લોકની ચડતી થઇ. ૯૧૨ થી ૯૬૧ સુધી ખલીફા અબ્દલ રહેમાને સ્પેનમાં રાજ્ય કર્યું તેવારે એ રાજ્ય પૂર્ણ કળાએ હતું. પણ ૧૦૩૧ માં તેના ખંડ થઇ જઈ નાનાં રાજ્યો થયાં, અને ખ્રિસ્તિ લોકે દેશ પાછો જીતી લેવા માંડ્યો. ૧૦૮૪ માં લેઓન અને કાસ્ટેલના રાજા ૬ ઠ્ઠા આલ્ફોન્સાએ જૂની રાજ્યધાની નું ટોલીડો નગર જીતી લીધું. એમ થવાથી સ્પેનના મુસલમાનોએ આફ્રિકાના મુર નામે મુસલમાનોને મદદે બોલાવ્યા અને તેથી આખા બારમા સૈકામાં ખ્રિસ્તિઓ વધવા પામ્યા નહિ. તથાપિ ૧૩ મા સૈકાના આરંભમાં ફરીને ખ્રિસ્તિઓની ચડતી થઇ. ૧૨૧૭ થી ૧૨૫૨ લગી રાજ્ય કરનાર ત્રીજા સંત ફર્ડિનાન્ડે સેવિલ્લ અને કૉર્ડોવા નગરો જીતી લીધાં. એ દર્મિયાન પોર્ટુગાલે પશ્ચિમ તરફ દેશ જીત્યો અને આરાગોને પૂર્વ ભણી તેમ કર્યું; આરાગોનને યૂરોપનાં સામાન્ય કામકાજ જોડે સર્વેથી વધારે સંબંધ હતો. ત્યાંના રાજાને કબજે દક્ષિણ ગૉલમાં ઘણો મૂલક હતો, પણ તે તેરમા સૈકડાના પહેલા ભાગમાં તેમણે ખોયો. કાસ્ટેલ, આરાગોન અને પોર્ટુગાલ એ સ્પેનનાં ત્રણ મુખ્ય રાજ્યો હતાં અને તે ત્રણેનો વિસ્તાર સ્પેનમાં વધ્યો, અને ૧૨૩૭ થી મુસલમાન અરબોને હાથ એક ગ્રાનાડાનું રાજ્ય માત્ર રહ્યું.

**૮. સિસિલીનું રાજ્ય.**—સ્પેનમાં વસનારા દેશી ખ્રિસ્તિ લોકે જેમ મુસલમાનોને હઠાવ્યા તેમ સિસિલીમાં પરદેશીઓએ સ્વારીઓ કરીને કર્યું. આખા અગીઆરમા સૈકામાં નાર્મન ટુકડીઓ દક્ષિણ ઇટાલીમાં સ્વારીઓ કરતી, અને પૂર્વ અધિરાજ્યને તાબે મૂલક રહ્યો હતો તે લગભગ બધો રોબર્ટ વિસ્કાડ નામે સરદારની જોડે આવેલા નાર્મનોએ જીતી લીધો. ૧૦૬૨ માં ત્યાંથી સિસિલીમાં આવી તેમણે તે બેટ મુસલમાનો કનેથી જીતી લીધો. ૧૧૩૦ માં રાજા રાજરે સિસિલીને રાજ્ય બનાવ્યું ને ઇટાલીમાં બીજા નાર્મન સરદારોને તથા પૂર્વ અધિરાજ્યને કબજે જે પ્રાંતો હતા તે જીતી તેમાં

ઉમેર્યાં. એમાં નેપલ્સ શહેર પણ હતું. કૈસર ફ્રેડરિકની સામે લડવામાં સિસિલીના રાજા પોપને મદદ કરતા; પણ તે કૈસરના મરણ પછી ૬ ઠ્ઠા હેન્રીએ તેની પત્નીના હક્કને રૂએ સિસિલીના રાજ્યપર દાવો કર્યો અને તેને જીતી લીધું. એ હેન્રી પછી તેનો કુંવર ફ્રેડરિક રાજા થયો અને પછી કૈસર થઈ બીજો ફ્રેડરિક કહેવાયો. એના અમલમાં સિસિલીમાં ઘણી આબાદી થઈ. જ્યારે નાર્મનો સિસિલીમાં આવ્યા તેવારે ત્યાંની વસ્તીમાં કેટલાક ખ્રિસ્તિ હતા અને કેટલાક મુસલ્લમાન હતા. એ ખ્રિસ્તિની ભાષા ગ્રીક હતી, મુસલ્લમાનોની અરબી હતી અને નાર્મનોની બોલી ફ્રેંચ હતી. પણ ફ્રેડરિકના વખતથી લોકની મુખ્ય બોલી ઇટાલીઅન થઈ અને બીજી બોલાતી બંધ પડી.

**૯. પૂર્વ અધિરાજ્ય અને ક્રુસેડનો આરંભ.**—પરંતુ ખ્રિસ્તિ અને મુસલ્લમાની ધર્મવાળા વચ્ચે મુખ્ય ઝઘડા પૂર્વમાં થયા. બીજા બેસિલની પછી પૂર્વ અધિરાજ્યની વળી પડતી થઈ અને એશિઆમાંના તેમના કેટલાક પ્રાંતો તુર્ક લોકે જીતી લીધા. બગદાદના ખલીફાના હાથમાંથી વાસ્તવિક અધિકાર તમામ ગયો. ત્રીજા ખલીફાઓ મિસરમાં રાજ્ય કરનારા હાકેમો હતા. તેઓ કહેતા કે અમે પેગમ્બર મહમદની દીકરી ફાતિમાના વંશજ છીએ, અને બીજા ખલીફાઓ તે વંશના નથી. એ અરસામાં ભિન્ન ભિન્ન તુર્ક રાજ્ય વંશોની સ્થાપના એશિઆમાં થઈ. ૧૦૫૫ માં સેલ્જુક સુલતાનોના રાજ્યનો આરંભ થયો. તેમણે રૂમી અધિરાજ્યના એશિઆમાંના સઘળા પ્રાંતો જીતી લેઈ આખા પૂર્વ રાજ્યમાં પોતાનો અમલ બેસાડ્યો. ૧૦૯૨ માં નિકૈયા શહેરમાં રાજ્ય સ્થાપી તેઓ પોતાને રૂમના (રોમના) સુલતાન કહેવડાવવા લાગ્યા. પૂર્વ અધિરાજ્ય એશિઆમાં રૂમી અધિરાજ્ય કહેવાતું હતું, તેને ત્યાં બીજું કોઈ નામ નહતું. *હોલીલાંડમાં વસનારા ખ્રિસ્તિઓ ઉપર અને ત્યાંની જા-

---

* હોલીલાંડનો અર્થ પવિત્ર ભૂમિ છે. પાલેસ્ટૈન પ્રાંતનું એ નામ ખ્રિસ્તિ લોકે પાડ્યું હતું, કેમકે તેમાં તેમના દેવ ઇસુખ્રિસ્તનો અવતાર થયો હતો અને તેની કબર ત્યાં છે.

ત્રાએ જનારા યૂરોપી ખ્રિસ્તિઓ ઉપર અરબોના કરતાં તુર્કોનો જાલમ વધારે હતો. તેથી પૂર્વના ખ્રિસ્તિ લોકે પોતાના યૂરોપના બંધુઓ કને સહાય માગી. ૧૦૯૫ માં પોપ બીજા અર્બને આવર્ને પ્રાંતના ક્લેર્મોંટ નગરમાં મોટી સભા બોલાવી અને તેમાં *કાફરો ઉપર પવિત્ર વિગ્રહ ચલાવવાનો ઠરાવ કર્યો. એ વિગ્રહને ક્રુસેડ કહેતા, કેમકે જેઓ યુદ્ધે ચડતા તેઓ પોતાના ખભા ઉપર ક્રોસ ( ક્રુસ‡ ) નું ચિન્હ કરતા. તેઓ ખ્રિસ્તિના જોદ્ધા છે એવું દર્શાવવાને એ નિશાની કરતા. પહેલા ક્રુસેડમાં પશ્ચિમનો કોઈ મહારાજા ગયો નહતો, પણ ઘણાક ઉપરાજાઓ અને સરકાર જોડે નિસબત નહિ એવા માણસો ગયા હતા. ૧૦૯૯ માં તેમણે જેરૂસલેમ શહેર જીતી લીધું, અને ત્યાં રાજ્ય સ્થાપી નીચલા લોથારિંજિઆના ડ્યૂક ગોડ્ફ્રેને તેની ગાદી આપી. આ વેળા તુર્કો નબળા પડવાથી પૂર્વ અધિરાજ્યના કોમ્નેનોસ વંશના આલેક્સિઓસ, જૉન અને માન્યુએલ નામે કૈસરોએ એશિઆમાંનો ઘણોક મૂલક પાછો જીતી લીધો. કૈસર ફ્રેડરિકની સામા લડવામાં ૩ જા પોપ એલેક્સાંડરને તથા ઇટાલીનાં શહેરોને એ માન્યુએલે સહાય કરી, કેમકે તેને હવણા એવી પણ આશા થઈ કે હું જૂનાં અને નવાં રોમન અધિરાજ્યો પુનઃએકઠાં કરી શકીશ.

**૧૦. पछीनी क्रुसेडो अने पूर्वमां लाटिन अधिराज्य.—** જેરૂસલેમના રાજ્યનું બળ ગોસાંઈઓના બે અખાડામાં રહ્યું હતું. એમાંના એક અખાડાનું નામ ટેમ્પલર હતું, અને બીજાનું હોસ્પિટલર કે સંત જૉનના નાઇટ હતું. તેઓ લડવૈયા ગોસાંઈ હતા; તેઓ ખ્રિસ્તિ ગોસાંઇની દીક્ષા લેતા અને મુસલમાનોની સામે યુદ્ધે ચડતા. ૧૧૪૭ માં સંત બર્નાર્ડે બીજીવાર ક્રુસેડ કરવાને યૂરોપના ખ્રિસ્તિ લોકને ઉશ્કેર્યા. એ વેળા રાજા કૉન્રાડ તથા ફ્રાન્સનો રાજા લુઇસ યુદ્ધે ચઢ્યા, પણ તેમણે કાર્ય થોડુંજ કર્યું. ૧૧૭૧ માં નવા રાજ્યની સ્થાપના યુસફે કરી. એને યૂરોપના લોક સાલાદીન કહેતા.

---

* પોતાનો ધર્મ નહિ માનનારાને પ્રત્યેક ધર્મવાળા કાફર કહેછે.

‡ ક્રોસનો આકાર † આવો થાયછે. ભા. કર્તા.

તેણે ફાત્યૈ ઓલાદને પદભ્રષ્ટ કરી મિસર દેશને ધર્મસંબંધી બગદાદના ખલીફાને તાબે કર્યો. ૧૧૮૭ માં તેણે જેરૂસલેમ સર કર્યું, તથા લગભગ તમામ પાલેસ્ટૈન દેશ ખ્રિસ્તિઓ સોડેથી જીતી લીધો. આ વેળા ત્રીજી ક્રુસેડ કરવાને યૂરોપને ફરીને જાગ્રત કરવામાં આવ્યું. કૈસર ફ્રેડરિક યુદ્ધે ચડ્યો પણ માર્ગમાં તેનો કાળ થયો. ૧૧૯૦ માં ફ્રાન્સનો રાજા ફિલિપ અને ઇંગ્લાંડનો રાજા રિચાર્ડ ચડ્યા. એ રિચાર્ડને સિંહ હૃદય કહેતા. પણ એ રાજાઓને માંહોમાંહે અણબનાવ થયો અને તેથી કાર્ય થોડુંજ સર્યું. ૧૨૦૧ માં ચોથા ક્રુસેડનો આરંભ થયો, અને તેનું પરિણામ વિચિત્ર થયું. પૂર્વ અધિરાજ્ય ફરીને આ વેળા પડતી દશામાં હતું, અને જે સરદારો આ ક્રુસેડમાં ગયા હતા તેઓએ હેન્રીડાંડોલો વેનિસનો ડોજ કે ડયૂક, ફ્લાન્ડર્સનો કાઉંટ બાલ્ડવિન, તથા બીજાઓ એ પવિત્ર ભૂમિમાં ગયાને બદલે કોન્સ્ટાન્ટિનોપલના રાજ્યની ઊથલપાથલમાં હાથ ઘાલ્યો, અને ૧૨૦૪ માં તે શહેર લીધું. તેમણે કાઉંટ બાલ્ડવિનને કોન્સ્ટાન્ટિનોપલનો પહેલો લાટિન કૈસર ઠરાવ્યો. પશ્ચિમ ખ્રિસ્તિ પંથને માનનારા લાટિન કહેવાતા અને તેમના સામાવાળીઆ ( પૂર્વપંથના ) ગ્રીક કહેવાતા. એ ક્રુસેડરોએ અધિરાજ્યની વહેંચણ પોતાથી બની એટલી કરી લીધી, અને વેનિસના રાજ્યને ઘણાક ટાપુઓ અને બંદરો મળ્યાં તોપણ ટ્રેબિઝોંડ અને નિકૈઆમાં ગ્રીક કૈસરો અમલ કરતા અને તેમણે ઘણીક ભૂમિ પાછી જીતી લીધી. અંતે ૧૨૬૧ માં કૈસર મિખેલ પાલૈઓલોગોસે કોન્સ્ટાન્ટિનોપલ પાછું લીધું.

**૧૧. પાલેસ્ટૈન ઉપર પછીથી થયલી ક્રુસેડો.**—એમ ૪ થી ક્રુસેડથી ખ્રિસ્તિલોકને કશો લાભ થયો નહિ. પણ કૈસર ફ્રેડરિકનો દાવો તેની રાણીની તરફથી જેરૂસલેમના રાજ્ય ઉપર હતો તેથી તેણે ૧૨૨૮ માં મિસરના સુલતાન કામેલ ( કે કામાલ ) ની જોડે કરાર કરી તે મેળવ્યું. તેણે મૂગટ ધારણ કરી થોડીવાર રાજ્ય કર્યું. પણ પોપ નવમા ગ્રેગોરીએ તથા તેના બીજા વેરીઓએ સાંએ તેને નિરાંતે રહેવા દીધો નહિ અને તેથી વળી બધું ગયું. ૧૨૪૪ માં ખોરાસ્મી નામે બીજી મુસલમાન પ્રજાએ જેરૂ-

સલેમ જીતી લીધું, અને ત્યાર પછી તે ખ્રિસ્તિલોકને હાથ આવ્યું નહિ. ઇ. સ. ૧૨૪૮ માં ફ્રાંસનો રાજા સંત લુઈસ તે જીતવા ગયો, અને ૧૨૭૦ માં ઇંગ્લાંડનો શાહજાદો એડ્વર્ડ (જે પછીથી ઇંગ્લાંડનો ૧ લો એડવર્ડ નામે રાજા થયો તે) ચડ્યો. પણ ફળ માત્ર એટલુંજ થયું કે થોડાંક સ્થળો થોડીવાર ખ્રિસ્તિઓને હાથ રાખી શકાયાં. તેમને હાથ માત્ર એક નગર હતું તે પણ અંતે ૧૨૯૧ માં ગયું, અને ત્યાર પછી ક્રુસેડ કરવાની વાતો ઘણીકવાર ચાલતી પણ વાત ઉપરાંત વધારે કાંઈ થયું નહિ. ત્રીજી ક્રુસેડમાં સૈપ્રસનું લાટિન રાજ્ય સ્થાપન થયું હતું, અને ૪ થી ક્રુસેડમાં એશિઆનાં રાજ્યબળોમાં વેનિસના રાજ્યની ગણના થઇ, પણ જે સ્થળો જીતાયાં તે મુસલમાનોનાં નહતાં, પણ ગ્રીક રાજ્યનાં હતાં.

**૧૨. ક્રુસેડનો ઢોંગ.**—ક્રુસેડ ચાલ્યા પછી તેનો ઉપયોગ બીજાં કામોમાં કરવો એ સહેલું હતુ. ખ્રિસ્તિલોક ઉપર હુમલો કરતાં ૪ થી ક્રુસેડવાળાને અટકાવવાનો પોપ ત્રીજા ઇન્નોસંટે પ્રયત્ન કર્યો હતો. પણ બહુ વખત ન ગયો ત્યાર પહેલાં તેણે અને બીજા પોપોએ, જે ખ્રિસ્તિઓને તેઓ પાખંડી કહેતા તેઓ ઉપર મોકલવાને ક્રુસડો કરવાની આજ્ઞા કરી. આવી ક્રુસેડનો આરંભ ૧૨૦૮ માં થયો. ગૉલના દક્ષિણ ભાગમાં રહેનારા ખ્રિસ્તિલોકને પાખંડી કહી તેમના ઉપર ક્રુસેડ મોકલી. આલ્બી નગર ઉપરથી એ લોક આલ્બીજેન્સી કહેવાતા. નિર્દય વરવાઢો ચાલી, અને અંતે ટુલુસ શહેર ફ્રાંસને હાથ ગયું. ત્યાર કેડે પોપના હરકોઈ શત્રુની સામે ક્રુસેડ ઊઠાવવાનો બોધ કરવામાં આવતો. કૈસર ફ્રેડરિક અને તેનો કુમાર માન્ફ્રેડ સિસિલીનો રાજા હતો તે બેઉને ક્રુસેડ કરવાનો ઉપદેશ પોપે કર્યો. પોપ ૪ થા અર્બને (કે ઉર્બને) પ્રોવેન્સના કૌંટને (આંજુના ચાર્લ્સને) ફરમાવ્યું કે તેણે સિસિલીનું રાજ્ય જીતી લેવું. ૧૨૬૬ માં ચાર્લ્સે માન્ફ્રેડને હરાવી સિસિલીના આખા રાજ્યનો કબજો લીધો; પણ ૧૨૮૨ માં સિસિલી બેટના લોકે બળવો કરી માન્ફ્રેડનો જમાઈ અને આરાગોનનો રાજા પીટર હતો તેને પોતાનો અધિપતિ ઠરાવ્યો. એમ રાજ્યના ભાગ થયા; ફ્રેંચ રાજાઓને હાથ

ઇટાલીમાંનો ભાગ રહ્યો અને આરાગોનવાળાને કબજે બેટ રહ્યો. બંને પોતપોતાને સિસિલીના રાજા કહેવડાવતા, પણ ઇટાલીમાંનું રાજ્ય જેમને કબજે હતું તેઓ નેપલ્સના રાજા એ નામે વધારે ઓળખાતા.

**૧૩. ઇશાન યૂરોપ.**—બાલ્ટિક સમુદ્રને કાંઠે વસનારા લોક મૂર્તિપૂજક હતા તેમને જીતી ખ્રિસ્તિ પંથમાં આણવાને વિગ્રહો ચલાવ્યા તે વળી અન્ય પ્રકારનું ક્રુસેડ હતું. પ્રુશી કે પ્રુશિઅન લોક તથા લિથુઆની ( લિથુઆનિઅન ) લોક અદ્યાપિ મૂર્તિપૂજક હતા, તથા લિવોનિયામાં અને એસ્થોનિયામાં રહેનારી ફિન પ્રજા પણ તેવીજ હતી. આ લોકોની વસ્તી દરિયાકિનારાના મુલકમાં હોવાથી રૂશિઆ અને પોલાંડ એ બંને દેશોને સમુદ્ર કાંઠાનો લાભ મળતો નહિ, કેમકે તે બે દેશો અને દરિયાની વચ્ચે એ લોકો હતા. એ કાંઠાના પ્રાંતો જીતવાની કોશીશ ડેન્માર્કના રાજાઓ કરતા, પણ તેમનું ફાવતું નહિ, તેવામાં ૧૨૩૦ માં ટયુટોની નાઇટ નામે લડવૈયા ગોસાંઇનો ૩ જો વર્ગ પ્રુશિઆમાં આવી વસ્યો અને તેની એક શાખા લિવોનિયામાં જઈ રહી. એ ગોસાંઇના વધરાને ક્રુસેડ ગણતા, અને બીજા પ્રાંતોમાંના માણસો તેમની મદદે આવતા. ખ્રિસ્તિ અને મુસલમાન બંને ઉપર, યૂરોપ અને એશિઆમાં ભયંકર શત્રુ ચડયા. આટ્ટિલાની પછી એમનાથી વધારે ત્રાસદાયક દુશ્મન જોવામાં આવ્યા નહતા. તેઓ મુગલ કે તાર્તર લોક હતા. ૧૨૦૬ માં તેમુજીન કે જેંગીસખાનની સરદારી નીચે તેમની સત્તાનો આરંભ થયો. પ્રથમ તેઓ ખ્રિસ્તિ કે મુસલમાન નહતા, પણ ઇરાન અને બીજા મૂલકોમાં વસ્યા પછી આસ્તે આસ્તે મુસલમાન થયા. તેમનો બટૌ નામે રાજા યૂરોપમાં પોલાન્ડ અને જર્મનીના સીમાડા પર્યંત ચડી આવ્યો. પરંતુ યૂરોપના રૂશિઆ દેશમાં માત્ર તેઓ વસ્યા. કાસાન ( કસન ) ના ખાનને આધીન રૂશિઆના રાજાઓને રહેવું પડતું, અને તેથી કરીને લિથુઆની લોકે તમામ પશ્ચિમ રૂશિઆ તેની રાજ્યધાની કીવસહિત જીતી લીધો. એથી રૂશિઆ ઘણા કાળ લગી પાછળ પડી ગયું. ૧૨૫૮ માં મુગલોએ બગદા-

દના ખલિફાના અમલનો પણ અંત આણ્યો; મિસરમાં નામના ખલિફાની ઓલાદ જારી રહી. એક રીતે મુગલોએ ખ્રિસ્તિ મંડળને સહાય કરી; કારણ કે તેમણે સેલ્જુક તુર્કોનું બળ તોડ્યું અને તેથી નિકૈયા અને ટ્રેબિઝાંડનાં ગ્રીક રાજ્યો બચ્યાં.

**૧૪. उपसंहार.**—આ સમયમાં બંને બાદશાહીઓનો વાસ્તવિક અંત આવ્યો. તેમના ખિતાબ ( પદવી ) ચાલુ રહ્યા, પણ યૂરોપનાં બે મોટાં બળ ( કે અધિકારી ) રૂપે તેઓ ન હતાં. બે મુસલમાન ખલિફાતો હતી તેઓની પણ સમાપ્તિ થઈ. પશ્ચિમની ખલિફાઇ ત્રુટી તેનાં નાનાં રાજ્યો થઇ ગયાં, ને છેલ્લે તેમાંનું ગ્રાનાડા માત્ર રહ્યું. પૂર્વની ખલિફાત તુર્કોએ તોડી અને મુગલોએ તેને નાબુદ કર્યું. એમ ખ્રિસ્તિઓમાં કે મુસલમાનોમાં હવે કોઈ સંસારી રાજ્ય પ્રકરણમાં કૈસર કે ચક્રવર્ત્તી અધિકારી રહ્યો નહિ. યૂરોપમાં અને તેની પાડોશમાંના એશિઆ અને આફ્રિકાના દેશોમાં સ્વતંત્ર સંસ્થાનો થયાં તેઓ ઉપર કૈસર કે ખલિફાનો હુકમ વાસ્તવિક ચાલતો નહિ. અને કૈસરોની નબળાઇ જેમ વધતી ગઇ તેમ પોપ બળવત્તર થતા ગયા. સ્પેન અને સિસિલી જીતાયાથી ખ્રિસ્તિ મંડળના તાબાનો મૂલક એક છેડે વધ્યો, અને પૂર્વ બાદશાહીમાંનો કેટલોક તુર્ક લોકે જીત્યો તથા રૂશિઆમાં મુગલ રાજ્ય સ્થાપન થયું તેથી બીજે છેડે તે વધ્યો. સ્પેનમાં મુખ્ય બળ ( રાજ્ય ) કાસ્ટૈલ હતું, અને નાર્મન લોકો જોડે તથા ઇંગ્લાંડના આંજવિન રાજાઓ જોડે બાથ ભીડ્યા કેડે ગૉલમાં ફ્રાન્સ મુખ્ય બળ ( રાજ્ય ) થયું. જર્મની અને ઇટાલીમાં બાદશાહી જોર ઓછું થયું અને તેથી જર્મનીના ઉપરાજાઓનું અને ઈટાલીમાં શહેરોનું કૌવત વધ્યું. સિસિલીનું રાજ્ય વૃદ્ધિ પામ્યું અને તેના બે ભાગ થયા. પૂર્વ અધિરાજ્ય ત્રુટી નાનાં નાનાં ગ્રીક અને ફ્રાંક સંસ્થાનોનો સમુદાય બન્યો, અને વેનિસની સત્તા પૂર્વમાં ( એશિઆમાં ) ચાલવા માંડી. બાલ્ટિક સમુદ્રને કાંઠે ડેન્માર્ક પોતાની પૂર્વ દિશામાં જીત કરવાની કોશીશ કરતું હતું તેને ટયુટોન નાઇટોએ ખાળ્યું, અને પ્રુશિઆના રાજ્યનો કાંઇક આરંભ કર્યો. ટૂંકામાં

કહીએ તો તેરમો સૈકો યૂરોપમાં અને એશિઆમાં અંત અને આરંભનો હતો, ( એટલે કેટલાકના અંત આવ્યા અને કેટલાકનો આરંભ થયો ); અને યૂરોપના ઘણા ભાગો અદ્યાપિ જે અવસ્થામાં છે તે થવાની શરૂઆત થઈ.

---

# प्रकरण ८ मुं.

## वंने बादशाहतोनी पडती.

**१. हाब्सबर्ग अने लुझेम्बर्ग कुलोना राजाओ.**—બીજા ફ્રેડરિકની પછી પશ્ચિમ બાદશાહીનું બળ ઓછું થયું. કેટલાક રાજાઓને કૈસરનો અભિષેક થયો નહતો, અને જેમને થયો હતો તેમનો વાસ્તવિક અધિકાર ઈટાલી ઉપર ચાલતો નહિ. બર્ગંડીનો વધારે મોટો ભાગ ફ્રાન્સને હાથ આવ્યો હતો. જર્મનીમાં પણ રાજાની સત્તા દિવસે દિવસે ઘટતી ગઈ. કૉન્રાડના મૃત્યુ પછી ૧૨૫૪ થી ૧૨૭૩ સૂધી મોટો અરાજ્યક સમય હતો. એ સમયમાં સર્વમાન્ય રાજા ન હતો. ૧૨૫૬ માં ઇગ્લાંડના ત્રીજા હેન્રિ રાજાનો ભાઈ કૉર્ન્વૉલનો રિચાર્ડ હતો તેને તથા કાસ્ટૈલના આલ્ફૉન્સોને રાજા પસંદ કરવામાં આવ્યા અને રિચાર્ડને રાજ્યાભિષેક થયો, પણ તે મુખ્યત્વે ઇંગ્લાંડમાં રહેતો. ૧૨૭૪ માં તે મરણ પામ્યો તેવારે હાબ્સબર્ગના કૌંટ રૂડોલ્ફને ચૂંટી કહાડવામાં આવ્યો. કાયદાનું ચલણ અને વ્યવસ્થા પાછા આણવાને તેણે ઘણી કોશીશ કરી. તેણે તેના કુમાર આલ્બર્ટને આસ્ટ્રિઆની ડચી આપી. એ આલ્બર્ટ પછી રાજા થયો, ને ત્યારથી આસ્ટ્રિઆના રાજ્યકુળના અમલનો આરંભ થયો. એની પછી લુઝેમ્બર્ગ કે લુક્સેમ્બર્ગનો ૭ મો હેન્રિ રાજા થયો, ને તેણે ૧૩૦૮ થી ૧૩૧૩ સૂધી અમલ કર્યો. રોમમાં તેને કૈસરનો અભિષેક કરવામાં આવ્યો. બીજા ફ્રેડરિકની પછી કોઇને એમ થયું ન હતું. બાદશાહીનો બધો જૂનો અધિકાર પાછો

જીતી લેવાનો તેને સંભવ હતો. તેની પછીના કૈસરોને હાથ ઈટાલીમાં વાસ્તવિક સત્તા ન હતી. ૧૩૪૬ થી ૧૪૩૭ સૂધીનાં આશરે સો વર્ષોમાં હેન્રીના કેટલાક વંશજો રાજા અને કૈસર થયા. તેઓ બોહિમિઆ અને હંગરીના રાજા પણ હતા. ૧૪૩૭ માં આસ્ટ્રિઆ કુળનો આલ્બર્ટ નામે બીજો રાજા થયો. એમ હંગરી અને બોહિમિઆનાં રાજ્યોનો તથા આસ્ટ્રિઆની ડચીનો બાદશાહત જોડે વિશેષ સંબંધ થયો. આ આલ્બર્ટની પછી ત્રણસેં વર્ષો પર્યંત હમેશ આસ્ટ્રિઆ કુળનો કૈસર ચુંટી કહાડવામાં આવતો. ૧૪૫૨ માં ત્રીજા ફ્રેડરિકને રોમમાં કૈસરનો અભિષેક કરવામાં આવ્યો ત્યારપછી તે ક્રિયા ત્યાં કોઈ બીજા શાહને કરવામાં આવી નથી.

**૨. પોપો અને કૌંસિલો.**—કૈસરો નબળા પડતા ગયા તેમ પોપો પણ નબળા પડતા ગયા. ૧૨૯૪ થી ૧૩૦૩ લગી આઠમો બોનિફેસ નામે પોપ હતો તેણે તેની પૂર્વે થઇ ગયલા પોપોની પેઠે અમલ કરવાની કોશીશ કરી; ફ્રેંચના રાજા ફિલિપ ધ ફેરે (ફૂટડા ફિલિપે) ફોજ મોકલી તેને પકડ્યો, અને પછી પોતાને આધીન રહે તેવા આદમીને નિમાવ્યો તેણે પાંચમો ક્લેમંટ નામ ધારણ કર્યું. ત્યારે રોમ છોડી ફ્રેંચ સરહદની પાસે આવિગ્નાન નગરમાં ૧૩૭૬ સૂધી રહ્યા. ૧૩૭૮ માં બે પોપો ચુંટાયા, તેમાંના એકનું નામ છઠ્ઠો અર્બન (ઉર્બન) અને બીજાનું નામ ૭ મો ક્લેમંટ હતું. એમાંનો અર્બન રોમમાં રહેતો અને ક્લેમંટ આવિગ્નાનમાં રહેતો. ૧૪૦૯ માં જનરલ કૌંસિલ એટલે પશ્ચિમ ખ્રિસ્તિ પંથના બધા બિશપોની સભા પૈઝા નગરમાં આ ટંટાનો નિકાલ કરવાને મળી. એ સભાએ બંને પોપોને પદભ્રષ્ટ કરી ત્રીજો પોપ નીમ્યો. પછી ૧૪૧૫ માં રાજા સિગ્મંડે કોન્સ્ટાંઝમાં સભા બોલાવી તેણે બધા પોપોને રદ કરી પાંચમા માર્ટિનને પોપ ઠરાવ્યો. એ રાજા પાછળથી કૈસર થયો. ૧૪૩૧ થી ૧૪૩૯ સૂધી એવી સભા બેસેલ નગરમાં બેઠી તેણે પોપોની સત્તા ઓછી કરી કૌંસિલ (સભા) ની સત્તા વધારવાનો પ્રયત્ન કર્યો તે પાર પડ્યો નહિ.

**૩. ઇટાલીનાં શહેરો.**—ઈટાલીમાં કૈસરને હાથ વાસ્તવિક અધિકાર રહ્યો નહોતો (એટલે તેના હુકમ માનવામાં આવતા નહિ) તેથી પ્રાચીન કાળમાં ગ્રીસમાં હતાં તેવાં નોખાં નોખાં સંસ્થાનો થયાં. એમાંનાં કેટલાંકમાં પ્રજાસત્તા રાજ્યો હતાં અને કેટલાંકમાં રાજાઓ અમલ કરતા. ઘણીકવાર કોઈ માણસ પોતાના જન્મશહેરનું ધણીપણું બથાવી પડતો, અને કદાચ બીજાં શહેરો પણ જીતી લેતો, તથા એમ મેળવેલું રાજ્ય પોતાના વંશજોને વારસામાં આપતો. પણ આવા માણસો લાર્ડ (ઠાકોર) કે ટાયરંટ (વગર હક્કે રાજ્ય કરનાર) કહેવાતા. ન્યાય (કે હક્ક) નું ડોળ બતાવવાને તેઓ ઘણીકવાર કૈસર કે પોપની પાસે જાગીરની સનદ તથા ડ્યૂક કે માર્કિવસનો ઇલકાબ માગી લેતા. એમ ઘણાંક નગરો ઠકરાત (સંસ્થાન) થઈ ગયાં. મિલાનમાં વૈકોંટીનું જોર વધ્યું, અને ૧૩૯૫ માં તે વેળાના રાજા વેન્સેસ્લાઉસે તેમના સંસ્થાનને મિલાનની ડચી બનાવી. ઇટાલીની ઉત્તરમાં બીજું મોટું સંસ્થાન વેનિસ હતું. એમાં રાજ્યસત્તા થોડાક મુખ્ય જનોને હાથ હતી. એશિઆમાં એનું રાજ્ય હતું તે ઉપરાંત તેણે ચૌદમા સૈકામાં ઈટાલીમાં મસ મૂલક મેળવ્યો હતો. જેનોઆ હજી પ્રજાસત્તાક રાજ્ય હતું, અને સમુદ્ર ઉપર બળવાન હતું. તેરમા સૈકામાં ફ્લોરેન્સનું રાજ્ય મોટું અને પ્રજાસત્તાક રાજ્યનો મુખ્ય નમૂનો હતું. તેને પણ તાબેદાર નગરો હતાં, અને પંદરમા સૈકાના મોટા ભાગમાં પૈઝા નગરમાં તેનો અમલ હતો. પણ પંદરમા સૈકામાં મેડિસિને હાથ મુખ્ય સત્તા જવા લાગી, તથાપિ આગસ્ટસે રોમમાં કર્યું હતું તેમ તેણે પ્રજાસત્તાક રાજ્યનું ડોળ જારી રાખ્યું. ફ્લારેન્સ વળી વેપાર, વિદ્યા અને હુનરનું મુખ્ય ધામ હતું. એ શહેરમાં જેટલા મહાપુરૂષોની સંખ્યા હતી તેથી વધારે કોઈ બીજામાં કદી ન હતી; નામાંકિત ડાન્ટેઆલિઘીઅરી તેઓમાં શ્રેષ્ઠ હતો.

**૪. પોપો અને સિસિલીના રાજાઓ.**—એ દર્મિયાન બંને સિસિલી રાજ્યો ચાલુ રહ્યાં, એક સિસિલી બેટમાં અને બીજું ઇટાલીમાં. બેટમાંથી ફ્રેંચને કાઢયા પછી તેમાં આરાગોન કુળના રાજા-

ઓ અમલ કરતા, પણ પહેલા ફ્રેડરિકની પછી એ રાજ્ય લેખામાં ગણાતું નહિ (અગત્યનું મનાતું નહિ) અને કેટલાક વખત પછી તેને આરાગોનમાં ભેળી દેવામાં આવ્યું. ઈટાલીમાં જે રાજ્ય હતું તેમાં એટલે નેપલ્સના રાજ્યમાં ગાદીના વારસાવિષે લાંબા વખત લગી ટંટા ચાલ્યા. પંદરમા સૈકાના વધારે મોટા ભાગમાં આરાગોન કુળના રાજાને કબજે પણ તે હતું; તથા આંજુના ડ્યૂકો તેપર દાવો કરતા અને વખતે જીતી લેતા. અંતે તેમનો હક્ક ફ્રાન્સના રાજાઓને મળ્યો. એ અરસામાં મધ્ય ઇટાલીમાં પોપોની સત્તા નવા સંસારી રાજ્યાધિકારી દાખલ વધતી ગઇ; તેઓ આવિગ્નોનમાં રહેતા હતા તેવારે રોમમાં પૂરી અવ્યવસ્થા ચાલતી. ૧૩૪૭ માં કોલા. દિ. રિએંઝીએ થોડા વખત સૂધી પ્રજાસત્તાક રાજ્ય સ્થાપી ટ્રૈબ્યુનના ઓદ્ધાથી અમલ કર્યો. પણ પોપો રોમમાં પાછા આવ્યા અને કૌંસિલો તેમની સત્તા કમી કરી શકી નહિ ત્યાર પછી તેમણે પોતાના રાજ્યકાય બળમાં વધારો કરવાપર મુખ્યત્વે લક્ષ દીધું; અને પંદરમાં સૈકાના બધા પાછલા ભાગમાં ઈટાલીમાંના બીજા ઠાકોરો કરતાં તેમને હાથ થોડોજ બીજો અધિકાર હતો.

**૫. इंग्लांड, फ्रान्स, अने स्काट्लांड.**—તેરમા સૈકામાં ઇંગ્લાંડના બધા લોકો એકત્ર થયા હતા તથા તેમના રાજાઓ કનેથી તેમણે સ્વાધીનતા મેળવી હતી. ત્યારપછી પહેલા એડ્વર્ડનો અમલ બેઠો. તેની પૂર્વના રાજાઓની પેઠે તેને આખા બ્રિટનને એક રાજ્યમાં જોડી દેવાનો મોટો આશય હતો; ત્યાર કેડે ફ્રાંસ જોડે લાંબા વિગ્રહો ચાલ્યા. ફ્રેંચ રાજાઓ નિરંતર આક્વિટેન પ્રાંત મેળવવાની કોશીશ કરતા; ઇંગ્લાંડ અને સ્કાટ્લાંડ વચ્ચે વિરોધ પડે ત્યારે ઇંગ્લાંડની સામે થવામાં સ્કાટ્લાંડ અને ફ્રાન્સ હમેશ એક એકને મદદ કરતા. અંતે ઇંગ્લાંડના ત્રીજા એડ્વર્ડ અને ફ્રેંચ રાજા વાલોઇસના ફિલિપની વચ્ચેના વિગ્રહનો આરંભ થયો. આ લડાઈને 'સો વર્ષોનો વિગ્રહ' કહેછે. ફિલિપ આક્વિટેન સંપાદન કરવાને તાકી રહ્યો હતો, અને એડ્વર્ડ સામો પોતાની માના હક્કને નામે ફ્રાંસના રાજ્યાસનપર દાવો કર્યો. હ્યુ કેપેટની પછી પુરૂષ વારસની

ખોટ એ વેળા સૂધી કદી પડી નહતી, તેથી લોકોએ કહ્યું કે સ્ત્રી વાટે રાજગાદી ઉતરે નહિ. પછી ૧૩૪૬ માં ક્રેસીના સંગ્રામમાં ઇંગ્રેજની ફતેહ થઈ. સને ૧૩૫૬ માં પોઇટિઅર્સના રણમાં તેઓ જીત્યા. પછી ૧૩૬૦ માં બ્રિટનીમાં સલાહ થઈ તેના કરારમાં ઠર્યું કે એડ્વર્ડ ફ્રેંચ રાજ્યાસન ઉપરનો દાવો છોડી દેવો, અને તેને સાટે આક્વિટેન, કાલેસ અને બીજા કેટલાક પ્રાંતોનો સ્વતંત્ર ધણી થાય. પણ ફ્રેંચે એ કરાર ઝટ તોડયો અને ૧૩૭૭ માં એડ્વર્ડનું મૃત્યુ થયું ત્યાર પહેલાં તેમણે બોર્ડો અને બાયોન સિવાય લગભગ સઘળો આક્વિટેન પ્રાંત કબજે કર્યો. આ પછી ઘણા વખત સુધી પાકી સંધિ થઇ નહિ, પણ ઘણીક વાર સાવધિક સંધિ થઇ એટલે થોડી ઠરાવેલી મુદ્દત લગી લડવું નહિ તેવા કરાર થયા હતા, અને તે મુદ્દત પૂરી થયે મંદ વઢવાડ ચાલે. ઇંગ્લાંડના પાંચમા હેન્રીએ વેગથી વિગ્રહ ચલાવ્યો ત્યાં લગી એમ ચાલ્યું. એ વેળાનો ફ્રેંચ રાજા છઠ્ઠો ચાર્લેસ નબળો હતો; તે ગાંડો હતો એમ કહેવું વધારે ખરૂં છે, અને તેના રાજ્યમાં અવ્યવસ્થા હતી. ૧૪૧૫ માં એજિનકોર્ટની રણભૂમિમાં હેન્રીનો જય થયો, અને ૧૪૨૦ માં ટ્રોએસ નગરમાં સંધિના કોલકરાર થયા તેમાં ઠર્યું કે ચાર્લેસના મરણ પછી હેન્રી ફ્રાંસની ગાદીએ બેસે, અને ઇંગ્લાંડ અને ફ્રાંસનાં રાજ્યો સદા જોડાયલાં રહે. પરંતુ ચાર્લેસ અને હેન્રી બેઉ થોડા વખતમાં મરણ પામ્યા, અને ઇંગ્લાંડના છઠ્ઠા હેન્રી અને ફ્રાંસના ૭ મા ચાર્લેસની વચ્ચે ઝઘડો જારી રહ્યો. અંતે ૧૪૫૩ માં ઇંગ્રેજને કબજેથી કાલેય નગર સિવાય બાકીનો બધો ફ્રાન્સ દેશ ગયો તથા આક્વિટેન પ્રાંત પણ ગયો.

**૯. फ्रान्सनी वृद्धि.**—આ ઝઘડા ચાલ્યા છતાં એ સમયમાં ફ્રાંસની વૃદ્ધિ થતી હતી. રાજાઓ પોતાના મૂલકમાં પોતાનું બળ વધારતા હતા, રાજ્યમાંના જાગીરદારોની જાગીરોને ખાલસા કરતા હતા, અને રાજ્યની સીમા બહાર મૂલક જીતતા હતા. ૧૪ મા અને પંદરમા સૈકામાં ફ્રેંચ રાજાઓએ બર્ગંડીના રાજ્યના ઘણાખરા મૂલકનો કબજો કર્યો. ૧૩૧૪ માં ફૂટડા ફિલિપે કૈસરનું લીઓન

શહેર તાબે કર્યું. ૧૩૪૯ માં ફ્રાંસના રાજા જૉનના વડા કુંવર ચાર્લ્સે વિએન્ન પરગણાની જમીન વેચાતી લીધી. એ પરગણાનું નામ ડાફ્રિની હતું તે પરથી ફ્રાન્સના રાજાના પાટવી કુમાર ત્યારથી ડાફ્રિન કહેવાતા. ૧૪૮૧ માં ૧૧ મા લુઇસે પ્રોવેન્સ પ્રાંતને ફ્રાંસમાં ભેગી દીધો (એટલે ખાલસા કર્યો). એમ -હોન અને આલ્પ પર્વતોની વચ્ચેની સઘળી ભૂમિ ફ્રાન્સમાં ભળી ગઇ. માત્ર આરેંજમાં જૂના ઠાકોરોનો અમલ રહ્યો, અને આવિગ્નાન અને વેન ઇસ્સિન નગરો પોપના કબજામાં રહ્યાં. એમ ફ્રેંચ રાજ્ય ઘણું મોટું થયું, અને રાજ્યની અંદરની તમામ મોટી જાગીરોના ધણી રાજા થયા. બ્રિટ્ની અને ફ્લાંડર્સપર તેઓના જાગીરદારોનું ધણીપણું રહ્યું.

**૭. સ્વિત્ઝર્લૅંડ અને બર્ગંડી.**—બાદશાહીની નબળાઈ વધતી ગઈ, અને તેના મૂલકના વિભાગ થતા ગયા, અને તેથી ઉલટું ફ્રાન્સ બળવત્તર થતું ગયું. અને તેમાંનો મૂલક એક સત્તામાં જોડાતો ગયો, તેવામાં તે બેની વચ્ચેના સીમાડાપર બે નવાં સંસ્થાનો સ્થાપન થયાં. તેઓનાં નામ ૧ સ્વિસ્સ સંસ્થાનોનું લીગ એટલે ઐક્ય. ૨ બર્ગંડીની ડચી. જર્મનીનાં શહેરો અને સ્વાધીન તાલુકાઓ પ્રાચીન ગ્રીક સંસ્થાનોની પેઠે એકો કરતા. પણ એકાઓમાંનો એક ચૌદમા સૈકામાં વિશેષ અગત્યનો થઈ પડ્યો. એ લીગમાં (ઐક્યમાં) ઉરી, સ્વિઝ અને અંડરવાલ્ડન નામે ત્રણ પરગણાં, જર્મની, બર્ગંડી, અને ઇટાલીની હદ ઉપર હતાં. જર્મનીના બીજા ભાગોથી આ નાના ડુંગરી તાલુકાઓમાં જૂની સ્વાધીનતા વધારે હતી. સ્વાબિઆ કુળના પાદશાહો તેમના ઉપર કૃપા રાખતા, પણ જ્યારે તેમની પાડોસમાંના હાબ્સબર્ગના કૌંટો આસ્ટ્રિઆના ડ્યૂક થયા ત્યારે તેમને પોતાની સ્વાધીનતાનેમાટે તેઓની સાથે લડવું પડયું. ૧૩૧૫ માં મોર્ગોર્ટેનના સંગ્રામમાં તેમણે આસ્ટ્રિઆના ડ્યૂક લેઓપોલ્ડને હરાવ્યો તેથી તેમની સ્વાધીનતાનું રક્ષણ થયું. ત્યાર પછી તેમની પાડોસમાંનાં લુઝર્ન, ઝયુરિચ, અને બર્ન નગરો તેમના ઐક્યમાં સામિલ થયાં. પછી તેમણે આઠ સંસ્થાનોનો એકો કર્યો અને તેનું નામ ઉપલા જર્મનીનું જૂનું ઐક્ય પડ્યું, પરંતુ એ સંસ્થા-

નોમાંના એકનું નામ સ્વિઝ હતું તેપરથી તે પછીથી સ્વિસ્સલીગ (ઐક્ય) કહેવાયું. હજીએ આસ્ટ્રિઆના ડ્યૂકની તથા બીજા શત્રુઓની સામે તેને વઢવું પડ્યું; પણ એ લીગની વૃદ્ધિ થઈ. એ લીગમાંનું પ્રત્યેક સંસ્થાન કેન્ટોન કહેવાતું. ઘણાક મળતીઆ તથા રૈયતના ઉપરીઓ કેન્ટૉનો થયા. બર્ગંડીના ડ્યૂકોનું બળ એ દર્મિયાન વધ્યું. એ ડ્યૂકો ફ્રેંચ રાજ્યકુળના ફ્રુટાયા હતા, અને પ્રથમ તેમને હાથ ફ્રેંચ બર્ગંડીની ડચી હતી અને તેમાં તેમણે ઘણીક બીજી જાગીરો ઉમેરી. કેટલીક ફ્રાન્સમાંની, ઉદાહરણ, ફ્લાન્ડર્સની કાઉંટી, અને કેટલીક બાદશાહીમાંની, ઉદાહરણ, બર્ગંડીની કાઉંટી. એથી ફિલિપ ધ ગુડ (ભલો ફિલિપ) ૧૪૧૯ થી ૧૪૬૯ સુધી રાજ્ય કરતો હતો તે બીજાં રાજ્યોની સરહદો વચગાળે તેનું રાજ્ય હોવાનેલીધે યૂરોપમાં મોટો સરદાર કે ઠાકોર ગણાતો હતો. તેના કુંવર ચાર્લસ ધ બોલ્ડ (હિંમતવાન ચાર્લસ) ની અને ફ્રાન્સના રાજા અગીઆરમા લુઇસની મધ્યે ભારે હરીફાઈ ચાલતી હતી. એ ચાર્લસને આસપાસના સર્વ જોડે દુશ્મનાઈ થઈ હતી. એ દુશ્મનોમાં સ્વિસ્સલીગ હતું. ૧૪૭૬ માં એ લીગ અને ચાર્લસની વચ્ચે વિગ્રહ થયો તેમાં બે લડાઇઓ સિવાયના મૂલકમાં ગ્રાન્સન અને મોરાત આગળ થઈ તે બેઉમાં ચાર્લસ હાર્યો. બીજે વરસે લોરેન પ્રાંતમાં નાન્સી આગળ જુદ્ધ થયું તેમાં તે પડ્યો અને તેની સેના પરાજય પામી. તેના રાજ્યને તોડી નાંખવામાં આવ્યું; બર્ગંડીની ડચીને ફ્રાન્સના રાજ્યમાં ભેળી દીધી, અને તેથી હવે ફ્રાન્સ અને જર્મનીની વચ્ચે કોઈ મોટું રાજ્ય રહ્યું નહિ. સ્વિસ્સલીગનું રાજ્ય બહુ કીર્તિ પામ્યું, અને તેણે પોતાના રોમાન્સ પાડોશીઓનો મૂલક જીતવાનું કામ શરૂ કર્યું. પણ દુર્ભાગ્યે પરદેશી ફોજોમાં તેની પલટણો નોકરી કરવા લાગી, વિશેષે કરીને ફ્રાન્સના લશ્કરમાં તેમણે ચાકરી સ્વીકારી.

૮. **સ્પેનમાંનાં રાજ્યો.**—આ વેળા સ્પેનમાં મુસલમાનોને હાથ ગ્રાનાડાનું એક રાજ્ય માત્ર હતું તેમાં તેઓ જાણે પૂરાઈ ગયા હતા, તોપણ તેઓ તે રાજ્ય પંદરમા સૈકાની આખર સૂધી રાખી શક્યા,

કેમકે સ્પેનનાં ખ્રિસ્તિ રાજ્યો માંહોમાંહે વઢતાં હતાં, અને ફ્રાન્સના અને ઈટાલીના કામમાં આરાગોન મસ ભળ્યું હતું. આરાગોનના રાજા તથા નેપલ્સના આંજેપિન કુળના રાજાઓ વચ્ચે વિગ્રહો ચાલતા તે વખતે તળ આરાગોનમાં દાખલ થતા. આખરે ૧૪૭૧ માં આરાગોનના રાજા ફર્ડિનાંડનાં લગ્ન કાસ્ટેલની રાણી ઈસાબેલા વેરે થયાં તેથી તે બે રાજ્યો એકઠાં થઈ ગયાં. ૧૪૯૨ માં એ જોડાયલા રાજ્યે ગ્રાનાડાનું રાજ્ય જીતી લીધું તેથી સ્પેનમાં મુસલમાની સત્તાનો અંત આવ્યો. પિરિનીસ પર્વતની દક્ષિણે નવાર્રના રાજ્યનો જેટલો મૂલક હતો તેપણ ઘણો વખત ગયા પહેલાં જીતાયો. તેથી હવે આરાગોન અને કાસ્ટૈલના રાજા આખા સ્પેન દેશ ઉપર અમલ કરવા લાગ્યા. પછી સ્પેન થોડા વખતમાં યૂરોપમાં સર્વથી બળવાન રાજ્ય થયું. પણ તે દર્મિયાન પોર્ટુગાલ બીજે માર્ગે મોટાં કર્મો કરતું હતું; ત્યાંના અધિપતિઓ, વિશેષે કરીને રાજ કુમાર ડૉન હેન્રી, સમુદ્ર ઉપર શોધ કરવાની સફરો કરતા, અને તેમણે આફ્રિકામાં અને આટ્લાન્ટિક મહાસાગરના ટાપુઓમાં પોર્ટુગીજ લોકને વસાવી થાણાં બેસાડ્યાં. પરદેશોમાં યૂરોપી લોકની વસ્તી અને વેપારનો આરંભ હતો; પોર્ટુગાલે પહેલ કરી અને બીજી પ્રજાઓએ પછી તેમ કર્યું. ૧૪૮૬ માં કેપ આવ્ ગુડ હોપની શોધ થવાથી હિંદ અને બીજા મૂલકો જોડે વેપાર કરવાનાં સ્થળો પ્રથમ પોર્ટુગાલને તથા પાછળથી બીજી પ્રજાઓને વધારે મળ્યાં.

૯. **पूर्व अधिराज्यनुं पतन.**—એમ પશ્ચિમ યૂરોપમાંથી મુસલમાનોને કાઢી મૂક્યા તેવારે પૂર્વમાં તેઓ અજબ રીતે વૃદ્ધિ પામતા હતા. ગ્રીક લોકોએ કોન્સ્ટાંટિનોપલ પાછું જીતી લીધું ત્યાર કેડે તે બાદશાહી તેની આગલી હાલતનો માત્ર પડછાયો હતો; તેમ છતાં પણ પાલૈઓલોગોસ કુળના પાદશાહો, લાટિન લોકના વિજય પછી સ્થાપન થયલાં નાનાં ગ્રીક અને ફ્રાંક સંસ્થાનોમાંનાં ઘણાંકને જીતી લેઇ શક્યા. અને જ્યારે એ ગ્રીક અધિરાજ્ય ઉપર મુસલમાનોનું સખ્ત દબાણ થતું ત્યારે પૂર્વ અને પશ્ચિમ ધર્મ સમાજો હમેશ એકઠા થવાનું કાંઈ ડોળ કરતા. પ્રથમના મુસલમાન અરબોના સમય પછી

જે મુસલમાનોએ સ્વારીઓ કરી હતી તેઓથી વધારે ભયંકર મુસલમાનો તરફની ધાસ્તી એ અધિરાજ્ય અને બધા ખ્રિસ્તિ દેશોને માથે આવી પડી. એ લોક નવી જાતના તુર્ક હતા. તેઓ ઉસ્માની જાતના હતા. તેરમા સૈકાના પાછલા ભાગમાં તેઓનો ઉદય થયો. આસ્તે આસ્તે તેમણે ગ્રીક અધિરાજ્યના એશિઆના પ્રાંતો જીતી લીધા; પછી ૧૩૪૩ માં તેમણે યૂરોપમાં થોડોક મૂલક વશ કર્યો અને ૧૩૬૧ માં તેમના સુલતાન અમુરાથે હાદ્રિઆનોપલ શહેર લેઇ તેને પોતાની રાજ્યધાની કરી. એથી કોન્સ્ટાંટિનોપલ પૂરૂં ઘેરાઇ ગયું, અને અધિરાજ્યને કબજે માસેડોનિઆમાંનાં અને ગ્રીસમાંનાં કેટલાંક બાહાર પડતાં સ્થળો રહ્યાં. પણ એશિઆમાં નવું રાજ્યબળ ઉત્પન્ન થવાથી થોડા વખત લગી અધિરાજ્ય ઉગર્યું. એ ઉત્પન્ન કરનાર તિમુર ( તૈમુર ) હતો. એના વંશજો ઘણું કરીને મુગલ કહેવાય છે, પણ વાસ્તવિક કહીએ તો તેઓ તુર્ક હતા. તિમુર શીહા પંથનો મુસલમાન હતો, અને ખ્રિસ્તિ લોકપર જેટલો જૂલમ હતો તેટલોજ સુન્ની મુસલમાનો ઉપર હતો. એથી તેણે એશિઆમાંના ઉસ્માની રાજ્યપર હુમલો કર્યો અને ૧૪૦૨ માં તેના સુલતાન બાજાઝેટને હરાવી બંદીવાન કર્યો. તિમુરે યૂરોપમાં પ્રવેશ કર્યો નહિ; અને ઉસ્માની રાજ્યમાં માંહોમાંહે ઝઘડો ચાલ્યો તેણે કરીને અધિરાજ્યને દમ ખાવાનો સમય મળ્યો. અંતે ૧૪૫૩ માં સુલતાન મહમદ વિજયીએ કૉન્સ્ટાંટિનોપલ નગર જીતી લીધું ( મુસલમાનો એ શહેરને ઇસ્તામ્બુલ કહેછે ). છેલ્લો કૈસર પાલૈઓલો ગોસ રણમાં પડ્યો, અને પૂર્વની રોમન ( રૂમી ) બાદશાહી ( અધિરાજ્ય ) ની સમાપ્તિ થઇ. પછી થોડી વારમાં તે સુલતાને પેલોપોન્નેસોસ પ્રાંત ( મોરિઆ ) જીત્યો તથા ટ્રેબિઝોંડનું રાજ્ય વશ કર્યું. એથી યૂરોપમાં તુર્કોનું રાજ્ય બહુ બળવાન થયું ( મોટાં જબરાં રાજ્યો યૂરોપમાં હતાં તેઓમાંનું એક એ થયું ), અને એક રીતે પૂર્વ અધિરાજ્યની જગાએ તે થયું. પરંતુ વેનિસના રાજ્યને, સૈંટ જૉનના નાઈટોને, તથા બીજાં લાટિન રાજ્યોને કબજે કેટલાક બેટો, તથા ગ્રીસ અને એશિઆના કાંઠાપરનાં સ્થળો રહ્યાં.

**૧૦. રુશિઆ, પોલાંડ અને હંગરી.**—એ અરસામાં યૂરોપના બીજા દેશોને મુસલમાન શત્રુઓ જોડે કામ પડ્યું. કોન્સ્ટાંટિનોપલ જીત્યાની પૂર્વે ઉસ્માની તુર્કોએ સર્વિઆ, બલગેરિઆ, વગેરે ઉત્તરના દેશો ઉપર પોતાની સત્તા બેસાડી હતી, અને તેથી તેઓ હંગરી તથા પોલાંડની પાડોસમાં આવી લાગ્યા. એ બે દેશો (હંગરી ને પોલાંડ) યૂરોપનું સ્થળ વાટે રક્ષણ કરનાર મોટા કોટ જેવા બન્યા, અને જળ વાટે બચાવ કરનાર વેનિસનું રાજ્ય હતું. ૧૩૯૬ માં સુલતાન બાજાઝેટે નિકોપોલિસની લડાઇમાં હંગરીના રાજા સિજમંડ તથા તેની કુમકે આવેલા યૂરોપના ઘણા કુસેડરોને હરાવ્યા. એ સિજમંડ આગળ જતાં કૈસર થયો. એ દર્મિયાન લિથુઆનિઆના ડ્યૂક જાગેલ્લોને અને તેની રૈયતે ખ્રિસ્તિ ધર્મ સ્વીકાર્યો. પોલાંડની રાણી હેડ્વિગવેરે તેનું લગ્ન થયું હતું. એથી પોલાંડ અને લિથુઆનિઆનાં રાજ્યો જોડાઇ ગયાં, અને એ રાજ્યે રૂશિઆનો ઘણો ભાગ જીતી લીધો હતો તે સમેત એ બહુ જબરૂં રાજ્ય બન્યું. જાગેલ્લોનના કુંવર વ્લાડિસ્લાઉસનો હંગરી રાજા પણ થયો હતો, અને તેણે સુલતાન અમુરાથને હઠાવી કાઢી થોડો વખત દેશને છોડવ્યો, પણ ૧૪૪૪ માં વાર્ણાના યુદ્ધમાં તે હાર્યો અને રણમાં પડ્યો. પછી ટ્રાન્સિલવેનિઆના પ્રિન્સ જૉન હુનિઆડેસે તથા તેના કુંવર માથિઆસ કાર્વિનસે તુર્કોને શહેમાં રાખ્યા. એ કુંવર હંગરીનો રાજા હતો, તેને એક પાસે તુર્કોને અટકાવવાના હતા તે ઉપરાંત તેના રાજ્યને બીજે છેડે આસ્ટ્રિઆના રાજ્ય કુળના અધિપતિઓને ખાળવાના હતા. એ દર્મિઆન પોલાંડના રાજ્યકર્તાએ ટ્યુટોનિક નાઇટોને હરાવી પ્રુશિઆના પશ્ચિમ ભાગને જીતી લેઇ ખાલસા કર્યો. રૂશિઆને પશ્ચિમમાં પોલાંડે ખાંડો કર્યો હતો, અને પૂર્વમાં મુગલોએ દાસપણામાં રાખ્યો હતો. પરંતુ થોડે થોડે તેનું બળ વધ્યું અને અંતે ૧૪૭૭ માં સ્વતંત્ર થયું. તથાપિ જેમ અરબ મુસલમાનો સ્પેનમાં ગ્રાનેડા રાખી શક્યા હતા તેમ એ મુસલમાનો કાળા સમુદ્રની ઉત્તરનો મૂલક રાખી શક્યા હતા.

**૧૧. સ્કાંડિનેવિઆનાં રાજ્યો.**—ડેન્માર્કના રાજા ત્રીજા

વાલ્ડેમારની દીકરી રાણી માર્ગરેટના અમલમાં સને ૧૩૯૭ માં સ્કાંડિનેવિઆનાં ત્રણે રાજ્યો જોડાઇ ગયાં. એને કાલ્મારનું જોડાવું કહેછે. તે જારી રહ્યું હોત તો ઉત્તરમાં જબરદસ્ત રાજ્ય બન્યું હોત, પણ વારે વારે તેમાં ભંગ થતો અને ઘણી લાંબી મુદ્દત થયા પહેલાં તેઓ જુદાં પડી ગયાં. બાલ્ટિક સમુદ્ર ઉપર ડેન્માર્કનું જોર પૂર્વે હતું તે હવે છેક જતું રહ્યું હતું. સને ૧૪૪૮ માં પહેલાં ક્રિસ્ટિઅન રાજાથી ઓલેન્બર્ગ કુળના અમલનો આરંભ થયો તે અદ્યાપિ જારી છે, અને નાર્વેમાં હાલ થોડા વખતપર બંધ પડયો. હાન્સ નગરોના લીગ ( એકા ) જોડે સ્કાંડિનેવિઆનાં બધાં રાજ્યોને ઘણા વિગ્રહો થતા. ઉત્તર જર્મનીમાં એ શહેરો વેપારનાં મથક હોઇ બાલ્ટિક સમુદ્રમાં બહુ બળવાન થયાં હતાં.

**૧૨. વિદ્યાનો પુનરુદ્ધાર.**—આ સૈકાઓમાં યૂરોપની અર્વાચીન ભાષાઓ તેઓના લગભગ હાલના રૂપમાં રચાઈ. નાર્મન લોકે ઇંગ્લાંડ જીત્યું ત્યાર પછી ઇંગ્રેજી બોલી સભ્ય ( દરબારની અને વિદ્વાનોની ) ગણાતી બંધ પડી હતી, તે ચૌદમા સૈકામાં પોતાને આગલે દરજ્જે પાછી ચઢી ઇંગ્લાંડમાં સર્વેની ભાષા થઇ. ફ્રાંસમાં અને ઇંગ્લાંડમાં ફ્રેંચ બોલીમાં સારાં પુસ્તકો રચનારા થયા; પણ દક્ષિણ ગૉલમાં ફ્રેંચનું રાજ્ય થવાથી પ્રોવેન્શલ ભાષા નીચી પડી સાધારણ લોકની બોલી માત્ર થઈ ગઇ, ને હાલ પણ તેમ છે. ઇટાલીની ભાષા તેરમા સૈકાના પાછલા ભાગમાં ડાન્ટે આલિઘી એરિને હાથે પરિપૂર્ણતા પામી. પ્રાચીન કાળની વિદ્યાનો અભ્યાસ પણ વધવા લાગ્યો. બારમા સૈકામાં ઘણા પુરૂષો લાટિન ગ્રંથો ભણ્યા તથા તે કાળે જે તત્ત્વજ્ઞાન હતું તે શીખ્યા. વળી તેમણે રોમન કાયદાનો અભ્યાસ કર્યો તેમ સ્વાબિઆ કુળના કૈસરો ( રાજાધિરાજો ) ના હિતને ઈટાલીમાં ઘણી મદદ મળી. એ સમયથી વિદ્યા સ્થિરપણે વૃદ્ધિ પામી પણ પૂર્વ અધિરાજ્યના અંતકાળ લગી ગ્રીક ભાષાનો ઝાઝો અભ્યાસ કરવામાં આવતો નહિ. તેની આખર અવસ્થામાં કોન્સ્ટાન્ટિનોપલના ઘણા પંડિતો શરણાર્થે ઈટાલીમાં આવ્યા ત્યાર પછી ઇટાલીમાંથી ગ્રીક વિદ્યા યૂરોપના બીજા દેશોમાં પ્રસરી. એનીહારે

ગ્રીક અને રોમન શિલ્પી વિદ્યા ( ઇમારતો બાંધવા વગેરેની કળા ) અને બીજા હુનરોનો શોક ઉત્પન્ન થયો. પણ ગયા વખતની વિદ્યાની અને શિલ્પ હુનરની નકલે નવું ઉત્પન્ન કરવાની શક્તિને ખાળી. ઘણાક પોપો તથા ઇટાલીઅન અધિપતિઓ વિદ્યા હુનરને આશ્રય આપનારા હતા તેપરથી વખતે માણસો તેમના જૂલમથી થયલી ખરાબીને અને તેમના ખાનગી દુરાચારોને ભૂલી જાયછે.

**૧૩. ઉપસંહાર.**—એમ તેરમા સૈકામાં મધ્યભાગથી તે પંદરમા સૈકાના મધ્યભાગ સુધીમાં બંને રોમન બાદશાહીઓ ( અધિરાજ્યો ) નો વાસ્તવિક અંત આવ્યો. પૂર્વ બાદશાહીનો નાશ તુર્કોએ કર્યો; પશ્ચિમ બાદશાહીને હાથ શક્તિ રહી નહિ, અને રોમમાં છેલ્લીવારની રાજ્યાભિષેકની ક્રિયા શાહને કરવામાં આવી. યૂરોપના દક્ષિણ-પૂર્વ ભાગમાં જબરા મુસલમાની રાજ્યની સ્થાપના થઈ તેણે ત્યારથી કેટલીક ખ્રિસ્તિ પ્રજાઓને દાસત્વમાં રાખી છે. પણ એના બદલામાં પશ્ચિમ યૂરોપમાં બાકી રહેલું મુસલમાની રાજ્ય હતું તેનો અંત સ્પેને આણ્યો, અને ઉત્તર-પૂર્વમાં મુસલમાની જુંસરીથી રૂશિઆનું રાજ્ય છૂટયું. ઇંગ્લાંડ અને ફ્રાંસ વચ્ચેના લાંબા વિગ્રહોની શરૂઆત અને સમાપ્તિ બન્ને આ સમયમાં થઈ, અને તાબેદાર ઠાકોરની અને પાડોશીઓની ભૂમિ ચૂશી લેઈ ફ્રાન્સનું રાજ્ય બહુ બળવાન થયું. બે વચલાં રાજ્યો, બર્ગંડી અને સ્વિટ્ઝર્લાંડ ઉત્પન્ન થયાં, તેઓમાંનું સ્વિટ્ઝર્લાંડ ટકી રહ્યું અને બર્ગંડી લય પામ્યું. ઇટાલીમાંનાં ઘણાંખરાં પ્રજાસત્તાક રાજ્યો ટાયરંટોને ( કાયદા વિરૂદ્ધ રાજ્ય બથાવી પડનારા હાકેમોને) હાથ ગયાં, અને તેઓ પછી પ્રિન્સો બન્યા, તથા પોપો માત્ર સંસારી અધિપતિઓ થયા. સ્કાંડિનેવિઆનાં રાજ્યો જોડાઈ ગયાં, પણ તેઓનું સાંધણ મજબૂત ન હતું. પોલાંડ મોટું બળવાન રાજ્ય બન્યું. અને ખ્રિસ્તિ રાજ્યોનું તુર્ક લોકથી રક્ષણ કરવાનું કામ હંગરી અને વેનિસની જોડે તેણે કર્યું.

---

# प्रकरण ९ मुं.

## धर्मशोधन अने धर्मना विग्रहो.

**१. अर्वाचीन यूरोपनो आरंभ.**—હવે આપણે અર્વાચીન ઈતિહાસના આરંભ ઉપર આવી પહોચ્યા છીએ. જે વ્યવસ્થા હજુલગી ચાલેછે તેની શરૂઆત એ સમયે થઈ. વધારે પુરાતન વખતનાં મોટાં રાજ્યો, બે રૂમી અધિરાજ્યો અને બે મુસલમાની ખલીફા અધિરાજ્યો, કાંઇક નામનાં તો રહ્યાંછે, પણ વાસ્તવિક લય પામ્યાંછે. હવે અધિરાજ્યોનાં કે પ્રજાઓનાં કૃત્યો વર્ણવવાનાં નથી, પણ મુખ્યત્વે મોટાં રાજ્યકુળોનાં કર્મોનો હેવાલ જણાવવાનો છે. એમાંના પ્રત્યેક કુટુંબે કેટલાંક જૂનાં રાજ્યો વારસામાં કે જીતીને મેળવ્યાં હતાં. હવે ગવર્મેંટો એટલે સરકાર (રાજ્ય ચલાવનાર અધિકારીઓ) વધારે બળવાન થયા, અને જૂના કાળની અવ્યવસ્થા બંધ પડી; પણ લોકોની પુરાતન સ્વાધીનતાને રાજાઓએ ઢોળી પાડી તેથી સરકારનું જોર વધ્યું. હવે રાજાઓ સ્થાયી લશ્કર રાખવા લાગ્યા. સિપાઇઓને હમેશ પગાર આપી હથિયારબંધ છાવણી (કામ્પ) માં કે કિલ્લામાં રાખવા તેને સ્થાયી લશ્કર કહેછે. પહેલા એમ નહોતા રાખતા. જ્યારે ખપ પડે ત્યારે રાજાઓ અને પ્રજાસત્તાક રાજ્યો પોતાના દેશના તમામ લોકને યુદ્ધે ચડવાને ભેગા કરતા. એ જૂની રીત બદલી સ્થાયી ફોજ રાખવાથી રાજાઓ પોતાની ખુશી પ્રમાણે વર્ત્તી શકતા, અને ઘણાક દેશોમાં રાજ્ય કરવા લાગનારી પ્રજાસમાજો બંધ પડી. એ ઉપરાંત ત્રણ વાનાં લોકના જાણવામાં આવ્યાં તેથી દુનિયામાં મોટો ફેરફાર થઇ ગયો. એ ત્રણનાં નામ ૧ છાપવાની કળા, ૨ બંદૂકનો દારૂ અને ૩ હોકાયંત્ર. છાપખાનાથી વિદ્યાપ્રાપ્તિ સહેલી થઈ; બંદૂકના દારૂથી લડવાની નવી રીત દાખલ થઈ; અને હોકાયંત્રથી વહાણોએ લાંબી સફરો થઈ શકી અને તેથી દૂરના દેશોની શોધ થઈ. ટૂંકામાં કહીએ તો એ વેળા નવી દુનિયા જડી તથા જૂનીમાં મોટામાં મોટા ફેરફાર થતા હતા.

૨. **ધર્મશોધન.**—એ બધા ઉપરાંત આ સમયમાં મોટામાં મોટા ફેરફાર ધર્મના સંબંધમાં થયા. તેરમા સૈકાથી આ પ્રકારના અંકુર ફૂટતા હતા. જેઓને પશ્ચિમ ધર્મસમાજ ( રોમન કાથોલિક સમાજ ) પાખંડી કહેતા તેવા મત ઘણા માણસોએ ચલાવ્યા, અને તે મતો માન્યા માટે ઘણા માણસોને જીવતા બાળી માર્યા. આલ્બિજેંસેસ લોકના એવા મતને ક્રુસેડવડે બેસાડી દીધું, તથા બોહિમિઆમાંના જૉન હસ્સના પંથનો પણ એજ રીતે પંદરમા સૈકામાં નાશ કર્યો. પરંતુ માનવામાં આવેલા જૂના મતો વિષેનો શક વધારે સાધારણ થયો, વિશેષે કરીને રોમના બિશપો ( પોપો) ના અધિકારની સામે લોક થવા લાગ્યા. જૂનું રોમ અને નવું રોમ એ બંને ધર્મસમાજનાં મુખ્ય શહેરો થયાં હતાં, કેમકે તેઓ અધિરાજ્યનાં મુખ્ય શહેરો હતાં; પણ હવે ( જૂના ) રોમની રાજ્યસત્તા ગઈ હતી તેથી તેની ધર્મસમાજપરની સત્તાનો પણ અંત આવવાનો વખત આવ્યો એમ દીસવા લાગ્યું. વળી પોપો પોતાના અધિકારનો નઠારો ઉપયોગ કરતા હતા, અને પ્રજાઓના રાજકાજના અને તેમના ધર્મસમાજોના હક્કો ઉપર હાથ નાંખતા હતા. વળી પોપો સહેલથી દૂર કરી શકે તેવા બિગાડ ધર્મસમાજમાં પેઠા હતા. પરંતુ તેઓ સુધારાની સામા થયા. જનરલ કૌંસિલ ( ધર્માધ્યક્ષોની સામાન્ય સભાઓ ) ની કે કોઈ અમુક દેશના રાજ્યકર્તાઓની સુધારા વિષેની ભલામણોને તેમણે ગણકારી નહિ. એ ઉપરાંત ઘણા માણસોના ધ્યાનમાં આવ્યું કે ધર્મસંબંધી જે શીખવવામાં આવેછે તથા કરવામાં આવેછે તેમાંનું ઘણુંક ખોટું છે, અને તેને શાસ્ત્રનો કે પુરાતન સમાજના આચારનો આધાર નથી. એ કારણોનેલીધે સોળમા સૈકામાં પશ્ચિમ યૂરોપનો મોટો ભાગ પોપના આધારથી છૂટો પડી ગયો, અને પ્રત્યેક પ્રજાએ પોતાને ખરા લાગ્યા તેવા વિકાર ધર્મમાં કર્યા. ઘણુંકરીને ટયુટોની પ્રજાઓ પોપના તાબામાંથી નીકળી ગઈ, અને રોમાન્સ પ્રજાઓ પોપની સત્તામાં રહી. આ વેળા પૂર્વસમાજપર થોડું લક્ષ આપવામાં આવતું; કેમકે ગ્રીક અને તેમના પાડોશીઓ ઉપર તુર્કો

રાજ્ય કરતા હતા, અને રૂશિઆ હજીલગી કાંઈ લેખામાં નહતું.

**૩. સ્પેનના રાજ્યબળની વૃદ્ધિ.**—સોળમા સૈકામાં સ્પેનનું રાજ્ય યૂરોપમાં સર્વથી વધારે બળવાન હતું. તેના રાજા ફર્ડિનાન્ડને તાબે પોર્ટુગાલ બાદ કરતાં બાકીનો તમામ સ્પેની દ્વીપકલ્પ હતો. સાર્ડિનિઆ તથા સિસિલીના દ્વીપોમા તેનો અમલ હતો; અને ઇટાલીમાં નેપલ્સનું રાજ્ય હતું તે તેણે જીતી લીધું. આસ્ટ્રિઆના રાજા માક્સિમિલિઅનનાં લગ્ન બર્ગંડીના ચાર્લ્સ ધ બોલ્ડની કુંવરી મેરીની વેરે થયાં હતાં, અને એ જોડને ફિલિપ નામે એકજ કુમાર હતો અને ફર્ડિનાન્ડને જોઆન્ના નામે એકજ કુંવરી હતી. એ ફિલિપનાં લગ્ન એ જોઆન્ના વેરે થયાં. એથી તેમના કુમાર ચાર્લસને મા બાપ દાદા અને દાદી એ પ્રત્યેકનાં રાજ્યો અને ડચીઓ મળ્યાં. ફર્ડિનાન્ડ અને ઇસાબેલાનાં રાજ્યો ઉપરાંત તેના તાબામાં નેધર્લાંડ અને બર્ગંડીની કાઉંટી હતાં. ૧૫૧૯ માં તે કૈસર ચુંટાઈ પાંચમો ચાર્લ્સ કહેવાયો. એમ કૈસર યૂરોપમાં બળવત્તર ભૂપતિ થયો, પરંતુ તેનું મુખ્ય બળ અધિરાજ્યથી મળ્યું નહતું, તેને વારસામાં મળેલા મૂલકોનેલીધે હતું. ૧૫૫૫ માં ચાર્લસે રાજ્યાધિકાર છોડી દીધો. કેસરની જગ્યા તેના ભાઇ ફર્ડિનાન્ડને મળી, અને તેના વારસાનાં રાજ્યોનો ધણી તેનો કુંવર બીજો ફિલિપ થયો ને તેથી તે યૂરોપમાં સર્વથી વધારે શક્તિમાન અધિપતિ થયો. ૧૫૯૮ લગણ ફિલિપનો અમલ રહ્યો. ૧૫૮૦ માં તેણે પોર્ટુગાલ દેશ જીતી લીધો તેથી આખા સ્પેની દ્વીપકલ્પમાં એક અધિપતિનો અમલ થયો. પણ ૧૬૩૯ માં બ્રાગાંઝાકુળના રાજાએ તે દેશને ફરીને સ્વતંત્ર કર્યો. ફિલિપના મરણ પછી સ્પેનનું કૌવત ઘણું ઓછું થયું. સ્પેનના રાજાઓ બીજાઓથી વધારે ધર્માંધ અને સ્વચ્છંદી હતા. ખુદ સ્પેનમાંથી તેમણે ધર્મ સુધારાને ( ધર્મ શોધનને ) કચરી માર્યો, પણ નેધર્લાંડમાં તેમ કરવા જતાં તેમાંના સાત પ્રાંત તેમણે ખોયા. ગ્રાનાડાના મુસલમાનોના વંશજોને પણ તેમણે સ્પેનમાંથી કાઢી મૂકયા.

**૪. ઇટાલિમાંના વિગ્રહો.**—એ વખતમાં આંજૂ અને આ-

રાગોનનાં કુળોની હરીફાઇ વધારે મોટું રૂપ ધારણ કરી ફ્રાન્સ અને સ્પેનની વચ્ચે ચાલી. ૧૪૯૪ માં ફ્રાન્સના આઠમા ચાર્લ્સે ઇટાલીમાં ફરી વળી નેપલ્સનું રાજ્ય જીતી લીધું, પણ તુરત પાછું ખોયું. તેની પછીના રાજા બારમા લુઇસે નેપલ્સના રાજ્ય ઉપરના દાવાની જોડે મિલાનની ડચી ઉપર દાવો કર્યો; તેણે મિલાન જીતી લીધું, અને નેપલ્સના રાજ્યને ફર્ડિનાન્ડ જોડે વહેંચી લેવાનું કબૂલ કર્યું; પરંતુ ૧૫૦૪ માં ફર્ડિનાન્ડ એકલાએ તે બધું લેઇ લીધું. ત્યારકેડે ૧૫૦૮ માં લુઈસ, ફર્ડિનાન્ડ, પોપ બીજો જુલિઅસ, નીમવામાં (ચુંટવામાં) આવેલો કૈસર માક્સિમિલિઅન એ ચારે ક્રામ્બ્રેનો લીગ ( એકો ) વેનિસના પ્રજાસત્તાક રાજ્યને લુંટવાને કર્યો. પણ તેઓને માંહોમાંહે વાંધો પડ્યો, અને વેનિસનો જેટલો મૂલક તેમણે લીધો હતો તેટલો લગભગ બધો તેને પાછો મળ્યો. આ વખત પછી ફર્ડિનાન્ડ અને લુઇસ વચ્ચે અને તેમની પાછળ તેમની ગાદીએ બેસનારા સ્પેનના ચાર્લ્સ અને ફ્રાન્સના પહેલા ફ્રાન્સિસની વચ્ચે ૧૫૨૯ સુધી લડાઈ ચાલુ રહી. મિલાન વારે વારે જીતાતું અને પાછું જતું. અંતે ચાર્લ્સે પોતાના કુંવર ફિલિપને તે આપ્યું. ૧૫૨૫ માં પેવિઆના સંગ્રામમાં ચાર્લ્સની સેનાએ ફ્રાન્સિસને કેદ પકડ્યો; ૧૫૨૭ માં કૈસરની ફોજે રોમ નગર માર્યું ( લુંટ્યું ), અને અંતે ૧૫૨૯ માં સલાહ થઇ. બીજે વર્ષે ચાર્લ્સને બોલોગ્ના શહેરમાં ઈટાલીના રાજાનો અને કૈસરનો અભિષેક થયો. ચાર્લ્સે રાજ્યાસનો છોડ્યાં તેવારે ઇટાલીમાંનો તેનો અધિકાર તેના પુત્ર સ્પેનના ફિલિપને હાથ ગયો.

૫. **इटालीनां प्रजासत्ताक राज्यो.**—આ વિગ્રહોના સમયમાં ઈટાલીનાં પ્રજાસત્તાક રાજ્યોની મોટાઈનો અંત આવ્યો. ફ્લારેન્સમાં મેડિસિ સ્વચ્છંદી થયા હતા તેમને લડાઈના બનાવપ્રમાણે વારે વારે કાઢી મૂકવામાં અને પાછા આણવામાં આવતા. એ પ્રજાસત્તાક રાજ્યના મિત્ર છીએ એમ ફ્રેંચ સરકારનું કહેવું હતું, તથા એ વખતમાં થયેલા બે પોપો, દશમો લીઓ, અને સાતમો ક્લેમેંટ મેડિસિકુળના હતા તેઓ પણ પોતાના કુટુંબીઓના લાભમાં બની શકે તેટલું કરતા. ૧૫૨૯ માં સંધિ થઈ તેવારે ફ્રાન્સિસે પોતાના

મળતીઆને તજ્યા અને ફ્લારેન્સ એકલું પડયું. પોપ અને કૈસર મળી જઇ તેની સામા થયા, અને કાઢી મૂકેલા મેડિસિને પાછા બોલાવવાની તેમણે તેને જરૂર પાડી. ડયૂક કાસ્મોએ સેંઓના જીતી લેઈ પોતાના સંસ્થાનમાં ભેળી દીધું, અને એમ ટસ્કનીની મોટી ડચી ( ગ્રાન્ડ ડચી ) બની. હવે વેનિસ, લુક્કા, જેનોઆ તથા નાનું સાન મારિનો એ માત્ર પ્રજાસત્તાક સંસ્થાનો રહ્યાં; અને એમાંનું વેનિસ માત્ર રાજકાજનાં મોટાં કામોમાં કાંઇક હાથ ઘાલી શક્યું. તુર્કી સરકારના હુમલાથી બચાવવામાં તે મોટો આશ્રયદાયક હતું; અને ૧૫૭૦ માં સ્પેન અને વેનિસની સમુદ્ર સેનાઓએ લેપાન્ટોના યુદ્ધમાં તુર્કોને હરાવી તેમને પહેલવહેલી મોટી શેહ દીધી. એમ છતાં પણ વેનિસને સૈપ્રસ બેટ આપી દેવાની જરૂર પડી, પણ ક્રીટ અને કેટલાક નાના ટાપુઓ તેની કને રહ્યા.

૬. **પોપો.**—પોતાના રાજ્યમાં ઉમેરો કરવાને કે પોતાના સગાઓને મૂલક અપાવવાને સોળમા સૈકાના આરંભમાં ઇટાલીમાંના વિગ્રહોમાં પોપો બહુ હાથ ઘાલતા. કેટલાક પોપો ઘણાજ કુકર્મી હતા, તેમાં વિશેષે કરીને સ્પેનના બોર્જીઆ કુળનો ૬ ઠ્ઠો આલેક્ઝાંડર અતિ દુરાચરણી હતો. દશમો લેઓ વિદ્યા હુનરને આશ્રય આપવામાં ઘણો નામીચો થયો, પરંતુ તેની ચાલ તો બીજા કરતાં ભાગ્યે સારી હતી. એના સમયમાં માર્ટિન લુથરે જર્મનીમાં ધર્મશોધન ( ધર્મમાં સુધારો કરવા ) નો બોધ કર્યો, પણ ઘણા વખત પર્યંત એની પોપોએ થોડીજ દરકાર કરી. ઇટાલીના કોઈ ભાગમાં ધર્મશોધન સ્વીકારવામાં આવ્યું નહિ, પરંતુ ત્યાંના ઘણા માણસો કાંઈ અમુક સુધારો કરવાને ઇચ્છતા હતા. એ સૈકાના છેલ્લા ભાગમાં થયેલા ઘણાખરા પોપો જુદાજ પ્રકારના પુરૂષો હતા; તેઓ કરડા ધર્માંધ પણ સદાચરણી તથા જેને તેઓ પોતાની ફરજ સમજતા તે બજાવવામાં આતુર હતા. ૧૫૪૫ થી ૧૫૬૩ લગી ટ્રેંટની પ્રખ્યાત કૌન્સિલ બેઠી તેણે ઘણા વ્યવહારિક બિગાડને સુધાર્યા, તથાપિ તેણે રોમન કાથોલિક સંપ્રદાયને એવા સખ્ત રૂપમાં સજડ કર્યો કે પોપો અને સુધારાવાળાની વચ્ચે બનાવ થવાની આશા

કાંઈ રહી નહિ. એ કાળથી પશ્ચિમ ખ્રિસ્તિ મંડળ છેલ્લી વારનું રોમથી જુદું પડયું. રોમન કાથોલિક સંપ્રદાયથી છૂટા પડેલા મૂલ-કોમાંનો જે ભાગ આ સૈકાની આખરે પાછો તેમાં ભળ્યો તે નાનો નહતો. સ્પેનના ઇગ્નેશિઅસ ( ઈગ્નેટિઅસ ) લૉઓલા નામે પુરૂષે સ્થાપેલા જીજસ પંથના સાધુઓ એ વખૂટા પડેલાને પાછા આણ-વાના કામમાં મુખ્ય હતા. એ સાધુઓ જેસ્યુઈટ કહેવાય છે.

૭. **જર્મનીમાં ધર્મશોધન (ધર્મનો સુધારો).**—ત્રીજા ફ્રેડરિકની પછી તેના કુમાર માક્સિમિલિઅને બે નવા ઇલકાબ ધારણ કર્યા—ચુંટી કાઢેલો કૈસર ( એમ્પરર ઇલેક્ટ ) અને જર્મનીનો રાજા. હવે જર્મન રાજાઓ ઘણું કરીને કૈસર ( એંપરર ) કહેવાતા હતા, પણ પાંચમા ચાર્લ્સ પછી તેઓમાંના કોઈ રાજ્યાભિષેક કરાવવાને ઇટાલીમાં જતા નહિ. જર્મનીની રાજ્યવ્યવસ્થા સુધા-રવાની કોશીશ માક્સિમિલિઅને કરી, અને તેના અમલના છેવટના સમયમાં ૧૫૧૭ માં, સુધરેલા મતોનો ઉપદેશ કરવાનો આરંભ લુથરે કર્યો. એ ઉપરથી જર્મનીમાં ધર્મના ઝઘડા અને માંહો-માંહેના વિગ્રહો ઊઠ્યા. પછી પાંચમો ચાર્લ્સ કૈસર ચુંટાયો. બેઠકો ( રાજસભાઓ ) એ સુધારાવાળાની વિરૂદ્ધ ઠરાવ કર્યા. એમાંની પહેલી સભા ૧૫૨૧ માં વૉર્મ્સ નગરમાં મળી હતી અને બીજી ૧૫૨૯ માં સ્પયરમાં મળી હતી. એમાંની બીજી લુથરના મતના પ્રિન્સો ( અધિપતિઓ ) અને નગરોએ પોતાની વિરૂદ્ધ થયલા ઠરાવની સામે વાંધો ( પ્રોટેસ્ટ ) લીધો તે ઉપરથી તેઓ વાંધો લેનારા ( પ્રોટેસ્ટંટ ) કહેવાયા. એ નામ ' પ્રોટેસ્ટંટ ' પ્રથમ જર્મનીમાં પડયું અને તેપરથી પછી બીજા દેશોમાં પણ સુધારાવાળા પ્રોટેસ્ટંટ કહેવાયા. રોમન કાથોલિક અને પ્રોટેસ્ટંટ પંથ-વાળાની વચ્ચે ચાલેલો વિગ્રહ ૧૫૫૫ લગણ જારી રહ્યો. અંતે એ વરસમાં આગ્સબર્ગમાં સલાહના કોલકરાર થયા તેની રૂએ બન્ને સંપ્રદાયોને જર્મનીમાં સરખા અધિકાર મળ્યા. એનો અર્થ એ કે હરકોઇ પ્રિન્સ ( અધિપતિ ) કે શહેર પોતાના સંસ્થાનમાં બેમાંનો હરકોઇ માર્ગ સ્થાપી શકે. પણ સંસ્થાનમાં અમલ કરનાર સરકાર

જે મત સ્થાપે તેની વિરૂદ્ધનો મત માનવાની છૂટ તેમાં વસનારા લોકને મળી નહિ. ઉદાહરણ-આસ્ટ્રિઆમાં ઘણા લોક પ્રોટેસ્ટંટ મતના હતા, પરંતુ ત્યાંના રાજ્યકર્તા આર્ચડ્યૂકો કાથોલિક હતા તેથી જેસ્યુઈટ સાધુઓએ કાથોલિક પંથ પાછો આણ્યો. પાંચમા ચાર્લ્સે રાજ્યાધિકાર મૂકી દીધા પછી તેનો ભાઇ ફર્ડિનાન્ડ કૈસર નીમાયો. એ પહેલાં તે રોમનોનો રાજા કહેવાતો. આ વેળા અધિરાજ્ય લગભગ બધું જર્મન હતું. ઇટાલીમાં મુખ્ય સત્તાધીશ સ્પેનના રાજા હતા, અને બર્ગંડીનો વધારે મોટો ભાગ ફ્રાન્સે લેઈ લીધો હતો.

**૮. फ्रान्सनी वृद्धि.**—ઇટાલીના વિગ્રહોમાં ફ્રાન્સ અને સ્પેનની વચ્ચે સ્પર્દ્ધા ચાલી હતી તે ફ્રેંચ રાજાઓની અને આસ્ટ્રિઆના રાજકુળની બે શાખાઓની વચ્ચે જારી રહી; એમાંની એક શાખામાં જર્મનીના કૈસર હતા, અને બીજામાં આસ્ટ્રિઆ કુળના સ્પેનના રાજા હતા. ઇટાલીમાં ફ્રેંચ રાજાઓ મિલાન કે નેપલ્સ બેમાંથી એકે રાખી શક્યા નહિ; તોપણ વિગ્રહ ચાલુ રહ્યો, અને ફ્રેંચરાજા ફ્રાન્સિસ અને તેનો કુમાર બીજો હેન્રી ફ્રાન્સમાંના પ્રોટેસ્ટંટોને પીડા કરતા હતા તેજ વખતે જર્મનીના પ્રોટેસ્ટંટોને કૈસરની સામા થવામાં ઉત્તેજન આપતા હતા, અને તેમણે તુર્કોને પણ અધિરાજ્યપર સવારી કરવાને ઉત્તેજન આપ્યું. ૧૫૫૨ માં ફ્રાન્સે મેટ્ઝ, ટૌલ, અને વર્ડન એ ત્રણ પરગણાં જીતી લીધાં. એ ત્રણે જર્મનીના તાબાનાં હતાં અને દરેકને બિશપ્રિક કહેતા. કેમકે તે દરેક પરગણામાં એક એક બિશપ ધર્મસંબંધી અધિકાર ચલાવતો. જર્મનીમાંનો મૂલક પહેલવહેલો ફ્રાન્સે આજ વખતે જીત્યો. એ ત્રણે પરગણાંની આસપાસ લોરેનની ડચી ( લોરેનના ડ્યૂકની ભૂમિ ) હતી. અંતે ૧૫૫૮ માં કાટો કામ્બ્રેસિસ નગરમાં સલાહના કોલકરાર થયા; અને ૧૫૬૨ થી શુમારે ૩૦ વર્ષ પર્યંત ધર્મના વિગ્રહોને લીધે ફ્રાન્સનું આગળ વધવું અટક્યું. ફ્રાન્સના પ્રોટેસ્ટંટો હુગુનોટ કહેવાતા અને તેઓ તેમના દેશનો શાઉવિન ( ચાઉવિન ) કે કાલ્વિન નામે ધર્મશોધન કરનાર હતો તેના મતના હતા. એ કાલ્વિન જીનીવા

( જેનીવા ) નગરમાં જઇ વસ્યો. લુથર કરતાં તેણે રોમન કાથોલિક માર્ગની પદ્ધતિ વગેરેમાં વધારે સુધારો કર્યો, અને રોમાન્સ ભાષા જે દેશોમાં બોલાતી હતી ત્યાંના જે માણસોનો અભિપ્રાય ધર્મમાં સુધારો કરવાનો હતો તેમણે તથા જર્મનીના કેટલાક ભાગના લોકે કાલ્વિનનો અભિપ્રાય સ્વીકાર્યો. બીજા હેન્રીની પછી તેના ત્રણ કુંવરો બીજો ફ્રાન્સિસ, નવમો ચાર્લસ, અને ત્રીજો હેન્રી એમણે એક પછી એક ગાદીએ બેશી ૧૫૫૯ થી ૧૫૮૯ સૂધી અમલ કર્યો. ૧૫૭૨ માં નવમો ચાર્લસ રાજ્ય કરતો હતો તેવારે પારિસમાંના ઘણા હુગુનોટોને એક રાતમાં મારી નાંખવામાં આવ્યા, એ સંત બાર્થોલોમ્યુની કતલ કહેવાય છે. ફ્રાન્સમાં કાથોલિક અને હુગુનોટ પંથોવાળાની વચ્ચે વિગ્રહો ચાલતા હતા તેના પાછલા ભાગમાં બુર્બોન કુળનો નવારનો રાજા હેન્રી આગેવાન હતો. પિરિનીસ પર્વતોની ઉત્તરમાં નવારનો જે નાનો ભાગ છે તે એને તાબે હતો. બીજા હેન્રીના કુમારોની પછી ફ્રેંચરાજ્યાસનનો વારસ એ હતો; અને ત્રીજા હેન્રીનો ઘાત કરવામાં આવ્યો તેવારે તે ફ્રાન્સનો રાજા થયો, પરંતુ ૧૫૯૩ માં તેણે પોતાનું મત છોડી કાથોલિક માર્ગ સ્વીકાર્યો ત્યાંસૂધી પારિસ અને ફ્રાન્સના મોટા ભાગના લોકે તેનો અધિકાર માન્યો નહિ. ૧૬૧૦ માં તેનું ખૂન થયું. તેની પાછળ તેનો કુમાર તેરમો લુઇસ રાજા થયો. એ લુઇસના પ્રધાન કાર્ડિનલ રિશલ્યુએ રાજ્યસત્તાને સુદૃઢ કરી, અને યૂરોપમાં ફ્રાન્સે પહેલી પદવી ધારણ કરવા માંડી.

**૯. નેધર્લૅંડમાં બળચો.**—એ સમયમાં સ્પેનના રાજ્યને મોટી હાનિ થઈ, અને નવું પ્રજાસત્તાક રાજ્ય ઉત્પન્ન થયું. બર્ગંડીના ડ્યૂકના તાબાના મૂલકોમાં નેધર્લાંડદેશ હોવાથી તે વારસાના હક્કથી સ્પેનના ફિલિપ રાજાને મળ્યો હતો. એ રાજાના ધર્માંધપણાથી ત્યાંના રહેવાશીઓ બહુ નારાજી થયા. ૧૫૬૮ માં નાસ્સઉના વિલિઅમની સરદારી નીચે બંડનો આરંભ થયો. એ અધિરાજ્ય ( બાદશાહી )માંનો પ્રિન્સ હતો અને વિલિઅમ થોડાબોલો કહેવાતો, અને તેને ઑરેંજનું નાનું સંસ્થાન વારસામાં મળ્યું હતું. એ સંસ્થાન ફ્રા-

ન્સના મૂલકથી લગભગ ઘેરાઇ ગયેલું હતું. નેધર્લાંડમાં મુખ્ય પુરૂષ એ હતો. ઉત્તરના સાત પ્રાંતો સ્પેનથી સ્વતંત્ર થયા, અને ૧૫૮૧ માં "સાત એકઠા મળેલા પ્રાંતો" એ નામે અરસ્પરસની કબૂલાતથી ( સંપ સંપીને ) તેઓનું સ્થાપેલું પ્રજાસત્તાક રાજ્ય બન્યું. એ પ્રાંતોમાં હાલંડ પ્રાંત સર્વથી મોટો હતો. પરંતુ દક્ષિણ પ્રાંતો ફિલિપ અને તેની પછી થયલા સ્પેનના રાજાઓને આધીન રહ્યા. એ પ્રાંતોમાંના ઘણાખરા લોકો કાથોલિક હતા. ૧૫૮૪ માં ઑરેંજના પ્રિન્સ વિલ્લિઅમનું ખૂન થયું, પણ ૧૬૦૯ માં વિગ્રહ બંધ રાખવાના કરાર સ્પેન જોડે થતા સૂધી તેના કુંવર મારિસે તેને ચાલુ રાખી. એ બધી વાસ્તવિક કાયમ સંધિ હતી. ૧૬૪૮ સૂધી એ સંસ્થાન અધિરાજ્યનું નામનું અંગ રહ્યું; તથાપિ તે અધિરાજ્ય અને સ્પેન બંનેથી વાસ્તવિક સ્વતંત્ર હતું. એ સાત પ્રાંતોના લોકને ઇંગ્રેજી બોલીમાં "ડચ" એવું વિશેષનામ આપ્યું છે. ( ગૂજરાતીમાં તેઓને વલંદા કહેછે. ) એ સાતે પ્રાંતોની ભૂમિનો વિસ્તાર બહુ થોડો છતાં તેમની હિંમત અને ઉત્સાહી ઉદ્યોગ એ બે વિશેષે કરીને સમુદ્રઉપર, એટલાં જબરદસ્ત હતાં કે આખા સત્તરમા સૈકામાં એ એકઠા મળેલા સાત પ્રાંતોનું સંસ્થાન યૂરોપનાં મુખ્ય રાજ્યબળોમાંનું એક ગણાતું.

**૧૦. સ્વિટ્ઝર્લાંડ અને સવાય.**—એ દર્મિયાન અધિરાજ્યને બીજે છેડે જૂનાં સંપીલાં સંસ્થાનોનું રાજ્ય ( ઉપલા જર્મનીનો જૂનો એકો ( લીગ ) ) બર્ગંડીના ચાર્લસની સાથે થયલા વિગ્રહ પછી બહુ વૃદ્ધિ પામ્યું. ત્યાંના લોક હવે સ્વિસ્સ કહેવાતા. તેમાં બીજા પાંચ પ્રાંતો ભળ્યા તે સાથે તેર પ્રાંતો થયા. એ તેરના બધા લોકો જર્મન હતા; તથાપિ રોમાન્સ બોલી બોલનારા લોકની ભૂમિમાં તેમને મળતીઆ અને તાબેદાર લોક હતા. એ રાજ્યવાળા ઇટાલીમાંના ઝઘડામાં સામિલ થયા અને તેમણે લામ્બર્ડીનો કેટલોક ભાગ જીતી લીધો. એ ભાગ હાલ ટિસિનો પ્રાંત છે. પરંતુ બર્ગંડીના જૂના રાજ્યમાં તેમની સત્તાનો મુખ્ય વધારો થયો. એ તરફ ફ્રાન્સે જીતેલું નહિ એવું સંસ્થાન સવાય હતું અને તેમાં રાજ્ય કરનારા ડ્યૂક હતા. આલ્પ પર્વતોની બે બાજૂએ તેમના તાબાની જમીન હતી.

ત્યારથી હાલસૂધી તેઓની બર્ગંડીની ભણીની ભૂમિ ઓછી થતી ગઇ છે, અને ઇટાલીમાં વધી છે. જર્મનીમાંથી ધર્મસુધારો સ્વિસ્સલોકમાં પ્રવેશ ન થતાં તેમણે પોતે પોતાનો નોખો ઊઠાવ્યો; તેમના સુધારાનો સરદાર ઝુરિચ નગરનો વતની ઉલરિચ ઝિવંગ્લી નામે પુરૂષ હતો તેણે ૧૫૧૯ માં ધર્મશોધનનો બોધ કરવા માંડયો. બર્ન, ઝુરિચ અને બીજા કેટલાક ભાગોના લોકે તે સ્વીકાર્યો. પરંતુ કેટલાંક સંસ્થાનોના લોકો કાથોલિક રહ્યા. ત્રણ મૂળના પ્રાંતો એ મતમાં (કાથોલિક મતમાં) રહ્યા. બર્ન અને બીજાં સ્વિસ્સ સંસ્થાનો જોડે મળતીઉં સંસ્થાન જીનીવા હતું તેમાં એ વેળા વિલ્લિઅમ ફારેલ ધર્મ સુધારાનો ઉપદેશ કરતો હતો. જીનીવાના પ્રજાસત્તાક સંસ્થાનની આસપાસ સવાયના ડ્યૂકનો મૂલક હતો અને તે તેને જીતી લેવાને વારે વારે કોશીશ કરતો. પણ જીનીવાને તેના મળતીઆની સહાય મળતી તેથી સવાયના ડ્યૂકોએ તેમનો જીનીવા સરોવરની ઉત્તરનો બધો મૂલક ખોયો, અને કેટલોક તેની દક્ષિણનો પણ ગયો, તથાપિ ૧૫૬૪ માં એ પાછલો (દક્ષિણમાંનો) તો તેમને પાછો આપવામાં આવ્યો. એમ બર્ન તથા જોડાયલાં સંસ્થાનોમાંનાં બીજાં કેટલાંકોને રોમાન્સ ભૂમિમાં, મૂલક મળ્યો. જીનીવા સ્વાધીન રહ્યું અને તેમાં કાલ્વિને આવી વાસ કર્યો તથા તેને પોતાનો ઉપદેશ કરવાનું મુખ્ય ધામ બનાવ્યું. આ વખતથી સવાયના ડ્યૂકોનો સંબંધ મુખ્યત્વે ઇટાલીજોડે થયો. સ્વિસ્સ સંસ્થાનો અધિરાજ્યથી સ્વતંત્ર છે એવું ૧૬૪૮ માં રીતસર (કાયદેસર) માન્ય કરવામાં આવ્યું.

**૧૧. इंग्लांड अने स्काट्लांड.**—એ સમયમાં ધર્મસુધારો ઇંગ્લાંડમાં અને સ્કાટ્લાંડમાં જુદા જુદા રૂપમાં સ્વીકારવામાં આવ્યો, અને બંને દેશોની રાજ્યગાદી એક થઇ. યાર્ક અને લાંકાસ્ટરનાં કુટુંબોના માંહોમાંહેના વિગ્રહો પંદરમા સૈકાના બીજા અર્દ્ધ ભાગમાં ચાલ્યા. ૧૫૦૯ માં આઠમો હેન્રી રાજ્યાસને બેઠો. જેમના હક્કવિષે વાંધો લેવામાં ન આવ્યો તેઓમાં એ પહેલો હતો. એના સમયમાં ધર્મ વિકારનો આરંભ થયો. એ પોપના તાબામાંથી નીકળી ગયો, તોપણ જેઓ ધર્મશોધનનો બોધ કરતા તેમને તે જીવતા બાળી

મારતો. વધારે ખરૂં એ છે કે ૬ ઠ્ઠા એડ્વર્ડના અમલમાં ધર્મમાં ફેરફાર થવા માંડ્યા. પરંતુ તેની બેન મેરીએ સ્પેનના ફિલિપ વેરે લગ્ન કરી જૂનો સંપ્રદાય પાછો સ્થાપ્યો એટલુંજ નહિ, પણ પોપનો અધિકારે માન્યો. ૧૫૫૮ માં ઇલિઝાબેથ રાણી ગાદીપતિ થઈ ત્યારપછી તેણે ઇંગ્લાંડના ધર્મસમાજમાં સુધારો કર્યો તે પછી બદલાયો નહિ. પોપનો અધિકાર રદ્દ કરવામાં આવ્યો, પરંતુ બીજી બાબતોમાં બીજા દેશો કરતાં ઓછો ફેરફાર કરવામાં આવ્યો; ધર્મસુધારો સ્કાટ્લાંડમાં ઇંગ્લાંડથી મોડો દાખલ થયો, તથાપિ ત્યાં બીજે બધે કરતાં વધારે મોટા ફેરફાર કરવામાં આવ્યા. એનું કારણ એ કે ઇંગ્લાંડમાં રાજાએ શોધન કરવા માંડ્યું, અને સ્કાટ્લાંડમાં લોકે કરવા માંડ્યું. પરંતુ સ્કાટ્લોકોની ગાદીપતિ રાણી મેરીસ્ટયુઅર્ટ હતી તે ફ્રાન્સના બીજા ફ્રાન્સિસ રાજાને પરણી હતી તે પુરાતન ધર્મને વળગી રહી. એ માટે તેને તેની રૈયતે રાજ્યમાંથી કાઢી મૂકી, અને ૧૫૬૯ માં તે ઇંગ્લાંડમાં આવી તેના આશ્રયમાં રહી. ત્યારકેડે આઢાર વરસે ઇંગ્લાંડની ગાદીપતિ રાણી ઇલિઝાબેથની વિરૂદ્ધ કાવત્રામાં તે સામિલ હોવાને માટે તેનો શિરચ્છેદ કરવામાં આવ્યો. પછી ૧૫૮૮ માં સ્પેનના રાજા ફિલિપે ઇંગ્લાંડ જીતવાને મોટું નૌકાસૈન્ય મોકલ્યું, પણ તેથી કાંઈ વળ્યું નહિ. આખા યૂરોપમાં હવે પ્રોટેસ્ટંટ પક્ષના પ્રમુખનું કામ મહારાણી ઇલિઝાબેથ બજાવતી, અને સ્પેન જોડે વિગ્રહ તેનો કાળ થતાં લગણ જારી રહ્યો. ૧૬૦૩ માં તેનું મૃત્યુ થવાથી સ્કાટ્લાંડના ૬ ઠ્ઠા જેમ્સ રાજાને ઇંગ્લાંડની ગાદી વારસામાં મળી તેથી હવેથી ઇંગ્લાંડની સામા થવામાં ફ્રાન્સને સ્કાટ્લાંડની મદદ મળે તેવું રહ્યું નહિ. ઇલિઝાબેથના અમલમાં યૂરોપનાં રાજ્યોમાં ઇંગ્લાંડ જે ઊંચી પદવીએ હતું તે તેણે ખોઈ પહેલા ચાર્લસ રાજાની કારકીર્દીમાં માંહોમાંહેનો મોટો વિગ્રહ થયો તેમાં એક તરફ એ રાજા હતો અને તેની સામે પાર્લમેંટ સભા હતી. પછી પ્રોટેક્ટર ઓલિવર ક્રામ્વેલને હાથ રાજ્યની લગામ આવી તે વારે ઇંગ્લાંડ ફરીને મોટું બળવાન રાજ્ય થયું.

**૧૨. उत्तर यूरोप.**—સત્તરમાં સૈકાના પહેલા ભાગમાં સ્કાન્ડિ-

નાવિઆનાં ત્રણ રાજ્યોનું એકત્રપણું તદન તુટયું. બીજા ક્રિસ્ટિયન કે નિર્દય ક્રિસ્ટિઅને કેટલાક વખતપર્યંત ત્રણે ઉપર અમલ કર્યો. ૧૫૨૩ માં સ્વીડને પોતાને માટે જુદો રાજા પસંદ કર્યો, અને ડે-ન્માર્કે પણ પોતાને સારૂ જુદો ઠરાવ્યો. સ્વીડને ગસ્ટાવસ વાસાને નીમ્યો તેણે લુથરનો પંથ આણ્યો; પણ બીજા દેશોથી ઇંગ્લાંડની પેઠે સ્વીડનમાં ઘણા થોડા ફેરફાર કરવામાં આવ્યા. પહેલાં કરતાં હવે સ્વીડને યૂરોપમાં વધારે ઊંચી પદવી ધારણ કરી. વિશેષે ક-રીને તેના સર્વોત્તમ પ્રતાપી કૈસર ગસ્ટાવસ એડોલફ્સની કારકી-ર્દીમાં તેમ બન્યું. તેની કુંવરી ક્રિસ્ટિયાનાના અમલમાં સ્વીડનના પશ્ચિમ સીમાડા ઉપર રાજ્યનો વિસ્તાર વધ્યો. એ સમયમાં ઓલ્ડે વર્ગ કુળના રાજા ડેન્માર્ક અને નાર્વે એ બંને દેશોમાં રાજ્ય કરતો હતો તેવારે ડેન્માર્કમાં લુથરનો સંપ્રદાય સ્થાપન થયો, અને બીજા ફ્રેડરિકે ૧૫૫૯ થી ૧૫૮૮ પર્યંત અમલ કર્યો અને દિથ્માર્શેન પ્રાંત જીતી લીધો. એ વખત લગી ત્યાંના લોક તેમની જૂની સ્વાધી-નતા ભોગવતા હતા; જર્મનીને બીજે છેડે વનમાંનાં પરગણાં ( ફોરે-સ્ટકેન્ટૉનો) ના લોકો પણ તેમની પુરાતન સ્વાધીનતા ભોગવતા હતા.

**૧૩. पोलांड अने प्रुशिआ.**—સોળમા સૈકામાં જાગેલોનના વંશજો રાજ્યાસને હતા તે સમયમાં યૂરોપનાં મોટાંમાં મોટાં રાજ્યોના વર્ગમાં પોલાંડનું રાજ્ય હતું. રૂશિઆનો ઘણો ભાગ તેને તાબે હતો, પણ થોડા વખત પછી રૂશિઆમાંનો કેટલોક મૂલક તેને કબજેથી નીકળી ગયો, અને ત્યારથી પોલાંડની સરહદ પાછી હઠતી ગઈ. ૧૫૨૫ માં ટયુટોની નાઇટોનો વર્ગ રદ કરવામાં આવ્યો. બ્રાન્ડે-ન્બર્ગનો આલ્બર્ટ તેઓનો મહંત હતો તે પોલાંડનો તાબેદાર તરીકે પૂર્વ પ્રુશિઆનો વંશપરંપરા ડયૂક થયો. પછી થોડા વખતમાં પ્રુશિ-આની ડચીને બ્રાંડેંબર્ગના ઇલેક્ટોરેટ સંસ્થાન જોડે ભેળી દેવામાં આવી. ( જર્મનીમાં કૈસર એટલે રાજાધિરાજ ઠરાવવામાં મત આ-પવાનો જે ભૂપતિને અધિકાર હોય તેને ઇલેક્ટર કહેછે અને તેના સંસ્થાનને ઈલેક્ટોરેટ કહેછે ); પછીથી પોલાન્ડની આધીનતામાંથી પ્રુશિઆ મુક્ત થઈ બ્રાન્ડેન્બર્ગ અને પ્રુશિઆ મળીને નવું સ્વતંત્ર

રાજ્ય બન્યું. એમજ લેવોનિયાના નાઈટોના મૂલકનો કેટલોક ભાગ પ્રથમ પોલાંડમાં જોડાયો ને પછી સ્વીડનમાં ભળ્યો, અને બાકીના ભાગની તે નાઈટોના મહંતે ડચી બનાવી. પોલાંડમાં રાજગાદી ખાલી પડે રાજા પસંદ કરવાનો ધારો ૧૫૭૩ માં થયો. ચુંટણી કરનારા હરકોઈને ઠરાવી શકે એવો કાયદો થયો, અને એ વખતથી એ રાજ્ય બહુ બળહીન થઈ ગયું.

**૧૪. रुशिआ.**—બહુ લાંબા વખત થયાં રૂશિઆ પાછળ પડી ગયું હતું તે આ સમયમાં પાછું વધવા માંડયું. જૉન કે ઈવાન ચોથો ઉરફે ભયંકર ઈવાન ૧૫૩૩ થી ૧૫૮૪ સૂધી રાજ્યાસન ઉપર હતો. તેણે કાસાનના તાતાર લોકનો કેવળ પરાજય કર્યો અને તેથી રૂશિઆની સીમા કાસ્પી સમુદ્ર લગણ પહોંચી. પણ જેમ સ્પેનમાં મુસલમાનોનું રાજ્ય ગ્રાનેડામાં હતું તેમ કાળા સમુદ્ર અને રૂશિઆની વચ્ચે આવેલા ક્રીમ પ્રાંતમાં તાતાર લોકનું રાજ્ય હતું. બાલ્ટિક સમુદ્ર અને રૂશ રાજ્યની વચ્ચેનો મૂલક પોલાંડ અને સ્વીડનને કબજે હતો તેથી પશ્ચિમ યૂરોપ જોડે વેપાર કરવાને રૂશિઆને હાથ માત્ર શ્વેત ( ધોળો ) સમુદ્ર હતો. ઇવાને ઝાર નામે પદ ધારણ કર્યું. કેટલાક કહેછે કે એ શબ્દ કૈસરનો અપભ્રંશ છે. એમ ધારવાનું કારણ એ કે રૂશના ભૂપતિઓ પૂર્વ અધિરાજ્યના કૈસરો ( રાજાધિરાજ ) ગણાવવાને ચહાતા હતા. રૂરિકના વંશનો અંત ૧૫૯૮ માં આવ્યો, અને ત્યારકેડે કેટલાક વખત સૂધી અવ્યવસ્થા ચાલ્યા પછી ૧૬૧૩ માં રોમાનોફની ઓલાદને હાથ ગાદી આવી. એ પછી પૂર્વ, પશ્ચિમ અને દક્ષિણ દિશાઓમાં રૂશિઆનું દબાણ ( દેશ જીતવાનું કામ ) દૃઢપણે જારી છે.

**૧૫. तुर्कस्तान अने हंगरी.**—સોળમા સૈકાની પહેલી સાલમાં યૂરોપના તુર્કી રાજ્યઉપર નવા મુસલમાન શત્રુ તરફની ધાસ્તી જણાઈ. પ્રાચીન પારસી ધર્મનો ઉપદેશ થવાથી આર્તકસર્સિસની સરદારી નીચે આગળ જેમ ઇરાનનો ઉદય થયો હતો તેમ આ સમયે મુસલમાન ધર્મના શીઆહ સંપ્રદાયનો બોધ થવાથી સોફી નામે શાહો થયા તેમની સરદારી નીચે તેનો ઉદય થયો. એ દર્મિ-

યાન ઉસ્માની તુર્કો પશ્ચિમ, ઉત્તર, અને દક્ષિણમાં મૂલક જીતવાના કામમાં લાગ્યા હતા. ૧૫૧૨ થી ૧૫૨૦ પર્યંત સુદૃઢ સેલિમ નામે તેમનો સુલતાન હતો તેણે સિરિઆ અને મિસર દેશો જીત્યા, અને મિસરમાં નામનો ખલિફા હતો તેણે પોતાના અધિકારો તેને દીધા. એથી ઉસ્માની સુલતાન સુન્ની (જૂના મતને માનનારા) મુસલમાનોનો પ્રમુખ થયો. ત્યાર પછી ૧૫૨૦ થી ૧૫૬૬ સૂધી સુલેમાન (એટલે સોલોમાન કાયદો બનાવનાર) નામે સુલતાને અમલ કરી તુર્કી રાજ્યમાં ઘણો વધારો કર્યો. કૈસર ચાર્લસની જોડે તેણે વિગ્રહ કર્યો તેમાં તેને ફ્રાન્સના રાજા ફ્રાન્સિસે ટેકો આપ્યો. સુલતાને હંગરીનો વધારે મોટો ભાગ જીતી લીધો, વિએના શહેરપર ઘેરો નાંખ્યો, સંત જૉન વર્ગના નાઇટોને -હોડ્સ બેટમાં કાઢી મૂક્યા, અને પછી તેમને કૈસર ચાર્લસે માલ્ટા બેટ આપ્યો હતો તેમાં ઘેર્યા. બધા દેશોને તુર્કોથી જીતાવાની ધાસ્તીમાં નાંખનાર સુલતાનોમાં આ સુલેમાન છેલ્લો હતો, પરંતુ તેના સમય પછી પણ તુર્કોએ કેટલોક મૂલક જીત્યો. પૂર્વ દિશામાં ઇરાન જોડે, અને ઉત્તરમાં પોલાંડ અને હંગરી જોડે અનંત વિગ્રહો ચાલ્યા. ફર્ડિનાન્ડ બાદશાહને આ વખતે હંગરીની ગાદી મળી ત્યારથી તે સદા આસ્ટ્રિઆના મહીપતિઓને હાથ રહી.

**૧૬. ત્રીસ વર્ષોનો વિગ્રહ.**—સોળમા સૈકાના ધર્મના ટંટામાંથી સત્તરમા સૈકામાં મોટો ધર્મવિગ્રહ ઊઠ્યો. એને ત્રીસ વર્ષોનો વિગ્રહ કહેછે. એ જર્મનીમાં થયો, પણ તેમાં ઘણી પ્રજાઓ મળી હતી. ૧૬૧૯ માં તેનો આરંભ બોહીમિઆમાં થયો. કૈસર (રાજાધિરાજ) બીજો ફર્ડિનાન્ડ એ દેશનો રાજા હતો તેણે પ્રોટેસ્ટંટોને તેમનો ધર્મ પાળવાની છૂટ આપી નહિ તેથી તેમણે બંડ ઊઠાવ્યું અને ફ્રેડરિક ઈલેક્ટર પાલાટૈન (જર્મનીમાંનાં સંસ્થાનોમાંના એકનો એ ફ્રેડરિક ઠાકોર હતો અને તેને કૈસર પસંદ કરવામાં મત આપવાનો હક હતો; તેનો ઈલકાબ ઈલેક્ટર પાલાટૈન હતો) ને તેમણે પોતાનો રાજા ઠરાવ્યો. બળવાખોરોને કૈસરે હરાવ્યા તેથી નવું રાજ્ય અને જૂની ઠકરાત બંને તેણે ખોયાં; પણ વિગ્રહ

આખા જર્મનીમાં પ્રસર્યો. પ્રથમ તો કૈસરની સેનાનો સઘળે જય થયો; એથી બીજા પ્રોટેસ્ટંટ રાજાઓ વિગ્રહમાં સામિલ થયા. ડે-ન્માર્કનો ચોથો ક્રિશિઅન પહેલો મદદે આવ્યો, અને તેની પછી સ્વીડનનો રાજા ગસ્ટેવસ આડોલ્ફસ વહારે ચઢ્યો. તેણે ૧૬૩૦ માં આવી બે વરસો સૂધી મોટા સંગ્રામોમાં ફતેહ મેળવી લુટ્ઝેનના રણમાં તે પડ્યો. પણ એ વિગ્રહના અંત લગી સ્વીડનનું રાજ્ય તેમાં સામિલ રહ્યું. અત્યારસૂધી જર્મનીમાંના પ્રોટેસ્ટંટ મતનો બચાવ કરવાને વિગ્રહ ચાલ્યો; ૧૬૩૫ માં ફ્રાન્સનું રાજ્ય પ્રોટેસ્ટંટના પક્ષમાં ઉતર્યું, અને ત્યારથી ફ્રાન્સને માટે મૂલક જીતવાનો વિગ્રહ થયો. એ વેળા ફ્રાન્સનો મુખ્ય વજીર અને કર્ત્તાહર્ત્તા રિચેલિઉ કે રિશેલિઉ હતો. ૧૬૪૮ માં સંધિ થઈ તે વેળા નવો કૈસર ત્રીજો ફર્ડિનાન્ડ જર્મનની ગાદીએ હતો, અને નવો રાજા ચૌદમો લુઇસ ફ્રાન્સની ગાદીએ હતો. એ ત્રીજો ફર્ડિનાન્ડ ૧૬૩૭ ની સાલમાં રાજ્યાસન પામ્યો, અને ૧૪ મો લુઇસ ૧૬૪૩ માં ગાદીપતિ થયો. લુઇસ એ વેળા બાળક હતો, પણ પૂર્વે જેમ કાર્ડિનલ રિશેલિઉ ફ્રા-ન્સનો રાજ્યકારભાર ચલાવતો હતો તેમ હાલ કાર્ડિનલ માઝારિન ચલાવતો હતો. આ સંધિ વેસ્ટફેલિઆની સંધિ કહેવાયછે. એમાં ધર્મના બંને પંથોને સમાન ગણવાનો ઠરાવ થયો. પણ વઢવાઢથી દેશ ઉજડ થયો, અને એ સમયથી કુલ શક્તિ ભૂપતિઓને હાથ ગઈ. એલ્સાસ પ્રાંતના ઘણા ભાગને પાદશાહીથી છૂટો પાડી ફ્રાન્સને આપવામાં આવ્યો. એ વખતથી ૧૬૫૯ પર્યંત ફ્રાન્સ અને સ્પેનની વચ્ચે વિગ્રહ ચાલ્યો તેથી ફ્રાન્સને રૈસ્સિલોન અને નેધર્લાંડમાંનાં કેટલાંક સ્થળો મળ્યાં.

**૧૭. परदेशोमां थयली यूरोपी वस्ती.**—યૂરોપની સમુદ્રગમન કરનારી લગભગ સઘળી પ્રજાઓએ પૂર્વ અને પશ્ચિમમાં નવી જડેલી ભૂમિઓમાં થાણાં કર્યાં. આરંભ પોર્ટુગાલે કર્યો; તેની પછી સ્પેન, પછી ફ્રાન્સ, ઇંગ્લાંડ અને હોલાંડે તેમ કર્યું. એ થાણાં બે પ્રકારનાં હતાં. કેટલાંક, મુખ્યત્વે આફ્રિકામાંનાં અને ઇસ્ટ ઇન્ડીસમાંનાં, વેપારનેમાટે હતાં, અને તેઓમાંનાં ઘણાંક રાજ્ય બની

ગયાં, તથાપિ તેઓમાં યૂરોપી લોક જાથુ રહી પોતાના વંશને ત્યાં મૂકી ગયા નહિ. બીજાં, મુખ્ય તો અમેરિકામાં થયાં, તેઓમાં યૂરોપી લોક સદાનો વાસ કરીને રહ્યા, અને તેઓ નવી ઇંગ્રેજી, સ્પાનિશ અને પોર્ટુગીઝ બોલી બોલનારી પ્રજાઓ બની. પણ જેમ પ્રાચીન કાળમાં ગ્રીસમાંના જે લોકોએ એપ્રમાણે પરભૂમિમાં જઇ વાસ કર્યો હતો તેઓ પોતપોતાનાં મૂળ સંસ્થાનોથી સ્વતંત્ર હતાં તેમ એ વસ્તીઓ સ્વતંત્ર ન હતી; તેઓ સર્વે પોતપોતાના મૂળ દેશને આધીન હતી. કેપ આવ્ ગુડ હોપ જડ્યાની અગાઉ પોર્ટુગીજ લોકે આફ્રિકામાં થાણાં બેસાડવા માંડ્યાં હતાં. તે કેપની શોધ કર્યા કેડે તેઓ પૂર્વ દિશામાં હિંદ અને પૂર્વ દ્વીપો ભણી આગળ વધ્યા, અને સોળમા સૈકામાં તેમની કને પૂર્વમાં જેટલો મૂલક હતો તેટલો બીજા કોઈ યૂરોપના રાજ્યવાળાને ન હતો. પરંતુ અમેરિકામાં સ્પેનના લોક પ્રથમ ગયા, કેમકે ૧૪૯૨ ની સાલમાં કોલમ્બસ પશ્ચિમ દ્વીપોમાં પહેલવહેલો પહોંચ્યો. તે જેનોઆ (જીનોઆ) નો વતની છતાં સ્પેનના રાજારાણી ફર્ડિનાન્ડ અને ઈસાબેલની નોકરીમાં હતો. પહેલી શોધ કરનારા બીજા નાવિકો ઈટાલિયન હોઇ પરરાજ્યોની નોકરીમાં હતા. તેઓમાંનો એક અમેરિગો વેસ્પુચી હતો તેના નામ પરથી એ ખંડનું નામ અમેરિકા પડ્યું. ૧૫૧૯ થી ૧૫૩૬ સુધીમાં અમેરિકામાં સ્પેનનું મોટું રાજ્ય થયું. દક્ષિણ અમેરિકામાં પોર્ટુગીજ રાજ્યે પણ બ્રેઝિલનું રાજ્ય સ્થાપ્યું. ફ્રેંચ, ઇંગ્રેજ, અને વલંદા મુખ્યત્વે ઉત્તર અમેરિકામાં ગયા. ફ્રેંચ અને ઇંગ્રેજની વસ્તી થવા માંડ્યાનો સમય લગભગ એક હતો, ૧૬૦૬ અને ૧૬૦૭. ઇંગ્રેજની વસ્તી પહેલી જ્યાં થઈ તે પ્રાંતનું નામ વર્જીનિઆ છે, અને તેના પછી જ્યાં થઇ તેનું નામ નવું ઇંગ્લાંડ છે. એ અને બીજી એમની વસ્તીના પ્રાંતોનું હાલનું યુનાઇટેડ સ્ટેટ્સ બન્યુંછે. એ કાંઠાઓ ઉપર વલંદા અને સ્વીડ લોકના વાસ પણ થયા, અને ફ્રાન્સે ઉત્તરમાં, દક્ષિણમાં, અને પશ્ચિમમાં વિશાળ મૂલકપર દાવો કર્યો. એમ આટ્લાન્ટિક મહાસાગરને બીજે પાસે નવી યૂરોપી દુનિયા હયાતીમાં આવી. આ સમયથી

હિંદનો ઇતિહાસ અને તેથીએ વધારે અમેરિકાનો ઇતિહાસ યૂરોપના ઇતિહાસનો ભાગ થયો.

૧૮. **વિદ્યા અને હુનર.**—માણુસના મનના જે ચલનથી ધર્મશોધન થયું તેથી બધા પ્રકારના જ્ઞાનમાં પણ વધારો થયો. ઇટાલીમાંથી નવી વિદ્યા બીજા દેશોમાં ફેલાઈ. જૂનું જ્ઞાન અને સૃષ્ટિશાસ્ત્રો કે વિદ્યા તો હજી લાટિન ભાષાની મારફતે શીખવવામાં આવતી, પરંતુ ઘણાખરા દેશોમાં ઇતિહાસ અને કવિતા માણુસો દેશીભાષામાં લખવા લાગ્યા. ધર્મસંબંધી વાંધો ઊઠવાથી એક પક્ષે તે વિષે ઘણું લખાણુ કર્યું (એટલે બંને પક્ષે સામસામા ગ્રંથો લખ્યા). ઇટાલીના મોટા ચિત્રકારો સોળમા સૈકામાં થયા, તથા ઇંગ્લાંડ, ઇટાલી, સ્પેન અને પોર્ટુગાલના મુખ્ય કવિઓમાંના ઘણા એ સૈકામાં થયા; ફ્રાન્સમાં એ કાળે મોટા ગદ્ય ગ્રંથકારો વધારે હતા. ભિન્ન ભિન્ન પ્રજાઓને એક એકની ભાષાનું જ્ઞાન વધારે થયું, તેમાં વિશેષે કરીને ઇટાલીની ભાષા લોકો શીખતા. વળી બારમા સૈકામાં જેમ રોમના કાયદાનો અભ્યાસ સજીવન થયો તેમ આ સમયમાં હોલાંડમાં (યુનૈટેડ પ્રૉવિન્સોમાં) સર્વ પ્રજાઓના કાયદાના અભ્યાસનો ઉદય થયો. પ્રજાઓએ વિગ્રહમાં અને સંધિમાં એક એક જોડે કેમ વર્ત્તવું તેના કાયદાને સર્વ પ્રજાઓના કાયદા કહેછે. જર્મનીમાં એ સમયે માંહોમાંહે વરવાડ ચાલતી હતી તેથી વિદ્યાહુનરમાં તે દેશ પાછળ પડી ગયો હતો, પણ બાઈબલનું ભાષાંતર લુથરે કર્યું તેવડે જર્મન ભાષાનું ધોરણ નક્કી થયું, અને ઠર્યું કે લોડચ કરતાં હાઈડચ શ્રેષ્ઠ ગણાય. માણુસોને સૃષ્ટિનું જ્ઞાન પણ વધારે થયું. અને આકાશી પદાર્થો (સૂર્ય, ગ્રહો વગેરે) ની ગતિ વિષે વધારે સાચા મત ચાલ્યા. એ નવા મતને પોપોએ ધર્મ વિરૂદ્ધ કહ્યા, તથાપિ તેરમા પોપ ગ્રેગોરીએ પંચાંગને સુધારી ખરૂં બનાવ્યું. કૈસરના સમયથી તેમાં ભૂલો હતી તે સુધરી ન હતી તે એ પોપે સુધરાવી, કાથોલિકોએ એ સુધારો સ્વીકાર્યો, પણ ઘણા વખત લગી પ્રોટેસ્ટંટોએ તે કબૂલ રાખ્યો નહિ. અને પૂર્વ સમાજવાળા (ગ્રીકચર્ચવાળા) તે હજી માનતા નથી.

**૧૯. उपसंहार.**—આ સમયમાં યૂરોપનાં રાજ્યોની એક એ-કના સંબંધમાં અગત્ય ( શ્રેષ્ઠતા ) માં ઘણો વિકાર થયો. અધિરા-જ્યનો કામકાજમાં અંત આવ્યો; તોપણ કૈસર એટલે રાજાધિરાજ પદ આસ્ટ્રિઆના કુળના જર્મન રાજાઓને આપવામાં આવતું. એ કુળની જે શાખા સ્પેનની રાજગાદીએ હતી તે આ વેળા યૂરોપમાં સર્વેથી શ્રેષ્ઠ પદવીએ ચડી, પણ ત્રીસ વર્ષના વિગ્રહમાં તે જગ્યા-એથી તેને ખસેડી ફ્રાન્સના રાજાએ તેમાં પ્રવેશ કર્યો. ઈટાલીનાં સંસ્થાનો સ્પેનના ઉપરીપણા નીચે આવ્યાં. માત્ર વેનિસ સ્વતંત્ર રહી તુર્કોથી યૂરોપનું રક્ષણ કરતું. તુર્કોથી યૂરોપનો બચાવ હંગરીથી થતો હતો તે બંધ પડ્યો, કેમકે તુર્કોએ તેનો વધારે મોટો ભાગ જીતી લીધો, અને બાકીના ભાગના રાજા આસ્ટ્રિઆના આર્ચ ડ્યૂકો હતા. આ સમયના આરંભમાં પોલાંડનું બળ પૂર્ણકળાએ હતું, અને એને અંતે તે ઓછું થઇ ગયું. એ અરસામાં બીજાં સંસ્થાનોની ચડતી થવા લાગી હતી. ઇંગ્લાંડ અને સ્કાટ્લાંડ માંહોમાંહે જુદાં રાજ્યો હતાં, પણ પરરાજ્યોના સંબંધમાં એક રાજ્ય હતું. યુનૈટેડ પ્રોવિન્સોએ ( હોલંડે ) સ્પેનની સામે બળવો ઊઠાવવાથી નવી પ્રજા ઉત્પન્ન થઈ. યૂરોપનાં મુખ્ય રાજ્યોમાં ( બળમાં મુખ્ય રાજ્યોમાં ) સ્વીડન એકાએક દાખલ થઇ ગયું. મોટા થવા તરફ રુશિઆએ પહેલાં ડગલાં ભર્યાં. યૂરોપીલોકના જાણવામાં પૂર્વ અને પશ્ચિમમાં નવી ભૂમિઓ આવી તેથી દુનિયાનો ચહેરો ( દેખાવ) ફરી ગયો, અને સમુદ્રગમન કર-નારા દેશોને ઉદ્યમના નવા માર્ગ જડ્યા. એ દર્મિયાન ધર્મમાં ફેરફાર થ-વાથી પશ્ચિમ ખ્રિસ્તિસમાજમાં તડ પડી ગયાં; પરંતુ માણસના મનની જે ગતિથી એ થયું તેણે વિચાર અને વિદ્યામાં હરેક તરફ વૃદ્ધિ કરી.

---

## प्रकरण १० मुं.

### फ्रान्सनी मोटाई.

**૧. फ्रेंच बळनी वृद्धि.**—યૂરોપનાં રાજ્યોમાં સર્વેથી બળવાન

હોઇ સ્પેન પહેલી પદવીએ હતું, તેને સ્થળે હવે ફ્રાન્સે ચડવા માંડ્યું. આસ્ટ્રિઆના રાજ્યવંશની બંને શાખાઓને તેણે નમાવી હતી, અને અધિરાજ્યને ખંડન કર્યું હતું. ૧૬૬૧ ની સાલમાં ચૌદમા લુઇસે રાજ્યની લગામ પોતાના હાથમાં લીધી, અને તેની પૂર્વે થઈ ગયેલા બધા રાજાઓ કરતાં વધારે સ્વચ્છંદે અમલ કર્યો. ૧૬૬૫ માં સ્પેનનો રાજા ચોથો ફિલિપ મરણ પામ્યો તેવારે લુઇસે દાવો કર્યો કે મારી રાણીના હક્કથી નેધર્લાંડનો કેટલોક ભાગ મને મળવો જોઇએ, પરંતુ તેનાં લગ્ન થવાં ત્યારે તે રાણીએ એ હક્ક ઉપરથી હાથ ઉઠાવ્યો હતો. ૧૬૭૯ સૂધીમાં તેણે નેધર્લાંડમાં કેટલાંક સ્થળો જીતી લીધાં અને બર્ગંડી પરગણું, બેસાન્સોન નગર અને એલ્સાસનાં બીજાં નગરો જીતી લીધાં. તેણે યુનૈટેડ પ્રાવિન્સો ( હોલાંડ દેશ ) ઉપર સ્વારી કરી. એ રાજ્ય હવણા તેના જૂના શત્રુને (સ્પેનને) તેના નવા દુશ્મનની ( ફ્રાન્સની ) સામા થવામાં મદદ કરતું હતું. કૈસર લિઓપોલ્ડ તથા જર્મનીના બીજા રાજાઓ એ વિગ્રહમાં સામિલ થયા. ફ્રાન્સના પ્રોટેસ્ટંટો ઉપર જૂલમ ગુજારતો હતો, તથાપિ કૈસરની સામા થવામાં હંગરીના પ્રૉટેસ્ટંટોને તેણે ટેકો દીધો અને પહેલા ફ્રાન્સિસે કર્યું હતું તેમ તે પણ તુર્કીરાજ્યનો મળતીઓ થયો. ૧૬૭૯ માં નિમ્વેજેન નગરમાં સંધિના કોલકરાર થયા તેની રૂએ તેણે જીતેલું બધું તેની કને રહ્યું. તેમ છતાં તે એલ્સાસ નગરો જીત્યો ગયો, અને ૧૬૮૧ માં સંધિ છતાં સ્ટ્રાસ્સબર્ગને પણ કબજે કર્યું. આવિગ્નોન નગર પણ તેણે હસ્તગત કર્યું અને જેનોઆના પ્રજાસત્તાક રાજ્યનું અપમાન કર્યું.

**૨. ઇંગ્લાંડ, હોલાંડ** ( યુનૈટેડ પ્રાંતો ), **અને ફ્રાન્સ.**—પણ હવે ઇંગ્લાંડ અને હાલંડ એ બે રાજ્યોના સંપથી લુઇસના બળને રોહ મળી. ૧૬૫૮ ની સાલમાં પ્રોટેક્ટર ક્રોમ્વેલનું મરણ થયા કેડે કેટલોક વખત અવ્યવસ્થામાં ગયા પછી ૧૬૬૦ માં બીજો ચાર્લ્સ રાજા પાછો ગાદીએ બેઠો. ઇંગ્લાંડના બળનો દોર ક્રોમ્વેલના વખતમાં પડ્યો હતો તે ચાર્લ્સે ખોયો; તેણે નીચ બુદ્ધિએ ફ્રાન્સની માગણીઓ સ્વીકારી અને લુઇસ પાસેથી ધન લીધું. પ્રજાસત્તાક

રાજ્યના અમલમાં તથા બીજા ચાર્લ્સના અમલમાં ઇંગ્લાંડ અને હૉલંડ ( યુનેટેડ પ્રાંતો ) ની વચ્ચે વિગ્રહો ચાલ્યા હતા. આ સમયમાં આરેંજના પ્રિન્સો કેટલાંક વર્ષોથી વંશપરંપરા હૉલંડના સ્ટાડ હોલ્ડરો મુખ્ય માજિસ્ટ્રેટો હતા, અને તેમાંનો એક નામે બીજો વિલિયમ ઇંગ્લાંડના પહેલા ચાર્લ્સની કુંવરી વેરે પરણ્યો હતો. તેનો કુંવર વિલિઅમ થોડા વખત પછી સ્ટાડ હોલ્ડર થયો. તે લુઈસની સામો થઇ પોતાના દેશનું રક્ષણ કરવામાં આગેવાન હતો. તેનાં લગ્ન ઇંગ્લાંડના બીજા ચાર્લ્સના ભાઇ યાર્કના ડ્યૂક જેમ્સની કુંવરી મેરી વેરે થયાં હતાં. જેમ્સ તેનો મામો હતો ૧૬૮૫ માં ચાર્લ્સનું મરણ થયું અને જેમ્સ રાજા થયો. એણે પ્રોટેસ્ટંટ માર્ગ તજી કાથોલિક પંથ સ્વીકાર્યો હતો. કાયદા વિરૂદ્ધ વર્ત્તવાથી તેને ૧૬૮૮ માં કાઢી મૂકી તેના જમાઈ વિલિઅમ તથા તેની દીકરી મેરીને ગાદીપતિ ઠરાવ્યાં. એથી ફ્રાન્સના સામા થવાને ઇંગ્લાંડ અને હૉલંડ બંને તત્પર થયાં. આ વખતે લગભગ આખા યૂરોપમાં ફરીને વિગ્રહ જાગ્યો. એમાં ફ્રાન્સની સામા થવાને જે રાજ્યોએ મોટો સંપ કે એકો કર્યો તેનો જાણે જીવ કે ચૈતન્ય બેઉ રાજ્યોના અધિપતિ તરીકે વિલિયમ હતો. એ કામમાં કૈસર ( એટલે રાજાધિરાજ ), સ્પેનનો રાજા તથા ભિન્ન ભિન્ન જર્મન પ્રિન્સો હતા. અંતે ૧૬૯૭ ની સાલમાં રીસ્વિક નગરમાં સંધિના કરાર થયા તે પ્રમાણે લુઇસે જર્મનીમાં લીધેલાં કેટલાંક સ્થળો પાછાં આપ્યાં, પણ સ્ટ્રાસ્બર્ગ શહેર રાખ્યું. ૧૭૦૨ માં રાજા વિલિઅમનું મૃત્યુ થયું, અને ઇંગ્લાંડમાં તેને સ્થળે બીજા જેમ્સની કુંવરી આન્ન ગાદીપતિ થઈ.

**૩. સ્પેનના રાજ્યાસનને માટે વિગ્રહ.**—સને ૧૬૭૫ થી ૧૭૦૦ સુધી સ્પેનમાં બીજા ચાર્લ્સનો અમલ હતો. એના વખતમાં એ રાજ્ય વધારે નબળું પડી ગયું. ચાર્લ્સને સન્તાન ન હતાં તેથી તેની પછી ગાદીના વારસાને માટે વાંધા ઊઠ્યા, અને તે પતાવવાને કેટલાક કોલકરાર થયા. અંતે એમ ઠર્યું કે કૈસર ( રાજાધિરાજ ) ના કુંવર આર્ચડ્યૂક ચાર્લ્સને સ્પેન દેશ આપવો, અને યૂરોપમાં સ્પેનના તાબાના બાકીના મૂલકને બીજા દાવેદારોને વહેંચી

આપવો. પરંતુ ચાર્લસ મરણ પામ્યો તેવેળા તેણે ફ્રાન્સના રાજા લુઈસના પૌત્ર આંજુના ડ્યૂક ફિલિપને પોતાનું આખું રાજ્ય આપ્યું. એથી વિગ્રહ ઊઠયો. ઇંગ્લાંડ, હૉલંડ ( યુનૈટેડ પ્રોવિન્સો ), અધિરાજ્ય, બ્રાન્ડેન્બર્ગ કે પ્રુશિઆ, અને સવાય એ રાજ્યો એ વિગ્રહમાં સામિલ થયાં. માલ્બરોના ડ્યૂકના જય એમાં થયા, અને ઇંગ્લાંડને જિબ્રાલ્ટર ગઢ મળ્યો. ૧૭૧૩ માં અને ૧૭૧૪ માં યુટ્રેચમાં અને રાસ્ટાડમાં સંધિના કોલકરાર થયા. એમાં ફિલિપને સ્પેન અને ઇંડીસનો રાજા માન્યો. ઇંડીસ એટલે સ્પેનનાં સંસ્થાનો અમેરિકામાં અને પૂર્વમાં ( એશિઆમાં ) હતાં તે પણ. જિબ્રાલ્ટર ગઢ તથા મિનોર્કાબેટ એ બેને સ્પેનથી છૂટા પાડી ઇંગ્લાંડે રાખ્યા. બીજો દાવેદાર ચાર્લસ હતો તેને ૧૭૧૧ માં કેસરની પદવી અને આસ્ટ્રિઆનાં સંસ્થાનો મળ્યાં હતાં. આ કરારથી તેને નેધર્લાંડ, સાર્ડિનિઆ, નેપલ્સનું રાજ્ય તથા મિલાનની ડચીનો ભાગ એટલું મળ્યું. મિલાનની ડચીનો બાકીનો હિસ્સો અને સિસિલીનું રાજ્ય એટલું સવાયના ડ્યૂક વિક્ટર અમાડેઅસને મળ્યું. થોડા વખતમાં ૧૭૧૫ ની સાલમાં ચૌદમા લુઈસનો કાળ થયો. એણે પોતાના રાજ્યનો વિસ્તાર કર્યો, પણ તેના વિગ્રહોથી તેનું રાજ્ય નબળું પડી ગયું. વળી પ્રોટેસ્ટંટો ઉપર ધર્મસંબંધી જૂલમ કરવાથી રાજ્યને તેથીએ વધારે હાનિ થઈ. કારીગરોમાં અતિ ઉદ્યોગી માણસો હતા તેઓમાંના ઘણા ફ્રાન્સ છોડી બીજા દેશોમાં જઈ વસ્યા અને ત્યાં પોતાના હુનરો કરવા લાગ્યા.

**૪. ગ્રેટબ્રિટન અને આયર્લાંડ.**—ઇંગ્લાંડ, સ્કાટ્લાંડ અને આયર્લાંડ એ ત્રણ રાજ્યોના સંબંધને અર્થે આ સમય અગત્યનો હતો. ક્રોમ્વેલે સ્કાટ્લાંડ અને આયર્લાંડ દેશોને જીતી ઇંગ્લાંડના રાજ્ય જોડે ભેળી દીધા હતા. જ્યારે બીજા ચાર્લસને હાથ રાજ્ય આવ્યું ત્યારે સ્કાટ્લાંડ પાછું સ્વતંત્ર રાજ્ય થયું, અને આયર્લાંડ ઇંગ્લાંડને તાબે રહ્યું. સ્કાટલોક ધર્મે પ્રેસ્બિટેરિઅન એટલે પ્રોટેસ્ટંટ હતા, પણ તે-મણે ઇંગ્લાંડના ધર્મ સંપ્રદાય કરતાં વધારે સુધારા કર્યા હતા, અને તે વાસ્તે ચાર્લસ અને જેમ્સના અમલમાં તેમના ઉપર ધર્મસંબંધી

જુલમ કરવામાં આવ્યો હતો. માટે જ્યારે ઇંગ્રેજે વિલિઅમ અને મેરીને રાજા રાણી ઠરાવ્યાં ત્યારે સ્કાટલોકોએ પણ ખુશીથી તેમને પસંદ કર્યાં અને તેથી તેમને પોતાનો ધર્મ પાળવાની છૂટ મળી પણ આઇરિશ લોકો રોમન કાથોલિક હતા, તેથી તેઓ જેમ્સને વળગી રહ્યા, અને તેમને જીતવાની રાજા વિલિઅમને જરૂર પડી. રોમન કાથોલિક મત માનનારાની વિરૂદ્ધ જુલમી કાય . ઠરાવ્યા તેથી જે રાજ્યઊથલપાથલથી ઇંગ્લાંડ અને સ્કાટ્લાંડને સ્વાધીનતા મળી તેણે આયર્લંડના લોકને બંદીવાન કર્યાં. આન રાણીના અમલમાં ઇંગ્લાંડ અને સ્કાટ્લાંડ એ બે દેશોનું એક રાજ્ય કરી તેનું નામ ગ્રેટબ્રિટન પાડ્યું. ૧૭૦૭ એમ એકત્ર થયલા રાજ્યને આધીન આઇરિશ લોક રહ્યા. વિલિઅમને તથા આનને સન્તાન ન હતાં તેથી તેની પછી પ્રૉટેસ્ટંટ મત માનનાર વારસ હાનોવરનો ઇલેક્ટર જ્યોર્જ હતો. પહેલા જેમ્સની દીકરીના વંશમાંનો તે હતો. ૧૭૧૪ માં આન રાણીનું મરણ થવાથી તેને રાજ્યાસન આપવામાં આવ્યું.

**૫. जर्मनी अने हंगरी.**—આ સમયના ઘણાખરા ભાગમાં કૈસરના તખ્ત ઉપર પહેલો લિઓપોલ્ડ હતો. તેણે ૧૬૫૮ થી ૧૭૦૫ પર્યંત રાજ્ય કર્યું. એ વેળા જર્મન પ્રિન્સો પોતાની નજરમાં આવે તેમ વર્તતા હતા, અને તેઓમાંના કેટલાક કૈસર અને લુઇસના વિગ્રહોમાં લુઇસની તરફ થયા હતા. બ્રાન્ડેન્બર્ગ અને પ્રુશિઆ એ બે સંસ્થાનો ભળી જવાથી જર્મનીમાં નવા રાજ્યબળનો ઉદય થયો. ફ્રેડરિક વિલિઅમે તેને ઘણું વધાર્યું. એ મહાન્ ઇલેક્ટર કહેવાતો હતો. ૧૭૦૧ માં તેના કુમાર ફ્રેડરિકે "પ્રુશિઆનો રાજા" એ પદ ધારણ કર્યું. તેની પછીના રાજા ફ્રેડરિક વિલિઅમ પહેલાએ પ્રુશિઆની ફોજને ઘણી જોરાવર કરી. ૧૬૮૩ માં તુર્કસેનાએ વિએના નગરપર ઘેરો ઘાલ્યો. પોલાંડના રાજા જૉન સોબિએસ્કીએ તથા લૉરૅનના ડ્યૂક ચાર્લસે તેને પાછી હઠાવી. તુર્કોને હંગરીમાંથી કાઢી મૂક્યા, અને ૧૬૮૭ માં તે રાજ્ય આસ્ટ્રિઆના રાજ્યકુળને વંશપરંપરા મળ્યું. લિઓપોલ્ડની, તેની પછી ૧૭૦૫ માં ગાદીએ આવેલા જોસેફની, ૧૭૧૧ થી ૧૭૪૦ લગી ગાદીએ રહેલા છઠ્ઠા ચાર્લસની

કારકીર્દીઓમાં તુર્કો સાથે કેટલાક વિગ્રહો થયા. ૧૭૧૮ માં પાસ્સારો વિટ્સ નગરમાં સંધિના કરાર થયા ત્યારે તેઓ બંધ પડી એ વેળા સેર્વિઆ પ્રાંતનો કેટલોક ભાગ અને બેલ્ગ્રેડ શહેર તુર્કોએ આપ્યાં.

**૬. इटाली.**—હવે ઈટાલીમાંના સવાયની ડચી અને વેનિસનું પ્રજાસત્તાક રાજ્ય એ બેને માત્ર કાંઇક ઇતિહાસ છે. પરરાજ્યના અધિકારીઓની નજરમાં આવ્યું તેમ બીજાં સંસ્થાનોની ફેરબદલી થઇ, અને પાંચમા ચાર્લસને હાથ ઈટાલીનું જેટલું અધિપતિપણું હતું તેટલું લગભગ યુટ્રેચના કરારથી કૈસર છઠ્ઠા ચાર્લસને મળ્યું. પણ સવૉય વૃદ્ધિ પામતું હતું. પ્રત્યેક વિગ્રહમાં તેના ડ્યૂકો થોડા ઘણા સામિલ થતા અને દરેક સંધિમાં તેમને કાંઈક મળતું. એમ યુટ્રેચની સંધિના કરારથી તેના ડ્યૂક વિક્ટર આમાડેઅસને મિલાનની ડચીનો કાંઇ ભાગ મળ્યો, અને સિસિલી બેટનો તે રાજા થયો. એ દર્મિયાન વેનિસનું બળ બહુ કમી થવા લાગ્યું હતું, તથાપિ તેણે તુર્કીરાજ્યની સામે બાથ ભીડવી જારી રાખી હતી. ૧૬૪૫ થી ૧૬૬૯ સુધી કાન્ડિઆનો વિગ્રહ ચાલ્યો. ક્રીટબેટના કાન્ડિઆ નગરનો ઘેરો લાંબા વખત પર્યંત ચાલ્યો તેપરથી એ ઝઘડાનું નામ કાન્ડિઆનો વિગ્રહ પડયું. એ બેટ વેનિસના કબજામાંથી આ વેળા ગયો, પરંતુ ૧૬૮૪ માં ફ્રાંસેસ્કો મોરોસિનિની સરદારી નીચે વેનિસની ફોજે આખો પેલોપોન્નેસોસ પ્રાંત જીતી લીધો અને ૧૭૧૫ લગી કબજે રાખ્યો, તે વારે તુર્કોએ તે દ્વીપકલ્પને પાછો જીતી લીધો, અને સાત યુનાની (એઓની) ટાપુઓ તથા અલ્બાનિઆના કાંઠા ઉપર એક બે સ્થળોવિના વેનિસને હાથ ગ્રીક રાજ્યમાંનું બીજું કાંઈ રહ્યું નહિ.

**૭. उत्तर यूरोप.**—ગસ્ટાવસ અડોલ્ફસે સ્વીડનને યૂરોપમાં જે પદવીએ ચડાવ્યું હતું તે તેણે સત્તરમા સૈકાના પાછલા અર્દ્ધ ભાગમાં જાળવી રાખી. તેને જર્મનીમાં નવો મૂલક મળ્યો તે ઉપરાંત ૧૬૬૦ માં ઓલિવાની સંધિના કરારથી લગભગ બધો લિવોનિઆ પ્રાંત તથા ઉત્તર દ્વીપકલ્પમાં ડેન્માર્કનો જે ભાગ હતો તે તેને મળ્યો. જેમ ૧૬૬૦ થી ડેન્માર્કના રાજાનો અધિકાર સ્વચ્છંદી થયો હતો તેમ ૧૬૮૨ થી સ્વીડનના રાજાનો થયો. હવે ૧૬૯૭

માં પ્રખ્યાત બારમો ચાર્લ્સ સ્વીડનના રાજ્યાસને બેઠો. તેણે પોતાની શક્તિ ઉપરાંતનાં પરાક્રમો કરવાનો યત્ન કર્યો. ડેન્માર્ક, પોલાંડ અને રૂશિઆ એ ત્રણે તેના ઉપર એક વખતે ચડાઈ કરી. આ વેળા નામાંકિત મહાન્ પીટર રૂશિઆનો અધિપતિ હતો. પોલાંડનો કેટલોક ભાગ સ્વીડને તથા તુર્કીએ (યૂરોપી તુર્કસ્તાને) જીતી લીધો હતો; પણ તેના રાજા જૉન સોવિએસ્કીએ તેને ફરીને વૃદ્ધિ પમાડયું હતું. તેનું મરણ થવાથી તેને ઠામે સેક્સનીનો ઈલેક્ટર ફ્રેડરિક આગસ્ટસ નીમાયો હતો. એ જબરો આગસ્ટસ કહેવાતો હતો. ચાર્લ્સે પ્રથમ ડેન ફોજને હરાવી, ત્યારપછી નાર્વાના સંગ્રામમાં રૂશ સેનાનો પરાજય કરી તે પોલાંડપર ચડયો. ૧૭૦૪ માં તેણે આગસ્ટસને હરાવી પોલાંડમાંથી કાઢી મૂકયો અને ત્યાંના લોકને બીજો રાજા નીમવાની જરૂર પાડી. એ નવા રાજાનું નામ સ્ટાનિસલોસ લેસ્ઝિંસ્કી હતું, પણ પુલ્ટોવાના રણમાં ચાર્લ્સને રૂશ લશ્કરે હરાવ્યો તેવારે તેને તુર્કીમાં નાશી જવું પડયું. ત્યાંથી તે સ્વરાજ્યમાં આવ્યો અને આખરે ૧૭૧૮ માં નાર્વેના ફ્રેડરિકશાલમાં તે માર્યો ગયો. તેની ગાદી તેની બેન ઉલ્રિકાને મળી. તેના અમલમાં સલાહ થઇ તેમાં સ્વીડને મૂલક ખોયો. લિવોનિઆ તથા બીજા રૂશિઆના પ્રાંતો પાછા આપવા પડ્યા, અને જર્મનીમાં તેને હાથ જે મૂલક હતો તેમાંનો ઘણોખરો ગયો. ગાદીપતિનો અધિકાર પણ ઘણો ઓછો થઇ ગયો. આ સમયથી સ્વીડન અને પોલાંડ મોટાં રાજ્ય ગણાતાં બંધ પડ્યાં.

૮. **તુર્કીરાજ્ય.**—તુર્કોએ આ સમયમાં કેટલોક મૂલક જીત્યો, તથાપિ સામટે મેળે જોતાં તેઓની બધી તરફ પડતી થવા માંડી હતી. તેમણે જીતેલી પ્રજાઓને માથે છોકરાવેરો નાંખ્યો હતો. દરેક ઘરના સર્વેથી જબરા અને બુદ્ધિમાન છોકરાને લેઇ પોતાના મુસલમાન ધર્મમાં ઉછેરતા. એ છોકરા પછી સુલતાનના મુખ્ય નોકર થતા, અને જાનિસરી નામે લશ્કર એ છોકરાનું બનેલું હતું. તુર્કી ફોજનું મોટું બળ એ લશ્કર હતું. તુર્કી રાજ્યશક્તિ નબળી પડવાનું મુખ્ય કારણ એ કર બંધ કર્યો તે હતું. ગ્રીક, સ્લાવ, અને

બીજી જીતેલી પ્રજાઓનું બળ એ રીતે સુલતાન બાજાઝેટના વખતથી તે પ્રજાઓની વિરૂદ્ધ વાપરવામાં આવતું. પણ જ્યારથી રૈયતના છોકરા લેવાનો કર બંધ કર્યો ત્યારથી જાનિસરી લોક એક વંશપરંપરા નાત બની, અને સુલતાનને સારા સિપાઇઓ અને ડાહ્યા મસલતદારો મળ્યા નહિ. લાંબો વખત ગયા પહેલાં આધીન પ્રજાઓ સ્વાધીન થવાનો વિચાર કરવા લાગી.

**૯. પરદેશોમાં યૂરોપી વસ્તી અને થાણાં.**—મહાસાગરની પેલીમેર યૂરોપી વસ્તી થવા લાગી. વિશેષે કરીને બે મોટી પ્રજાઓ સમુદ્ર ખેડનારી હતી, ઇંગ્લાંડ અને હાલંડ, તેઓમાંના લોક નવા વાસમાં જતા હતા. ઇંગ્રેજોનાં સંસ્થાનો એક પછી એક વસ્યાં તેઓમાંનું છેલ્લું જ્યોર્જિઆ ૧૭૨૩ માં વસ્યું, તે સુદ્ધાં તેર સંસ્થાનો થયાં. તેઓમાં જે મુખ્ય હતાં તેઓમાંના નવા યોર્કમાં પ્રથમ ઇંગ્રેજ વસેલા ન હતા. તેમાં પ્રથમ હોલંડના લોક વસ્યા હતા. તેનું મૂળ નામ નવું નેધર્લાંડ હતું અને તેની રાજ્યધાનીનું નામ નવું આમ્સ્ટર્ડામ હતું. પણ બીજા ચાર્લસના અમલમાં તેને ઇંગ્લાંડે જીતી લીધું, અને યાર્કના ડ્યૂક જેમ્સ (પાછળથી બીજો જેમ્સ રાજા) ના નામપરથી નવા આમ્સ્ટર્ડામનું નામ નવું યાર્ક પાડ્યું. જ્યારે ફ્રાન્સ અને ઇંગ્લાંડની વચ્ચે વિગ્રહ થાય ત્યારે તેઓનાં અમેરિકાનાં સંસ્થાનોની વચ્ચે પણ થાય. ૧૭૧૩ ની સાલમાં યુટ્રેચની સંધિથી ફ્રાન્સનું આકાડિઆ સંસ્થાન ઇંગ્લાંડને મળ્યું. એ સંસ્થાનને નોવાસ્કોશિઆ ( નોવાસ્કોડિઆ ) કહેતા; પણ તે પછી થોડા વખતે મિસ્સિસ્સિપ્પી નદીને કિનારે ફ્રાન્સે નવું ઓર્લીન્સ વસાવ્યું. એ દર્મિયાન ઇંગ્લાંડનાં થાણાં હિંદમાં થવા માંડ્યાં હતાં; પણ હજુ સુધી પોર્ટુગીજ, વલંદા, ફ્રેંચ અને ડેન્સ વેપારીઓના જેવા ઇંગ્રેજ માત્ર વેપારી હતા. ઇંગ્રેજ તેઓ કરતાં ઘણી વૃદ્ધિ પામ્યાછે તે છતાં તેઓમાંના કેટલાકનાં થાણાં રહ્યાંછે. પહેલા જેમ્સ રાજાના સમયમાં ઇસ્ટ ઇંડિઆ કમ્પની નામે વેપાર કરનારી મંડળી સ્થાપન થઇ; વેપારમાંથી હળવે હળવે રાજ્ય ઉત્પન્ન થયું. સત્તરમા સૈકાના અંત સૂધીમાં કલકત્તા, મુંબાઈ, અને મદ્રાસ એ ત્રણ મુખ્ય

થાણું ઇંગ્લાંડે સ્થાપન કર્યાં હતાં. હિંદની પૂર્વે મોટા બેટો છે તેઓની જોડે ઇંગ્લાંડને ઝાઝો સંબંધ ન હતો. ત્યાં મુખ્ય અધિકારીઓ વલંદા અને સ્પાનિશ લોક હતા.

**૧૦. उपसंहार.**—આ સમયમાં સ્પેનના રાજ્યબળની પડતી થતાં થતાં અંતે તે મોટા રાજ્યના કકડા થઈ ગયા. સ્પેનને ઠામે ફ્રાન્સ આગેવાન રાજ્ય બન્યું, અને તેની શક્તિ એટલી બધી વધી કે તેને અટકાવવાને કેટલાંક રાજ્યોને એકો કરવો પડ્યો. યુરોપના રાજકાજમાં ઇંગ્લાંડે ત્રીજા વિલિઅમના અમલમાં ઊંચું આસન મેળવ્યું. વળી તેણે અમેરિકામાં પોતાની વસ્તી મસ વધારી, અને હિંદમાં રાજ્ય સ્થાપવાનો આરંભ કર્યો. પાદશાહી ( અધિરાજ્ય ) માત્ર નામની રહી હતી; પરંતુ આસ્ટ્રિઆના ભૂપતિ તરીકે કૈસરોને નેધર્લાંડમાં અને ઇટાલીમાં લાભ થયો હતો, અને હંગરીના રાજા તરીકે તુર્કોથી તેની સરસી થઇ હતી. નવા પ્રુશિઆના રાજ્યરૂપે બીજાું મોટું જર્મન રાજ્ય વૃદ્ધિ પામવા લાગ્યું હતું. સવાય અને વેનિસ બાદ કરતાં બાકીનો ઇટાલી દેશ મરણ પામ્યો હતો. સવાયનું રાજ્ય વધ્યું જતું હતું અને તુર્કોની સામે વેનિસ બહાદુરીથી ટકી રહ્યું હતું. તુર્કોએ આ વેળા કેટલીક ભૂમિ જીતી, તથાપિ પૂર્વે તેમનાથી બીજાં રાજ્યોવાળા ભય પામતા હતા તે બંધ પડવા લાગ્યું. મોટાં બળવાન રાજ્યોની પંક્તિમાંથી પોલાંડ અને સ્વીડન હેઠે પડ્યાં, અને સ્વીડન, પોલાંડ તથા તુર્કસ્તાનના તાબાના મૂલકો જીતી રૂશિઆ ઉદય પામ્યું. વિદ્યાની અને ગ્રંથોની વૃદ્ધિમાં ફ્રાન્સ અને ઇંગ્લાંડ એ સમયમાં બેશક શ્રેષ્ઠ હતાં.

---

## प्रकरण ११ मुं.

## बुर्बोन राज्योनो संप.

**१. फ्रान्स अने स्पेन.**—વૃદ્ધિ પામી રૂશિઆ મોટાં બળવાન રાજ્યને હરોળે ચડ્યું, અને પ્રુશિઆના વૃદ્ધિ પામતા રાજ્યની અને

આસ્ટ્રિઆના રાજ્યની વચ્ચેની સ્પર્દ્ધા એ આ વખતના સ્થાયી બનાવો હતા. જર્મનની સાંપ્રત કાળની વ્યવસ્થા એ પાછલામાંથી ઉત્પન્ન થઇ છે. પણ ફ્રાન્સ અને સ્પેનના બુર્બોન ભૂપતિઓએ એ સમયના વધારે મોટા ભાગમાં ઘાડો એકો કર્યો હતો તેથી અને તેઓ ગ્રેટબ્રિટન સામે નિરંતર હરીફાઈ કરતા હતા તેથી એ સમય તે વેળા વિશેષ પ્રખ્યાત હતો. એ હરીફાઈ મુખ્યત્વે એ ત્રણ રાજ્યોના પરમૂલકોમાં વસાવેલાં સંસ્થાનોમાં અને દૂરના દેશોમાં જીતેલાં સ્થળોમાં થઈ તેથી તે ભાગોમાં ઘણા ફેરફાર થયા—ઇંગ્લાંડના મોટા નૌકાબળની સ્થાપના થઈ, હિંદમાં બ્રિટિશ રાજ્યનો પાયો નાંખવામાં આવ્યો, અને અમેરિકામાં યુનાઇટેડસ્ટેટ્સ નામે સ્વતંત્ર રાજ્ય સ્થાપન થયું. પણ આ વખતને આરંભે એક વિગ્રહ થયો તેમાં ઇંગ્લાંડે અને ફ્રાન્સે એકો કરી બંને સ્પેનની સામે વઢ્યાં; પણ ત્યારપછીના વિગ્રહોમાં ઇંગ્લાંડની સામે ફ્રાન્સ અને સ્પેન હમેશ જોડાયલાં હતાં.

૨. **आस्ट्रिआनुं राज्यकुळ.**—યૂરોપની અંદરના રાજ્યકાજનું મધ્યસ્થળ હવે અધિરાજ્ય ન હોતાં આસ્ટ્રિઆનું પાદશાહી કુળ હતું. કેટલાક વખત લગી આસ્ટ્રિઅન અને બુર્બોન રાજ્યકુળોની વચ્ચે સ્પર્દ્ધા ચાલુ રહી, પણ સ્પેન આ વેળા આસ્ટ્રિઅન ન હોતાં બુર્બોન હતું. ઈટાલીમાંનો સ્પેનના તાબાનો મૂલક તેને હાથથી ગયો હતો તે પાછો જીતી લેવાને સ્પેનના પાંચમા ફિલિપ રાજાના વજીર કાર્ડિનલ આલ્બેરોનીએ વિગ્રહ ઉઠાવ્યો હતો તેમાં તેની સામે ઇંગ્લાંડ અને ફ્રાન્સ એકઠાં થઇ વઢ્યાં. એ ઝઘડાથી સ્પેનને કાંઈ મળ્યું નહિ. કૈસરે અને સિસિલીના રાજાએ પોતપોતાના ઇટાલીમાંનાં રાજ્યોની અદલબદલ કરી તેણે કરીને બે સિસિલીઓનો રાજા કૈસર થયો, અને સવાયનો ડ્યૂક સિસિલીનો રાજા હતો તે ટળી સાર્ડિનિઆનો રાજા થયો. તેજ સાલમાં કૈસર છટ્ઠા ચાર્લસે પાદશાહી ફરમાનથી પોતાને વંશપરંપરાના હક્કથી મળેલા સઘળા મૂલકની વારસ પોતાની કુમારી મારિઆ ( મરાયા ) થેરેસાને ઠરાવી. એ ફરમાનનું નામ 'પ્રાગ્માટિક સાંક્શન' હતું; પણ પોલાંડનેસારૂ રાજા ચુંટવા સંબંધી

૧૭૩૩ માં વિગ્રહ ઊઠયો તેમાં એક તરફ કૈસર અને તેની સામે બંને બુર્બોન રાજ્યો હતાં, તેનું પરિણામ એ થયું કે આસ્ટ્રિઆએ તેનો ઈટાલીનો કેટલોક મૂલક ખોયો. સ્પેનના બુર્બોન રાજ્ય કુટુંબની નાની શાખાને બે સિસિલીઓનું રાજ્ય આપવામાં આવ્યું, અને સાર્ડિનિઆને મિલાન પ્રાંતમાંનો કેટલોક ભાગ વળી મળ્યો. વળી એવું પણ ઠર્યું કે પોલાંડનો રાજા સ્ટાનિસ્લાઉસ હતો તે જીવતાસુધી લોરેનની ડચી ઉપર અમલ કરે, અને તેનું મરણ થયે તે ડચી ફ્રાન્સને મળે. લોરેનના ડ્યૂક ફ્રાન્સિસને તેની ડચીને સાટે ટસ્કનીની ડચી આપી. એ ડ્યૂક મારિઆ થેરેસાને પરણ્યો હતો. લોરેન પ્રાંત એમ ફ્રાન્સને મળવાથી અધિરાજ્યને તથા આસ્ટ્રિઆના રાજ્યકુટુંબને હાનિ થઈ, અને છઠ્ઠા ચાર્લસની કારકીર્દીના કેટલાક વખતમાં આસ્ટ્રિઆની શક્તિ ઘણી હતી તે તેના મરણ પહેલાં ઘટી ગઈ.

**૩. આસ્ટ્રિઆ અને પ્રુશિઆ.**—છઠ્ઠો ચાર્લસ ૧૭૪૦ માં મરણ પામ્યો, અને તેને તેના પૂર્વજોથી વારસામાં મળેલા દેશો,–હંગરી, બોહિમિઆ, આસ્ટ્રિઆ, ઇત્યાદિ,–તેની કુંવરી મારિઆ થેરેસાને પ્રાપ્ત થયા. તે બાઈ હંગરીની રાણી કહેવાતી. બે વરસ લગી કૈસર નીમાયો નહિ, અને તે દર્મિયાન બવેરિઆના ઇલેક્ટર ચાર્લસે આસ્ટ્રિઆના રાજ્યકુળના સઘળા મૂલકોપર દાવો કર્યો. પ્રુશિઆના રાજા બીજા ફ્રેડરિકે સિલેશિઆ પ્રાંતપર દાવો કર્યો અને તે જીતી લીધો. એ રાજા મહાન્ ફ્રેડરિક કહેવાય છે. ૧૭૪૨ માં બવેરિઆનો ઇલેક્ટર કૈસર નીમાયો. ઇંગ્લાંડ, સાર્ડિનિઆ અને હોલંડ એ ત્રણ હંગરીની રાણીની વહારે ચડયા, અને ફ્રાન્સે તથા સ્પેને તેના દુશ્મનને સહાય કરી. અંતે ફ્રેડરિક લગભગ આખો સિલેશિઆ રાખી શકયો, અને મારિઆ થેરેસાને કબજે તેના બાપદાદાના બાકીના મૂલકો રહ્યા, અને સાતમા ચાર્લસનો ૧૭૪૫ માં કાળ થયો તેવારે તેનો વર ડ્યૂક ફ્રાન્સિસ કૈસર નીમાયો. મારિઆ થેરિસા પંડે હંગરી અને બોહિમિઆની રાણી તથા કૈસરની પત્ની હોવાથી કૈસર રાણી કહેવાતી, તેના લગ્ને કરીને આસ્ટ્રિઆના મૂલકો તથા

અધિરાજ્ય નવા કુળને–લોરેન કુળને–પ્રાપ્ત થયાં. ૧૭૫૬ માં પ્રુશિઆ અને કૈસરી–રાણીની વચ્ચે વિગ્રહ ઊઠ્યો તે સાત વરસનો વિગ્રહ કહેવાય છે. એ વેળા ફ્રાંસ આસ્ટ્રિઆના પક્ષમાં, ને રૂશિઆ, પોલાંડ, અને સ્વીડન પણ તેજ તરફ હતાં. માત્ર ઇંગ્લાંડે પ્રુશિઆને મદદ કરી. આ વિગ્રહમાં લગભગ એકલા પડેલા ફ્રેડરિકે પોતાનું મોટું યુદ્ધચાતુર્ય દેખાડ્યું. ૧૭૬૨ માં રૂશિઆના ઝાર ત્રીજા પીટરે રાણીનો પક્ષ તજી, પ્રુશિઆને સહાય કરી. ૧૭૬૫ માં કૈસર ફ્રાન્સિસનો કાળ થવાથી તેનો કુમાર જોસેફ કૈસર નીમાયો, અને તેણે તથા તેની મા કૈસર રાણીએ મળી તેમના કુળનાં સંસ્થાનોપર અમલ કર્યો. ૧૭૮૦ માં તે રાણીનો કાળ થવાથી જોસેફ એકલાએ રાજ્ય કર્યું. તે સુધારો કરનાર હતો, પણ પોતાના રાજ્યના પુરાતન કાયદા અને રિવાજોનું માન્ય ન રાખવાથી તેણે ઘણીવાર ફાયદા કરતાં વધારે નુકસાન કર્યું. ૧૭૮૪ માં તેની પાછળ તેનો કુમાર બીજો લેઓપોલ્ડ તેનો અધિકાર પામ્યો, અને લેઓપોલ્ડની પછી ૧૭૯૨ માં છેલ્લો કૈસર બીજો ફ્રાન્સિસ રાજ્યાસને આવ્યો.

**૪. ગ્રેટબ્રિટન.**—આ સમયમાં ગ્રેટબ્રિટનની ગાદીએ પરદેશી રાજા હતા, અને સદા પારકા વિગ્રહોમાં તે સામિલ થતું. પહેલા અને બીજા જ્યોર્જની સામે બીજા જેમ્સનો કુંવર રાજ્યગાદીનો દાવો કરતો હતો તેને મદદ કરનારાં જે રાજ્યો હતાં તેઓની સામે એમાંના કેટલાક વિગ્રહોમાં ગ્રેટબ્રિટનને થવું પડ્યું. ૧૭૧૫ માં ચૌદમા લુઇસે તેની કારકીર્દીની અંતની વેળાએ દાવો કરનાર શાહજાદાને રાજા જ્યોર્જ પાસેથી રાજ્ય જીતી લેવાના પ્રયત્નમાં ઉત્તેજન આપ્યું. એ બંડ નિષ્ફળ ગયું. પંદરમા લુઈસ રાજાના અમલના આરંભમાં ઓર્લીન્સનો ડયૂક રીજંટ ( રાજાની વતી રાજ્ય ચલાવનાર ) હતો અને ફ્રાન્સ તથા કૈસર ચાર્લસની જોડે મળી ઇંગ્લાંડ સ્પેનની સામે વઢતું હતું તેવારે સ્પેન અને સ્વીડનના બારમા ચાર્લસે દાવો કરનાર રાજકુમારને સહાય કરી. વળી ૧૭૩૯ માં બીજો જ્યોર્જ રાજ્યાસને હતો તેવારે તેને અને તેના પ્રધાન સર રોબર્ટ

વાલ્પોલને સ્પેનજોડે વિગ્રહ કરવાની જરૂર પ્રજાએ પાડી. આ-સ્ટ્રિઆની રાજગાદીનેસારૂ જે વઢવાડ થઈ તેમાં તથા સાત વર્ષના ઝઘડામાં ઇંગ્લાંડ સામિલ હતું. એ વિગ્રહોમાં ઇંગ્લાંડ અને ફ્રાન્સ સામસામાં હતાં. એ વેળા ૧૭૪૫ માં મરહુમ દાવાદારના કુમાર ચાર્લ્સ એડ્વર્ડે તેના પિતાની પેઠે બળવો ઊઠાવ્યો, પણ કુલ્લોડન (ક્લાડન) ના રણમાં તેનો પરાભવ થયો. આ વિગ્રહ મુખ્યત્વે સમુદ્રમાં અને અમેરિકામાં ચાલ્યો તેમાં ઇંગ્લાંડને ઘણા જય મળ્યા; તથા કાનાડા જીતાયો. એ વેળા રાજ્યકારભાર ચલાવનાર વિલિઅમ પિટ્ટ હતો. એને પછી ' ચાથમનો અર્લ ' એવો ઇલકાબ મળ્યો. એ પછી થયેલા વિગ્રહમાં ઉત્તર અમેરિકામાંની ઇંગ્રેજી વસ્તીનાં સંસ્થાનો સ્વતંત્ર થયાં. ૧૭૬૦ માં ત્રીજો જ્યોર્જ રાજા થયો તેના વખતમાં એ બનાવ બન્યો. ૧૭૮૨ માં આયર્લાંડ ગ્રેટબ્રિટનથી સ્વતંત્ર રાજ્ય થયું, તે એવી રીતે કે તે બેનો રાજા એક પણ પાર્લ-મેંટ સભા બહુની નોખી.

૫. **फ्रान्स.**—ચૌદમા લુઈસની પછી તેનો પડપૌત્ર પંદરમો લુઈસ ગાદીએ બેઠો તે વેળા તે પણ બાળક હતો, અને તેની કાર-કીર્દી લાંબા વખત લગી પહોંચી. ૧૭૭૪ લગી એના અમલમાં ફ્રાન્સનો મૂલક બે જગ્યાએ વધ્યો. ૧૭૬૬ માં સ્ટાનિસ્લાઉસના મરણથી લોરેનની ડચી મળી. એમ ત્રણ બિશોપ્રિકો અને એલ્સા-સ્સની ભૂમિ મળવાથી અધિરાજ્યમાંથી ફ્રાન્સને લગોલગ એકઠો મળેલો મૂલક પ્રાપ્ત થયો. વળી એ સમયે ઈટાલીનો કાર્સિકાબેટ ફ્રાન્સને મળ્યો તે જેનોઆને તાબે હતો. પ્રખ્યાત પુરૂષ પાઓ-લિની સરદારી નીચે કાર્સિકાના લોકે સ્વતંત્ર થવાની કોશીશ કરી; પણ ૧૭૬૮ માં જેનોઆએ પોતાનો હક્ક ફ્રાન્સને દીધો, અને ફ્રેંચ ફોજે તે બેટ જીતી લીધો. આ બધા વખતમાં ફ્રાન્સની પંડની અં-દરની અવસ્થા વધારે વધારે બિગડતી જતી હતી. પણ પંદરમા લુ-ઇસના અમલમાં તોફાન ઊઠ્યું નહિ, તેના પૌત્ર ૧૬ મા લુઈસના વખતમાં ઊઠ્યું.

૬. **स्पेन.**—પાંચમા ફિલિપના વખતથી આગળ ચાલતાં સ્પે-

નની અંદરથી અને બહારથી ઘણી ચડતી થઇ. ઇટાલીમાં તેને તાબે મૂલક હતો તે ખોવાથી અને તેનું વિખરાયલું બળ એકઠું થઇ સંગીન પ્રજાબળ બનવાથી એમ થયું એમાં ભાગ્યે શક આણી શકાય. પોર્ટુગાલનું નામ આ સમયમાં થોડુંજ સાંભળવામાં આવતું. સાત વર્ષના ઝઘડાના પાછલા ભાગમાં ફ્રાન્સ અને સ્પેને મળી તે દેશપર સ્વારી કરી, કેમકે તે ઇંગ્લાંડનો સાથી હતો; ઇંગ્રેજની મદદથી પોર્ટુગીજ લોકે તેમને કાઢી મૂક્યા.

૭. **ઇટાલી**.—આ વખતની પહેલાં ઈટાલી દેશ પરદેશીઓના પગ નીચે જેવો ચંપાયલો હતો તેવો આ વખતમાં ન હતો. તેમાંની ઠકરાતો એક ઠાકોરની કનેથી લેઇ બીજાને આપવામાં આવતી ખરી, અને તેમાંનાં પ્રજાસત્તાક રાજ્યો હવે કાંઇ લેખામાં ન હતાં. માત્ર ૧૭૪૬ માં થોડા વખત લગી જેનોઆએ દમ દર્શાવ્યો. તેના કિલ્લામાં આસ્ટ્રિઆનું લશ્કર હતું તેને હઠાવી કહાડયું, અને જેનોઆની સામે કાર્સિકાના લોકે બંડ કર્યું. તોપણ યુટ્રેચની સંધિ પછીનો થોડો કાળ બાદ કરતાં, સ્પેનના અમલમાં જેમ દેશ એક પરદેશી રાજાને કેવળ આધીન હતો તેમ આ સમયે ન હતો. ઘણીક ફેરબદલી થયા કેડે ૧૭૪૮ માં ઇટાલીમાંનાં સંસ્થાનો સ્થાયી થયાં. મિલાનની ડચીનો કેટલોક ભાગ આસ્ટ્રિઆએ રાખ્યો. સાર્ડિનિઆના રાજાને તેમાંનો બીજો ભાગ મળ્યો, અને મેડિસિકુળનો અંત આવ્યાથી લોરેનના ફ્રાન્સિસને, કૈસર ફ્રાન્સિસ પહેલાને, ટસ્કનીની ગ્રાંડ ડચી મળી. ૧૭૬૫ માં તેની પછી તેના કુંવર લેઓપોલ્ડને મળી તેણે તેનું ભલું થાય તેવું ઘણું કર્યું. એ શાહજાદો આગળ જતાં કૈસર થયો. સ્પેનને પોતાને કાંઈ મૂલક મળ્યો નહિ, તથાપિ સ્પેનના ચાર્લ્સ નામે રાજકુમારને બે સિસિલીનું રાજ્ય મળ્યું. એ કુંવર આગળ સ્પેનનો રાજા થયો. સ્પેનના એક બીજા શાહજાદાને પાર્મા અને પિઆસેન્ઝાની ડચીઓ મળી. એમ એ વેળા યૂરોપમાં ચાર બુર્બોન રાજ્યકુમારો હકૂમત કરતા હતા.

૮. **નેધર્લૅડ**.—આ દેશના એક ભાગમાં હાલંડનું ( યુનૈટેડ પ્રાંતોનું ) પ્રજાસત્તાક રાજ્ય હતું, તેનું કૌવત દિવસે દિવસે ઘટતું ગયું.

ગ્રેટબ્રિટનને હાથ તેનો વેપાર ગયો તે એમ થવાનું મુખ્ય કારણ હતું. સાત વરસના વિગ્રહમાં તે હંગરીની રાણીના પક્ષમાં હતું તેથી ફ્રાન્સે તેના ઉપર ચડાઇ કરી હતી. આ વખતે, ૧૭૪૭ માં ઑરેંજના પ્રિન્સોને વંશપરંપરા સ્ટાડહોલ્ડર ઠરાવવામાં આવ્યા. આ સમયને અંતે એ પ્રજાસત્તાક સંસ્થાન છેક નાનમ પામ્યું હતું; અને લગભગ પ્રુશિઆને આધીન થયું હતું. નેધર્લાંડના જે પ્રાંતો સ્પેનના હોઈ આસ્ટ્રિઆના તાબામાં આવ્યા હતા તેઓમાં કૈસર બીજા જોસેફે જે વિકાર આ કાળના છેલ્લા ભાગમાં કર્યા તેથી ત્યાં ફિતૂર ઊઠ્યાં.

**૯. उत्तर यूरोप.**—સ્કાંડિનાવિઆના રાજ્યોનું, વિશેષે કરીને સ્વીડનનું, વજન હાલંડની પેઠે ઘટી ગયું. સ્વીડનને રૂશિઆ સાથે ઝઘડા થયા, અને ૧૭૪૩ માં તેને ફિન્લાંડના અખાતને કાંઠે આવેલો કારેલિઆ પ્રાંત આપી દેવો પડ્યો. ૧૭૨૦ પછી રાજ્યની લગામ લગભગ ઉમરાવોને હાથ ગઇ. ૧૭૭૨ માં રાજાનો અધિકાર પુનઃસ્થાપન થયો. એ સમયમાં ડેન્માર્કના રાજા કુલ અખત્યારી હતા, પણ દેશમાં આબાદી હતી અને રાજ્યનું દરિયાઇ બળ વધ્યું. આ વખતમાં સ્લેસ્વિક અને હોલ્સ્ટીનની ડચીઓ રાજ્યગાદીની માલિકીમાં આવી. હોલ્સ્ટીનની ડચી અધિરાજ્યમાંની જાગીર હતી, પણ સ્લેસ્વિક સ્વતંત્ર ડચી હતી.

**૧૦. रुशिआनी वृद्धि.**—પરંતુ આ સમયે રૂશિઆ વૃદ્ધિ પામી યૂરોપનાં મોટાં રાજ્યોના વર્ગમાં આવ્યો તેને માટે, બીજા ફેરફારોથી આ કાળ વધારે જાણીતો છે. આ કામ કરનાર મુખ્યત્વે મહાન્ પીટર હતો. તેણે ૧૬૮૨ થી ૧૭૨૫ સુધી રાજ્ય કર્યું. તેણે પોતાના રાજ્યમાં ઘણા સુધારા કર્યા અને રૂશિઆની શક્તિમાં ઘણો વધારો કર્યો. શ્વેત સમુદ્રને કિનારે આર્ચૅંજલ સિવાય રૂશિઆને બીજું બંદર ન હતું, પણ કાળા સમુદ્રને કાંઠે અઝોફનું બંદર તુર્કોને તાબે હતું તે પીટરે ૧૬૯૬ માં જીતી લીધું. પછી લિવોનિઆ પ્રાંત તેણે જીત્યો તથા સ્વીડન પાસેથી લીધેલા પ્રાંતોવડે રૂશિઆને બાલ્ટિક સમુદ્રનો કિનારો હાથ આવ્યો. એ કાંઠે પીટરે પોતાની નવી

રાજ્યધાની સેંટ પીટર્સ્બર્ગ વસાવી. એમ ત્રણ યૂરોપી દરિયાપર રૂશિઆનાં બંદરો થયાં અને ઇરાનના તાબાનો મૂલક લેઇ કાસ્પિઅન સમુદ્ર ઉપર પણ પોતાનું બળ વધાર્યું. "બધા રૂશિઆઓનો કૈસર" એવું પદ તેણે ધારણ કર્યું; જર્મન રાજાઓ હજી રોમન રાજ્યનો કૈસર ઇલકાબ ધારણ કરતા હતા તેમને એથી માઠું લાગ્યું, તે ઉપરાંત પોલાંડના કબજામાં રૂશ મૂલક હતો તે ઉપર તે દાવો રાખેછે એવું તેપરથી અનુમાન થયું. પીટરની પછી થોડાક પરાજય થયા છતાં રૂશિઆની શક્તિ વધતી ગઇ. રાજ્યગાદી કોઈ પૂર્ણ નક્કી કાયદા પ્રમાણે કોઈને મળતી નહિ, પણ વખતે વશિયતનામાને રૂએ કોઇને મળતી, વખતે રાજ્યની ઊથલપાથલથી (બંડથી) મળતી, અને ઘણીકવાર સ્ત્રીઓ ગાદીપતિ થતી. પીટરની પછી તેની વિધવા કાથરૈન ગાદીપતિ થઇ, અને ત્યારપછી થોડા વખતમાં તેની ભત્રીજી આન્નને રાજ્યાસન મળ્યું. પછી તેની (પીટરની) કુંવરી ઈલિઝાએથ ગાદીએ બેઠી, અને ૧૭૬૨ માં ૩ જા પીટરનું ખૂન થયાપછી તેની (૩ જા પીટરની) રાણી બીજી કાથરૈન ગાદીપતિ થઈ. એ બાઈએ ૧૭૯૬ પર્યંત રાજ્ય કર્યું. તુર્ક લોકના કબજાનો ઘણોજ મૂલક જીતી લેઇ તેણે રૂશ રાજ્યનો વિસ્તાર વધાર્યો, તથા ક્રિમીઆ નામે દ્વીપકલ્પ તથા કાળા સમુદ્રના કાંઠાપરનો મૂલક જીતી લેઇ તાર્તારલોકનાં બાકી રહેલાં રાજ્યોનો અંત આણ્યો. સ્પેનમાંનું ગ્રાનાડાનું રાજ્ય જીતાયું તેને મળતો રૂશિઆમાં આ બનાવ હતો.

**૧૧. પોલાંડના રાજ્યનો નાશ.**—પોલાંડ જીતી કાથરૈને રૂશિઆનું રાજ્ય યૂરોપના મધ્ય ભાગસૂધી આણ્યું. આખા અઢારમા સૈકામાં પોલાંડનું રાજ્ય દિવસે દિવસે નબળું પડતું ગયું હતું. તેને સુધારવાના પ્રયત્નોને રૂશિઆ અટકાવતું હતું, અને છેલ્લા બે રાજા,—સેક્સનીના ઈલેક્ટર આગસ્ટને, (એ બળવાન આગસ્ટસનો પુત્ર હતો) તથા પોલાંડના વતની સ્ટાનિસ્લાઉસ પોનિઆ ટૌસ્કીને—સ્વીકારવાની—જરૂર પાડી હતી. ૧૭૭૨ માં કાથરૈન, મહાન ફ્રેડરિક, તથા કૈસરી રાણી એ ત્રણે મળી પોલાંડનો કેટલોક ભાગ જીતી લીધો, અને તેમાંનો જે પ્રદેશ પોતપોતાના રાજ્યની સોડમાં હતો તે દરેકે

રાખ્યો. હંગરીની રાણી તરીકે કૈસરી રાણી એ વિગ્રહમાં ભળી હતી. ૧૭૯૩ માં રૂશિઆએ અને પ્રુશિઆએ બીજીવાર તેનો કેટલોક મૂલક વહેચી લીધો, અને ૧૭૯૫ માં પોલાંડના રાજ્યનો સમૂળગો નાશ કરવામાં આવ્યો. પોલાંડનો બાકી રહેલો ભાગ એ સાલમાં ઉપર કહેલાં ત્રણે રાજ્યોએ વહેચી લીધો. રૂશિઆને તેના તાબામાં આગલા વખતમાં જે જે મૂલક હતો તેમાંનો ઘણોખરો પાછો મળ્યો, તથા લિથુઆનિઆનો મુખ્ય ભાગ મળ્યો. એ પ્રદેશના લોક બહુધા પૂર્વખ્રિસ્તિ સંપ્રદાય ( ગ્રીકચર્ચ ) ના હતા અને તેમના ઉપર એમાટે પોલાંડ તરફથી જૂલમ કરવામાં આવતો. પશ્ચિમ પ્રુશિઆ પ્રાંત પોલાંડને તાબે હતો તે પ્રુશિઆના રાજાએ લીધો અને તેવડે પ્રુશિઆનું રાજ્ય તેના જર્મન પ્રાંતોજોડે ભળ્યું. વળી જૂના પોલાંડનો વધારે મોટો ભાગ તથા લિથુઆનિઆનો થોડો ભાગ પ્રુશિઆએ લીધો. આસ્ટ્રિઆએ કે હંગરીએ જૂના પોલાંડનો બાકીનો ભાગ તથા કેટલોક રૂશિઆનો મૂલક લીધો. પોલાંડનું રાજ્ય યૂરોપના નકશામાં હતું તેને એમ ભૂશી નાંખવામાં આવ્યું.

**૧૨. યૂરોપી તુર્કસ્તાન.**—પહેલાંની પેઠે ખ્રિસ્તિ પ્રજા હવે તુર્કોથી ભય પામતી નહિ. તોપણ અઢારમા સૈકાના પહેલા ભાગમાં તુર્કો કોઈવાર રૂશિઆ જોડે વઢતાં જીતતા, અને આસ્ટ્રિઆની સામે ઘણીવાર ફતેહ પામતા. પાસ્સારો વિટસની સંધિથી તુર્કોએ જે ખોયું હતું તે સઘળું તથા બેલગ્રેડ નગર સુલતાન પહેલા મહંમદે ૧૭૩૯ ની બેલગ્રેડની સંધિમાં પાછું મેળવ્યું. પરંતુ કાથરૈન બીજીની જોડે થયેલા વિગ્રહોમાં તુર્કો સદા હારતા. એથી ૧૭૭૪ માં કેનાર્ડજીની સંધિ થઈ તેના કરારમાં સુલતાને ક્રિમીઆના ખાનો ઉપરનું તેમનું ઉપરીપણું છોડી દીધું, ને તેથી તે ભૂમિ રૂશિઆએ થોડા વખતમાં જીતી લીધી. મોલ્ડાવિઆ તથા વાલ્લાશિઆ ( વાલ્લાહિઆ ) નામે રાજ્યો સુલતાનને તાબેદાર હતાં તેઓના કામમાં હાથ ઘાલવાના કેટલાક હક્ક રૂશિઆને મળ્યા. ૧૭૯૨ ની સલાહના કરારથી ન્નીસ્ટર ( ડનીસ્ટર ) નદીસૂધી તુર્કી રાજ્યની મર્યાદા પાછી હઠી. વળી સુલતાનોએ જીતાયલી પ્રજાઓના છોકરારૂપી ખંડણી લેવી બંધ કરી

ત્યારપછી તે પ્રજાઓ બળવત્તર થઈ, અને જ્યારે લાગ આવે ત્યારે બળવો કરવાનો પ્રયત્ન કરતી. એમ કરવાને તેમને રૂશિઆ તરફથી ઉશ્કેરણી થતી, પરંતુ વાસ્તવિક મદદ ક્વચિતજ મળતી. આ બધું એક પ્રકારે પાછલા સમય ઉપર પાછા જવા જેવું છે. વળી રૂશિઆનીનૌકાસેના કાળા સમુદ્ર ઉપર રહી ઈસ્તામ્બુલને (કાન્સ્ટાન્ટિનોપલને) ધાસ્તીમાં રાખતી હતી, અને પૂર્વ સમાજ હવે માત્ર કોઇ જીતાયલી કે અપ્રસિદ્ધ પ્રજાઓનો ધર્મ ન હોતાં યૂરોપનાં મુખ્ય રાજ્યોમાંના એકનો હતો.

**૧૩. हिंदमां इंग्रेजी राज्य.**—ઈસ્ટ ઇંડિઆ કમ્પનીના વેપારનાં થાણાં હિંદમાં હતાં તેઓ આ સમયમાં રાજ્યો બન્યાં. ઇંગ્લાંડ અને ફ્રાન્સની વચ્ચેના વિગ્રહો હિંદમાં પણ ચાલ્યા. હિંદમાં ફ્રેંચનું મુખ્ય સંસ્થાન પોંડિચેરી હતું તેનો ગવર્નર ડુપ્લે નામે હતો તેણે પોતાના દેશને માટે હિંદમાં મોટું રાજ્ય મેળવવાની યોજનાઓ રચી. પણ ૧૭૫૭ માં ક્લૈવની સરદારી નીચે ઇંગ્રેજ અને તેમના દેશી સાથીઓએ પ્લાસીના રણમાં ફ્રેંચ અને તેમના દેશી સાથીઓનો પૂરો પરાજય કર્યો. હિંદમાં સર્વોપરી રાજ્ય થવાને માર્ગે ઇંગ્લાંડ એ વખતથી અચળપણે ચાલ્યું. બીજા યૂરોપીલોકનાં થાણાં હિંદમાં છે તેઓ ઇંગ્લાંડનાં રાજ્ય આગળ કાંઈ વિસાતમાં નથી. રોમન સરદારે ભૂમધ્ય સમુદ્રની આસપાસના દેશોનાં રાજ્યોનું જેમ કર્યું હતું તેમ ઇંગ્રેજે હિંદનાં દેશી રાજ્યોને ખાલસા કર્યાં અથવા તાબેદાર કર્યાં. આ બધા વખતમાં હિંદનું ઇંગ્રેજી રાજ્ય ઇંગ્લાંડના રાજાને હાથ નહોતાં કમ્પનીના હાથમાં હતું. પણ ૧૭૮૪ માં 'બોર્ડ આવ્ કંટ્રોલ' નામે મંત્રીમંડળ સ્થાપવામાં આવ્યું. કેટલીક બાબતમાં કમ્પનીને રાજાની આજ્ઞામાં રાખવી એ તેનું કામ હતું. હિંદી ઇતિહાસમાં ક્લૈવ પછી સર્વથી વધારે પ્રખ્યાત નામ ગવર્નર જનરલ વારન હેસ્ટિંગ્સનું છે. હૌસ આવ્ લાર્ડ્સની આગળ હૌસ આવ્ કૉમન્સે તેના ઉપર કેટલાંક તોહમતોવિષે કામ ચલાવ્યું; પણ ઘણાં વર્ષો પર્યંત તપાસ ચાલ્યા પછી તે છૂટી ગયો.

**૧૪. युनैटेडस्टेटोनुं स्वतंत्र थवुं.**—ઉત્તર અમેરિકામાં ઇં-

ગ્રેજની વસ્તીઓ હતી તે આ સમયમાં વધી ઇંગ્રેજીભાષા બોલનારી પ્રજા થઈ. યૂરોપી રાજ્યોનાં બધા ઝઘડાઓમાં તેઓની અમેરિકામાંની વસ્તીઓ સામિલ થતી; અને ઇંગ્લાંડને ફ્રાન્સ અને સ્પેન જોડે વિગ્રહો થયા તેમાંથી મોટાં પરિણામ નીકળ્યાં. ઇંગ્રેજની તેર વસ્તીઓ પૂર્વકાંઠે હતી, અને તેઓ ઉત્તરે તથા પશ્ચિમે ફ્રાન્સની કાનાડા તથા લુઇસિઆનાની વસ્તીઓથી અને દક્ષિણે સ્પેનની ફ્લોરિડાની વસ્તીથી ઘેરાયલી હતી. ૧૭૫૯ માં ઇંગ્રેજે કાનાડા પ્રાંત જીતી લીધો અને ત્યારથી તેમાં ઇંગ્રેજની વસ્તી થયલી છે. પછી ૧૭૬૩ માં સલાહ થઈ તેના કરારની શરત પ્રમાણે ફ્લોરિડા પ્રાંત ઇંગ્લાંડને મળ્યો અને લુઇસિઆના ઇંગ્લાંડે અને સ્પેને વહેંચી લીધો; એમ ફ્રાન્સનો પગ ઉત્તર અમેરિકામાંથી તદન નીકળી ગયો. પછી બ્રિટિશ સરકારે પોતાની તેર વસ્તીઓ ઉપર કર નાંખવાનો યત્ન કર્યો તેથી તેઓએ બળવો ઊઠાવ્યો, અને તેમને પ્રથમ ફ્રાન્સે અને પછી સ્પેને સહાય કરી. ૧૭૭૬ માં તેમણે ઇંગ્લાંડથી છૂટાં પડી સ્વતંત્રતાનાં જાહેરનામાં પ્રસિદ્ધ કર્યાં. પ્રત્યેક વસ્તી સ્વાધીન સંસ્થાન બની બધાંએ કાચા બંધનથી બંધાયલો એકો કર્યો. ૧૭૮૩ માં અમેરિકાના યુનૈટેડસ્ટેટ્સ નામે એ તેર સંસ્થાનોના બનેલા નવા રાજ્યની સ્વતંત્રતા ઇંગ્લાંડે માન્ય કરી. ફ્લોરિડા સ્પેનને પાછો દીધો, પણ ગ્રેટબ્રિટને કાનાડા, નવું બ્રન્સ્વિક, નોવાસ્કોશિઆ, અને ન્યુફૌન્ડલાંડ, એ રાખ્યા. એ યુનૈટેડસ્ટેટ્સની ઉત્તર તથા દક્ષિણ બાજૂઓ રોકાયલી હતી, પણ પશ્ચિમે તેઓનો વિસ્તાર વધ્યો. તે પડખે ઘણાં નવાં સંસ્થાનો થયાં. ૧૭૮૯ માં નવા રાજ્યનિયમો રચ્યા તેઓવડે એ સમુદાયનું જોડાણું વધારે નિકટ બન્યું. સ્વતંત્રતા મેળવવાના વિગ્રહમાં તેઓનો મહાન્ સેનાપતિ જ્યોર્જ વાશિંગ્ટન હતો તે એ નવા પ્રજાસત્તાક રાજ્યનો પહેલો પ્રેસિડંટ ( પ્રમુખ ) હતો.

**૧૯. ઉપસંહાર.**—એમ આ સમય મોટા ફેરફારનો હતો; વિશેષે કરીને એ ફેરફાર દુનિયાના દૂરના ભાગોમાં થયા. પોલાંડનું રાજ્ય નાશ પામ્યું તે ઉપરાંત બીજો કોઈ વિકાર યૂરોપમાં થયો

નહિ. ગ્રેટબ્રિટન, ફ્રાન્સ, અને સ્પેન એ ત્રણેની યૂરોપમાં સ્થિતિ આગળ હતી તેવી બહુધા રહી. પ્રુશિઆ મોટાઈ પામ્યું; તથાપિ તે કોઇ નવી પ્રજાની વૃદ્ધિ ન હતી. તેતો માત્ર જર્મનીનું અમુક સંસ્થાન તે દેશમાં મુખ્ય રાજ્યની પદવી પ્રાપ્ત કરવા લાગ્યું. સ્વીડન અને હાલંડ જે પદવીએ ચઢ્યાં હતાં તે ખરૂં જોતાં તેમના બળના પ્રમાણથી વધારે મોટી હતી. આ વેળા તેઓ તેપરથી નીચે પડ્યા. પણ તે રાજ્યોના મૂલકનો વિસ્તાર કાંઈ ઝાઝો ઘટ્યો નહિ. આ વખતમાં બનેલા ખરેખરા મોટા બનાવ ત્રણ હતા,— ૧ પૂર્વ યૂરોપમાં રૂશિઆની વૃદ્ધિ, ૨ હિંદમાં બ્રિટિશ રાજ્યની, અને ૩ અમેરિકામાં યુનાઇટેડ સ્ટેટ્સની સ્થાપના. રૂશિઆના રાજ્યની ચડતી થવાથી રૂશ પ્રજાનું વજન વધ્યું, અને તેની જોડે ખ્રિસ્તિ પૂર્વસમાજ (ઇસ્ટર્નચર્ચ) નું માન્ય પણ વધ્યું. પૂર્વ રૂમી રાજ્યને તુર્કોએ જીત્યું ત્યારથી તે પંથ પછાત પડી ગયો હતો. જે પ્રજાઓનો રૂશલોક જોડે જાતથી કે ધર્મે કરીને સંબંધ હતો તેઓમાંની જેઓ તુર્કોના દાસત્વમાં હતી તેઓ વળી એથી જાગૃત થઈ. પરંતુ અમેરિકામાં અને હિંદમાં જે ફેરફાર થયા તેઓ એનાથી વધારે મોટા હતા. યૂરોપમાંના તથા અમેરિકામાંના ઇંગ્રેજી બોલી બોલનારા લોક પરમૂલકોમાં વસ્તી કરવામાં તથા દૂરના દેશો જીતવામાં આગેવાન જણાયા. બીજા દેશોમાં કરેલી વસ્તીનો અને બીજા દેશોપર રાજ્યાધિકાર મેળવવાનો ભેદ ધ્યાનમાં લેતાં કોઈ કાળે કોઈ રાજ્યને તાબે હિંદના બ્રિટિશ રાજ્ય જેટલું મોટું અને દૂર પડેલું રાજ્ય ન હતું. પ્રાચીન રૂમી રાજ્યના પ્રાંતો પાસે પાસે જોડાયલા હતા, અને અમેરિકામાં સ્પેનનું રાજ્ય હતું તે તો ખરેખરી સ્પેનની વસ્તીનું બનેલું હતું. આ વેળાએ સૃષ્ટિવિદ્યા, અને નીતિશાસ્ત્ર તથા યાંત્રિક શોધોમાં પણ વધારો થયો. ધર્મ, રાજ્ય અને સંસારને લગતા વિષયો ઉપર લોકો પહેલાં કરતાં વધારે આતુરતાથી લક્ષ આપવા લાગ્યા. ઘણા જમાના થયાં થયેલા નહિ એવા મોટામાં મોટા વિકારોનેસારૂ સર્વે તેયારી થતી હતી.

---

# प्रकरण १२ मुं.

## फ्रेंचराज्यनी ऊथलपाथल.

**१. फ्रेंच प्रजासत्ताक राज्य.**—આજથી સો વરસના સમય ઉપર આપણે આવી પહોચ્યા છીએ. એ વેળા પ્રત્યેક બનાવનું મધ્યસ્થાન ફ્રાન્સ હતું, અને ફ્રાન્સના લોક સારૂં અને નઠારૂં તમામ બદલી નાંખવાના કામપર મંડ્યા હતા. ઈ. સ. ૧૭૮૯ માં ત્યાંના સોળમા લુઇસે સ્ટેટ્સ જનરલ નામે પ્રજાના પ્રતિનિધિઓની સભા બોલાવી ત્યારથી મોટી ઊથલપાથલનો આરંભ થયો. એ સભા ૧૬૧૪ ની સાલ પછી મળી ન હતી, અને પ્રજાના પ્રતિનિધિઓનો અભિપ્રાય લીધા વિના રાજાઓ અમલ કરતા હતા. તેથી, જ્યારે પ્રતિનિધિઓ મળ્યા ત્યારે તેમણે પ્રત્યેક બાબતમાં મોટામાં મોટા ફેરફાર કરી નાંખ્યા; રાજાનો સ્વચ્છંદી અધિકાર, અમીરો (જમીનદાર ઉમરાવો) ના તથા ધર્મગુરૂઓના હક્કો રદ કર્યા; દેશના જૂના વિભાગો કે પ્રાંતો હતા (એ પ્રાંતો પૂર્વે જુદાં જુદાં સંસ્થાનો હતાં) તે રદ કરી તાલુકા બનાવ્યા, અને અવીનોન (આવિઞ્નોન), વેનૈસ્સિન તથા એલ્સાસ્સના બાકી રહેલા ભાગને ખાલસા કર્યા. રાજ્યબંધારણનું નવું ધોરણ ઠરાવ્યું પણ તેમાં રાજાને હાથ થોડોજ અખત્યાર રાખ્યો, અને પુરાતન વખતમાં ગાદીપતિને 'ફ્રેંચનો રાજા' કહેતા તે ઇલિકાબ સજીવન કર્યો. ૧૭૯૨ માં રાજ્યગાદી કાઢી અને રાજ્યાધિકાર પ્રજાએ ઠરાવેલી સભાને (નાશનલ કોન્વેશનને) સોંપ્યો. ૧૭૯૩ માં રાજાનો શિરચ્છેદ કર્યો, અને પછી ત્રાસનો અમલ બેઠો (રેઈન આવ્ ટેરર) તેમાં દરેક પક્ષે વારાફરતી પોતાના શત્રુઓને ગરદન માર્યા. ૧૭૯૫ માં ડિરેક્ટોરી નામે પંચને હાથ કારભાર આવ્યો તેવારે કાંઈક શાંતિના સમયનો આરંભ થયો; પરંતુ ૧૭૯૯ માં એ પંચને નાપોલેઓન બોનાપાર્ટે ઊઠાડી મૂકી. તે જન્મે કાર્સિકાનો ઈટાલીઅન હતો, અને તેને ફ્રેંચમેન ગણવાનું કારણ માની થોડા વખતપર તે બેટને

ફ્રેંચરાજ્યે જીતી લીધો હતો. 'કોન્સલ' પદ ધારણ કરી તેણે રાજ્યકારભાર પોતાના હાથમાં લીધો. અને ૧૮૦૪ માં તેનો અધિકાર પૂરો સ્થાપન થયો તે વારે તેણે 'કૈસરે-ફ્રેંચ' એ ઇલકાબ ધારણ કર્યો. એમ આ બધા વિકારોનો અંત એકહથુ સ્વચ્છંદી રાજ્યરીતિમાં આવ્યો.

૨. **फ्रेंचराज्य ऊथलपाथलना विग्रहो.**—એ દર્મિયાન આ નવા પ્રજાસત્તાક રાજ્યને યૂરોપનાં ઘણાંખરાં રાજ્યો જોડે વઢવાડ ચાલતી હતી. ૧૬ મા લુઈસનો શિરચ્છેદ કર્યો તેની અગાઉ કૈસરજોડે તથા પ્રુશિઆના રાજાજોડે વિગ્રહ ચાલવા માંડયો હતો અને ત્યાર કેડે તુર્ત ઇંગ્લાંડ સાથે ઝઘડો શરૂ થયો. આ વખતથી ને ૧૮૧૫ લગીમાં વચમાં વચમાં ટંટા અટકયા હતા અને લડનારાં રાજ્યોએ વારે વારે પક્ષો બદલ્યા, તથાપિ વાસ્તવિક સંધિ થઇ નહિ. કેટલાક મૂલકોને ફ્રાન્સમાં જોડી દીધા; અને કેટલાંક જુદાં રાજ્યો સ્થાપ્યાં, પણ તેઓ ફ્રેંચ બાદશાહીને વાસ્તવિક આધીન હતાં. વિગ્રહનો પહેલો ભાગ ૧૭૯૭ પર્યંત ચાલ્યો. નેધર્લાંડમાં, ર્‌હૈન નદીના કાંઠાના મૂલકમાં, અને ઇટાલીમાં, એ સમયની લડાઇઓ થઇ. એમાંની ઈટાલીમાં થયેલી વઢવાડોમાં નાપોલેઓન બોનાપાર્ટની પ્રથમ નામના થઇ. એ ઝઘડાથી ફ્રાન્સને આસ્ટ્રિઆના તાબાનો નેધર્લાંડ દેશનો ભાગ, તથા સવાય અને પીડમોંટ કૈસર ફ્રાન્સિસે આપ્યો, અને માકિસમિલિઅન તથા બારમા લુઈસે કર્યું હતું તેમ આ સંધિમાં વેનિસનું રાજ્ય કૈસર અને ફ્રેંચ પ્રજાસત્તાક રાજ્યે વહેંચી લીધું. એમ એ પુરાતન પ્રજાસત્તાકની સમાપ્તિ થઇ. વેનિસ અને ડાલ્માટિઆ આસ્ટ્રિઆને હિસ્સે ગયા, અને ફ્રાન્સને ભાગે ઐઓનિઅન બેટો આવ્યા. પછી મિસર જોડે વિગ્રહ થયો, અને ૧૭૯૦ માં સ્વિટ્‌ઝર્લાંડ ઉપર હુમલો કર્યો. એ વખતથી તે રાજ્ય ફ્રાન્સનું તાબેદાર ગણાતું હતું. વળી ૧૭૯૯ માં જર્મનીનો કૈસર તથા રૂશિઆના ઝારજોડે બીજો વિગ્રહ થયો. ૧૮૦૧ માં કોન્સલના હોદ્દાથી બોનાપાર્ટે કૈસરની સાથે સંધિ કરી તેની શરતોપ્રમાણે ર્‌હૈન નદીની પશ્ચિમનો તમામ જર્મન મૂલક ફ્રાન્સને મળ્યો. ૧૮૦૨ માં તેણે ઇંગ્લાંડ જોડે સલાહ કરી તેનું સંધિપત્ર અમિએન્સ નગરમાં થયું.

**૩. નાપોલેઓન બોનાપાર્ટની કારકીર્દી.**—સર્વ મનુષ્યોના જૂના વિચાર હવે એટલા બધા લય પામી ગયા હતા કે બોનાપાર્ટે પોતાને મહાન્ ચાર્લસનો ઉત્તરાધિકારી કહેવાની હિંમત કરી. ૧૮૦૪ માં તેણે પોતાને કેસર ઠરાવી પારિસમાં રાજ્યાભિષેક કરાવ્યો. અને બીજે વર્ષે ઉત્તર ઇટાલીના કેટલાક ભાગનું એક રાજ્ય ઠરાવી પોતાને શિર ઈટાલીના રાજાનો મૂગટ મિલાન શહેરમાં ધારણ કર્યો. તેણે ઇંગ્લાંડ જોડે ફરીને વિગ્રહ કર્યો, અને ઇંગ્લાંડે તેનું પતન થતાં લગી તેની સાથે સંધિ કરી નહિ. ૧૮૦૫ ની સાલમાં ટ્રફાલગરના સંગ્રામમાં ઇંગ્રેજે તેનું અરમારી બળ તોડ્યું; પણ ૧૮૦૫ થી ૧૮૧૧ સુધીમાં તેણે લગભગ બધું પશ્ચિમ યૂરોપ પોતાના અધિકારમાં આણ્યું. તેણે પોતાના ભાઇઓને રાજા બનાવ્યા, અને તેમની એક રાજ્યપરથી બીજાપર બદલી કરી. જ્યારે તેની શક્તિ પૂર્ણ કળાએ હતી ત્યારે ફ્રેંચ શહેનશાહત કહેવાતી હતી તેમાં તથા તેના ઈટાલીના રાજ્યમાં ર્‍હૈન નદીની પશ્ચિમે આવેલો સઘળો જર્મની દેશનો ભાગ, આખો નેધર્લાંડ દેશ, જર્મનીના વાયવ્ય કોણનો મોટો ભાગ, ઘણોખરો ઇટાલીદેશ, અને હાડ્રિયાટિકની બીજી મેર વિશાળ મૂલક, એટલું હતું. તેનો બનેવી મુરા ( મુરાત ) નેપલ્સનો રાજા હતો, તેનો ભાઈ જોસફ સ્પેનનો રાજા હતો, અને જર્મનીના ઘણાખરા પ્રિન્સો ( ઉપરાજાઓ ) તેને આધીન હતા. ૧૮૧૨ માં તેણે રૂશિઆ ઉપર સ્વારી કરી, પણ કાંઇ પ્રાપ્ત કર્યાવિના બીજે વર્ષે ત્યાંથી પાછો આવ્યો. ત્યારકેડે ૧૮૧૩ માં બધા જર્મન લોક તેની સામે ઊઠ્યા, અને લીપ્ઝિગના યુદ્ધે જર્મનીને તેનાથી છોડવ્યું. એજ વખતે વેલિંગ્ટનના ડ્યૂકની સરદારી હેઠે ઇંગ્રેજી સૈન્ય સ્પેન અને પોર્ટુગાલને જોસેફ બોનાપાર્ટથી છોડવતું હતું. એમ ૧૮૧૪ માં બહુ પાસેથી એકો કરેલાં રાજ્યોનાં લશ્કરો ફ્રાન્સમાં પેઠાં; બોનાપાર્ટે તમામ રાજ્યાધિકારનું રાજીનામું આપ્યું, પરંતુ આલ્બાનો નાનકડો બેટ તેની કને રહેવા દીધો. ૧૬ મા લુઇસના ભાઇ અઢારમા લુઇસને ફ્રાન્સનો રાજા ઠરાવ્યો, તથાપિ બીજે વરસે બોનાપાર્ટ પાછો આવ્યો, વાટર્લુના સંગ્રામમાં ઇંગ્રેજી અને પ્રુશિઅન ફોજોએ તેનો

પૂર્ણ પરાભવ કર્યો અને સેંટ હેલેના નામે નાના બેટમાં તેને તેના મૃત્યુ પર્યંત નજરકેદ રાખ્યો. પારિસમાં અને વિએનામાં થયેલા સંધિપત્રોમાંની શરતો મુજબ ફ્રાન્સે જીતેલા દેશો છોડી દીધા અને રાજ્ય ઊથલપાથલની પૂર્વે તેની મર્યાદાઓ હતી તે ઘણું કરીને તેને કબજે રહી.

**૪. શહેનશાહતનું પતન.**—આ સમયમાં ફ્રાન્સથી ઓછો, પણ બીજાં રાજ્યો કરતાં વધારે ફેરફાર જર્મનીમાં થયો. રોમન (રૂમી) શહેનશાહતની અને જર્મન રાજ્યની વિધિપૂર્વક સમાપ્તિ થઈ. જ્યારે બોનાપાર્ટે કૈસરે-ફ્રેંચ પદ ધારણ કર્યું ત્યારે કૈસર ફ્રાન્સિસે 'આસ્ટ્રિઆનો વંશપરંપરા કૈસર' એ ઇલકાબ ધારણ કર્યો. 'કૈસર' ઇલકાબનો પુરાતન અર્થ એટલો બધો છેક ભૂલી જવામાં આવ્યો હતો. ૧૮૦૫ માં આસ્ટ્રિઆ અને રૂશિઆને આસ્ટર્લિત્ઝની લડાઇમાં બોનાપાર્ટે હરાવ્યા પછી ઘણાક જર્મન પ્રિન્સો તેને મળી ગયા. કૈસરની તાબેદારી છોડી દેઈ તેમણે "-હૈન રાજ્યનો એકો" ઠરાવી બોનાપાર્ટને તેનો રક્ષક કહેવામાં આવતો. એ રાજ્યોમાંના ત્રણ અધિપતિઓએ બવેરિઆનો ઇલેક્ટર, સાકસનીનો ઇલેક્ટર, અને વર્ટેમ્બર્ગનો ડ્યૂક એમણે રાજા (કિંગ) પદ ધારણ કર્યું. તેજ સાલમાં (૧૮૦૬ માં) કૈસર ફ્રાન્સિસે વિધિપૂર્વક શહેનશાહતના તખ્તનું રાજીનામું આપ્યું, અને ત્યારપછી રોમન કૈસર કોઇને નીમવામાં આવ્યો નથી. પરંતુ તેના વડિલોપાર્જિત રાજ્યમા 'આસ્ટ્રિઆનો કૈસર' એ ઇલકાબથી અમલ કરવો જારી રાખ્યો. એજ સાલમાં જે નાના સંગ્રામમાં પ્રુશિઆનો પરાજય થયો, તેના જર્મનીમાંના મૂલકમાંથી કેટલોક ઓછો કરવામાં આવ્યો, અને પોલાંડમાં તેના તાબાનો મૂલક હતો તેમાંનો વધારે મોટો હિસ્સો લેઇ તેનું નામ 'વાર્સાની મોટી ડચી' પાડયું અને તે ડચી સાકસનીના નવા રાજાને આપી. ત્યારપછી ૧૮૦૯ ની સાલમાં વાગ્રામના જુદ્ધમાં આસ્ટ્રિઆનો ફરીને પરાજય થયો, અને તેથી તેણે તેનો નૈર્ઋત્ય કોણ ભણીનો મૂલક ખોયો. એમ ૧૮૧૧ સુધીમાં પ્રુશિઆ અને આસ્ટ્રિઆને કબજે રહેલા જર્મનીના ભાગો બાદ કરતાં બાકીનો

જર્મનદેશ ફ્રાન્સમાં જોડી દેવામાં આવ્યો હતો, કિંવા બીજી રીતે બોનાપાર્ટની પૂર્ણ સત્તા નીચે હતો. પછી ૧૮૧૩ માં મોટા છૂટકારાનો સમય આવ્યો. પ્રથમ લોકો ઊઠ્યા અને તેમની પાછળ તેમના ભૂપતિઓને ઊઠવું પડ્યું. બોનાપાર્ટના પડવા પછી જર્મનીના પ્રિન્સોએ અને સ્વાધીન નગરોએ રાજ્યનો એકો ઠરાવ્યો. એ એકાનું બંધારણ કાચું હતું, અને તેનું પ્રમુખપણું આસ્ટ્રિઆને દીધું હતું. આસ્ટ્રિઆ, પ્રુશિઆ, ડેન્માર્ક, ગ્રેટબ્રિટન, અને નવું નેધર્લાંડનું રાજ્ય એઓના અધિપતિઓને તાબે જર્મનીમાં જે મૂલકો હતા તેઓનેમાટે તેઓ એ એકાના સભાસદ હતા. ઉદાહરણ—ગ્રેટબ્રિટનનો રાજા હાનોવરનો અધિપતિ હતો તેથી તે એ એકાનો સભાસદ હતો. હવેથી હાનોવરના અધિપતિ રાજા (કિંગ) કહેવાતા.

૫. **ઇટાલી.**—એ સમયમાં ઇટાલીનાં સંસ્થાનો આમથી તેમ અને તેમથી આમ હાથ બદલતાં હતાં. તેના કેટલાક ભાગો ફ્રાન્સમાં ભેળી દેવામાં આવ્યા હતા, કેટલાક ભાગોને પરાધીન પ્રજાસત્તાક સંસ્થાનો બનાવ્યાં હતાં, અને પછી બોનાપાર્ટના વખતમાં તેઓ તેને આધીન અધિપતિઓને સોંપવામાં આવ્યા, પરંતુ જ્યારે બોનાપાર્ટનું રાજ્ય પૂર્ણ કળાએ હતું ત્યારે આખો દ્વીપકલ્પ કોઈ પ્રકારે વાસ્તવિક તેના હાથમાં હતો. પોપ સાતમા પાયસને તેણે ફ્રાન્સમાં પકડી આણ્યો હતો. પરંતુ સિસિલી અને સાર્ડિનિઆ તેઓના અસલના રાજાઓને સ્વાધીન રહ્યા હતા, કારણ કે તેઓ બેટ હતા અને ઇંગ્રેજી નૌકાસેના તેઓની સંભાળ લેતી હતી. બોનાપાર્ટના પતનકેડે પોપને, સાર્ડિનિઆ તથા બે સિસિલીના રાજાઓને તથા બીજા કેટલાક અધિપતિઓને તેમનાં સંસ્થાનો પાછાં મળ્યાં. પણ પ્રજાસત્તાક રાજ્યોને પાછાં સ્થાપવામાં આવ્યાં નહિ; સાનમારિનો નામે નાનું પ્રજાસત્તાક રાજ્ય હતું તેને માત્ર રહેવા દેવામાં આવ્યું. જેનોઆને પીડમોંટ સાથે જોડી દીધું; અને મિલાનની ડચી તથા વેનિસનું રાજ્ય આસ્ટ્રિઆને પાછું આપી તેનું નામ "લામ્બર્ડી અને વેનિસનું રાજ્ય" પાડ્યું. એમ આખો ઈટાલી દેશ નિરંકુશ (સ્વચ્છંદી) ભૂપતિઓને વહેંચી આપ્યો, અને આસ્ટ્રિઆના અધિ-

પતિને ફરીને તેઓનો ઉપરી ઠરાવ્યો. માત્ર સાર્ડિનિઆ સંસ્થાનનો રાજા, નિરંકુશ તો હતો પરંતુ, સ્વદેશી હતો.

૬. **સ્પેન અને પોર્ટુગાલ.**—ત્રીજા ચાર્લસના ( બે સિસિલીનું રાજ્ય પણ તેને તાબે હતું ) સમયમાં સ્પેનનું રાજ્ય ફરીને મસ ટટાર થયું હતું. ચોથા ચાર્લસના વખતમાં ફ્રાન્સમાં રાજ્ય ઊથલપાથલનો આરંભ થયો તે ઉપરથી ઊઠેલી વઢવાડમાં પ્રથમ ફ્રાન્સની સામે સ્પેનનું રાજ્ય ઉતર્યું હતું, પરંતુ પછીથી પક્ષ બદલી તેણે ઇગ્લાંડ અને પોર્ટુગાલની સામા લડવામાં ફ્રાન્સને સહાય કરી. ટ્રફાલગરના યુદ્ધમાં ફ્રાન્સના નૌકાસૈન્યની જોડે સ્પેનનું નૌકાસૈન્ય પણ પરાજય પામ્યું. એમ છતાં બોનાપાર્ટે રાજાને ગાદી છોડવાની જરૂર પાડી; ત્યારકેડે તેણે તે રાજાના કુંવર ફર્ડિનાન્ડને ૧૮૦૭ માં કબજે કરી પોતાના ભાઈ જોસેફને સ્પેનનો રાજા ઠરાવ્યો. પરંતુ સ્વદેશાભિમાની સ્પાનિયર્ડ લોકે બળવો કર્યો અને તેમને ઇંગ્રેજની મદદ મળવાથી સ્પેન સ્વતંત્ર થયું. ૧૮૧૪ માં ફર્ડિનાન્ડ પાછો આવ્યો, પણ તેની ગેરહાજરીમાં રાજ્યબંધારણરૂપ કાયદા કરવામાં આવ્યા હતા તે તેણે રદ કર્યા. પોર્ટુગાલ દેશ પણ ફ્રેંચે લીધો હતો, અને ત્યાંનો રાજા છટ્ઠો જાન બ્રાઝિલમાં જઇ રાજ્ય કરતો હતો. સ્વતંત્રતા મેળવવાના વિગ્રહમાં સ્પેનના લોકોની અને તેમની કુમકે આવેલા ઇંગ્રેજની જોડે પોર્ટુગાલના લોક સામિલ થયા.

૭. **નેધર્લાંડ.**—એ દેશના જે પ્રાંતો પ્રથમ સ્પેનની હકૂમતમાં હતા અને પછી આસ્ટ્રિઆના તાબામાં ગયા હતા તેઓને ફ્રેંચ રાજ્ય ઊથલપાથલના પ્રથમના વિગ્રહમાં ફ્રાન્સે લીધા હતા. ત્યારકેડે ૧૭૯૫ માં હૉલંડમાં ફ્રાન્સને આધીન પ્રજાસત્તાક રાજ્ય થયું. પછી બોનાપાર્ટે તેને રાજ્યસત્તાક કરી પોતાના ભાઇ લુઇસને ત્યાંનો રાજા ઠરાવ્યો, અને અંતે તેને ફ્રાન્સમાં ભેળી દીધું. સંધિ થઇ તેવારે નેધર્લાંડના બંને ભાગને ( આસ્ટ્રિઆને તાબે જે આગળ હતો એટલે બેલ્જિયમ એ એક ભાગ અને હૉલંડ એ બીજો ભાગ તેઓને ) એકઠા કરી એક રાજ્યસત્તાક રાજ્ય બનાવ્યું અને ઑરેંજના પ્રિન્સને

તેનો રાજા ઠરાવ્યો. એ રાજા લુક્સેમ્બર્ગનો ગ્રાંડ ડ્યુક હતો તેથી જર્મન રાજ્ય એકાનો તે મેમ્બર હતો.

૮. **સ્વિત્ઝર્લૅંડ.**—તેર પરગણાંનો જૂનો રાજ્ય એકો, તેનાં મળતીઆં તથા આધીન સંસ્થાનો સહિત ૧૭૯૮ માં ફ્રૅંચ આવ્યા ત્યાંસુધી ચાલુ હતો. વાડ ( વાઉડ ) તથા બીજા તાબેદાર તાલુકાઓ ફ્રૅંચના આવવાથી છૂટા થયા; રાજ્યસત્તાક કે ઉમરાવસત્તાક રાજ્યો-વિષે ફ્રૅંચને જેટલો થોડો ભાવ હતો તેટલોજ થોડો ભાવ પુરાતન પ્રજાસત્તાક રાજ્યોવિષે હતો. તેમણે આખા એકાનું એક સંસ્થાન બનાવી તેનું નામ હેલ્વેટિક રિપબ્લિક (હેલ્વેટિક પ્રજાસત્તાક રાજ્ય) પાડ્યું; એ હવે સ્વતંત્ર સંસ્થાનોનો એકો ન રહેતાં દરેક સંસ્થાન માત્ર જિલ્લો થયું, અને જેનેવાને તથા કેટલાંક બીજાં મળતીઆં સંસ્થાનોને ફ્રાન્સમાં જોડી દીધાં; કેટલાંકને આ વેળા, કેટલાંકને પાછળથી. એ નવી પદ્ધતિ સ્વિસ્સ લોકને અનુકૂળ પડી નહિ; ૧૮૦૩ માં બોનાપાર્ટે "મધ્યસ્થીનો કાયદો" કરી તેમને સ્વતંત્ર સં-સ્થાનનો એકો ફરીને કરી આપ્યો. કેટલાંક મળતીઆં અને આધીન સંસ્થાનોને સ્વતંત્રતા મળી. સંધિની વેળાએ બાવીસ સંસ્થાનોનો એકો બનાવ્યો, પરંતુ એ એકાનું બંધારણ ઘણું ઢીલું હતું. જેનેવા તથા બીજાં કેટલાંક પરગણાં ફ્રાન્સે લીધાં હતાં તેઓ હવે સ્વતંત્ર સંસ્થાન થયાં.

૯. **ગ્રેટબ્રિટન અને આયર્લૅંડ.**—ફ્રૅંચ રાજ્ય ઊથલપાથલ થયાથી જે વિગ્રહો ઊઠયા તેઓમાં ઘણું કરીને ઇંગ્લાંડ અને ફ્રાન્સને લડાઈ હતી. આમિઍન્સની સંધિથી માત્ર થોડા વખત લગી ઝઘડો બંધ રહ્યો હતો. લાર્ડ નેલ્સનના વિજયોથી સમુદ્ર ઉપર ફ્રાન્સનું બળ તુટ્યું, અને વેલિંગ્ટનના ડ્યૂકનાં ભૂમિયુદ્ધોવડે સ્પેન અને પોર્ટુગાલનો છૂટકો થયો. ૧૭૯૮ માં આયર્લૅંડમાં બળવો ઊઠ્યો, અને ૧૮૦૦ માં તેને ગ્રેટબ્રિટન સાથે જોડી દેઈ એકત્ર થય-લા રાજ્યનું નામ યુનૈટેડ કિંગ્ડમ આવ્ ગ્રેટબ્રિટન અને આયર્લૅંડ પાડ્યું. ટ્રોયેસના કરારના સમયથી ઇંગ્લાંડના રાજા પોતાને ફ્રાન્સના રાજા પણ કહેવાડતા હતા. એ પદ તેમણે આ વેળાએ તજ્યું.

યૂરોપમાં જે સ્થળો ઇંગ્લાંડને તાબે હતાં તેઓમાં સંધિથી ઘણો ફેરફાર થયો નહિ. ભૂમધ્ય સમુદ્રમાંના માલ્ટા બેટની અને જર્મન સાગરમાંના હેલિગોલાંડ બેટની માલિકી ઇંગ્રેજને મળી, અને ઐઓ-ની દ્વીપોમાં પ્રજાસત્તાક રાજ્ય સ્થાપી તેનું રક્ષણ કરવાનું કામ ઇંગ્રેજને મળ્યું. દૂરના ( ઇંગ્લાંડથી દૂરના ) દેશોમાં ઇંગ્રેજી રાજ્યની વૃદ્ધિ બહુ થઇ, માર્કિવસ કારન્ડાલિસ અને માર્કિવસ વેલેસ્લેયના અમલમાં હિંદનો વધારે મોટો ભાગ ઇંગ્રેજને કબજે થયો અથવા તેમની સત્તા નીચે આવ્યો. આસ્ટ્રેલિઆમાં ઇંગ્રેજી વસ્તી થવા લાગી. વળી વિગ્રહના સમયમાં ફ્રાન્સ, સ્પેન અને હાલંડ દેશોનાં વસાવેલાં સંસ્થાનોમાંનો ઘણોક મૂલક ઇંગ્રેજે જીતી લીધો. સિંહલ-દ્વીપ તથા બીજા કેટલાક બેટો, દક્ષિણ આફ્રિકામાં કેપ આવ્ ગુડ-હોપ અને થોડોક મૂલક દક્ષિણ અમેરિકામાં એરીતે તેમને મળ્યો. ફ્રેંચ વિગ્રહનાં છેલ્લાં વર્ષોમાં, ૧૮૧૩ થી ૧૮૧૫ સુધીમાં દુર્ભાગ્યે ઇંગ્લાંડ અને યુનેટેડ સ્ટેટોની વચ્ચે વિગ્રહ ચાલ્યો, પણ તેમના કબજાના મૂલકોમાં કાંઈ ફેરફાર થયા વિના તેનો અંત આવ્યો.

**१०. स्कांडिनाविआनां राज्यो.**—ડેન્માર્ક, સ્વીડન, અને નાર્વે એ ત્રણ રાજ્યોને આ સમય મોટા ફેરફારનો હતો. ફ્રેંચ રાજ્ય ઊથલપાથલની શરૂઆતમાં સ્વીડનમાં ત્રીજો ગસ્ટાવસ ( કે ગુસ્ટા-વુસ ) રાજ્ય કરતો હતો. રાજ્યકાજમાં પ્રજાને અધિકાર હતો તે રદ કરી એ નિરંકુશ રાજા બન્યો. ૧૭૯૨ માં તેની હત્યા કરવામાં આવી. તેની પછી ગાદીએ ચોથો ગસ્ટાવસ બેઠો તેને ૧૮૦૯ માં પદભ્રષ્ટ કરવામાં આવ્યો,અને પ્રજાને વધારે સ્વાધીનતાવાળા રાજ્ય-બંધારણનો કાયદો પાછો સ્થાપન થયો. એ બંને રાજાઓને રૂશિઆ-જોડે લડાઈ થઈ હતી, અને ૪ થા ગસ્ટાવસના વખતમાં સ્વીડને તમામ ફિન્લાંડ દેશ ખોયો. નવા રાજા તેરમા ચાર્લસને સંતાન ન હતાં; એમાટે સ્વીડન પ્રજાએ બેર્નાડોટે નામે બોનાપાર્ટની ફોજના એક સેનાપતિને યુવરાજ ( ટીલાત ) નીમ્યો. રાજાનું મરણ થાય તેવારે તેને રાજ્યાસન મળે એમ ઠરાવ્યું. સ્વીડનને કબજે કેટલોક મૂલક જર્મનીમાં હતો તેની રૂએ ૧૮૧૩ માં જર્મનીના છૂટકારાના

વિગ્રહમાં તે જર્મન પક્ષમાં સામિલ થયું અને તેથી બર્નાડોટે પોતાના જૂના સ્વામીની સામે વઢયો. ગણ ડેન્માર્ક ફ્રાન્સના પક્ષમાં રહ્યું હતું; તેથી સંધિમાં એમ ઠર્યું કે તેની કનેથી નાર્વે લેઇ સ્વીડનને ફિન્લાંડ ખોયું હતું તેને બદલે, આપવું. પણ નાર્વેના લોકે પોતાના રાજ્યને સ્વીડન જોડે ભેળી દેવાનું કબૂલ રાખ્યું નહિ. તેમણે પ્રજા સ્વાધીનતાવાળા રાજ્યબંધારણનો કાયદો કર્યો, અને ડેન્માર્કના રાજ્ય-કુળના એક કુમારને પોતાનો રાજા નીમ્યો. પણ અંતે તેમને સ્વી-કારવું પડ્યું કે સ્વીડનનો જે રાજા થાય તે ડેન્માર્કનો પણ સર્વદા થાય, અને નાર્વે તે રાજાના તાબામાં પોતાના રાજ્યબંધારણના કાયદા-સહિત જુદું રાજ્ય રહે. એજ વેળા સ્વીડનના તાબાનો પોમેરા-નિઆ પ્રાંત ડેન્માર્કને દીધો, અને પાછળથી તે પ્રાંત તેણે પ્રુશિઆને આપી તેને સાટે લઉન્બર્ગ પ્રાંત લીધો. બાલ્ટિક સમુદ્રના પૂર્વ અને દક્ષિણ કાંઠા એમ સ્વીડનના હાથમાંથી ગયા; પરંતુ આખો સ્કાન્ડા-નાવિઆનો દ્વીપકલ્પ એક અધિપતિના હાથ નીચે આવ્યો.

**૧૧. રુશિઆ અને પોલાંડ.**—રાણી કાથરૈન બીજીની પૂઠે તેનો કુંવર પાઉલ ગાદીએ બેઠો. એ રાજા ઘેલો હતો અને ૧૮૦૧ માં તેનું ખૂન થયું. ફ્રાન્સની સામે વઢવામાં કેટલાક વખત લગી તે આસ્ટ્રિઆની જોડે સામિલ રહ્યો, પણ પછીથી તેણે જુદી સંધિ કરી. ૧૮૦૫ પર્યંત તેની પછી ગાદીએ બેસનાર તેના કુમાર અલે-ક્ઝાન્ડરે ફ્રાન્સ સાથે સંધિ રાખી. એ સાલમાં તે આસ્ટ્રિઆજોડે મળી બોનાપાર્ટની સામો થયો. પણ આસ્ટ્રિઆનો અને પ્રુશિઆનો પરાજય થયાકેડે તેણે ટિલ્સિટમાં ફ્રાન્સ જોડે સંધિ કરી અને છ વરસોસૂધી એ સંધિ રહી. આ છ વરસમાં રૂશિઆએ સ્વીડન કનેથી ફિન્લાંડ પ્રાંત જીતી લીધો; તુર્કી રાજ્યની જોડે વિગ્રહ થયો તેમાં મૂલક મળવાથી ડાન્યૂબ નદી વેર રૂશ રાજ્યની સીમા પહોચી. ઈ-રાનના તાબાનો પણ ઘણોક દેશ તેણે જીતી લીધો. ૧૮૧૩ માં ફ્રેંચ ફોજ રૂશિઆ ઉપર ચઢી અને પછી બોનાપાર્ટને તોડી પાડવામાં રૂશિઆ આગળ પડ્યું. પોલાંડમાં આસ્ટ્રિઆનો મૂલક હતો તેમાંનો કેટલોક ભાગ વાર્સાની ડચીમાં ઉમેરી તેનો વિસ્તાર વધાર્યો હતો.

સંધિમાં એ ઠર્યાને પોલાંડનું રાજ્ય ( કિંગ્ડમ ) ઠરાવી તેનો બંધારણ કાયદો નોખો ઠરાવ્યો અને તે કાયદાપ્રમાણે તે રાજ્યનો વહીવટ ક-રવાનું કામ રૂશિઆને સોંપ્યું. જેમ સ્વીડન અને નાર્વે એ બે રાજ્યો જુદાં અને બેનો રાજા એક, તેમ રૂશિઆ અને પોલાંડનાં જુદાં રાજ્યો-પર અમલ રૂશિઆનો પાદશાહ કરે. પ્રુશિઆને માત્ર પોસેન પાછું આપવામાં આવ્યું. રૂશિઆના શાહ અલેક્ઝાંડરે "સકલ રૂશિઆઓનો કૈસર ( એમ્પરર એટલે શહેનશાહ કે મહારાજાધિરાજ, કે રાજેંદ્ર ) અને પોલાંડનો રાજા (કિંગ)" એ પદ ધારણ કર્યું. પોલાંડની પુરાતન રાજ્યધાની ક્રાકાવ ( ક્રેકો ) નગર હતી. એ શહેરને સ્વાધીન ઠરાવી તેનું રક્ષણ કરવાનું કામ રૂશિઆ, પ્રુશિઆ અને આસ્ટ્રિઆને સોંપ્યું.

**१२. तुर्की राज्य.**—સુલતાન સેલિમે ઈ○ સ○ ૧૭૮૯ માં રાજ્ય કરવા માંડ્યું અને ૧૮૦૭ માં તે પદભ્રષ્ટ થયો, તથા તેની પછી સુલતાન બીજા મહમુદે ૧૮૩૯ સૂધી અમલ કર્યો. એ બેહુના સ-મયમાં તુર્કીરાજ્યને ઘણા દુશ્મનોજોડે બાથ ભીડવી પડી. પ્રથમ ફ્રાન્સ જોડે અને પછી રૂશિઆ જોડે વઘરા ચાલ્યા તે ઉપરાંત તાબેદાર ઇસાઈ ( ખ્રિસ્તિ ) અને મુસલમાન પ્રજાઓ સ્વતંત્ર થવાને કોશીશ કરતી હતી. ખલીફાઓના અમલની પડતીના સમયમાં જેમ દૂરના પ્રાંતોના મોટા ગવર્નરો સ્વતંત્ર થઈ પંડે ઘણી થઈ બેસવાનું કરતા તેમ તુર્કી રાજ્યમાં થયું. તુર્કીરાજ્યમાં ગવર્નરોને પાશા કહેછે. આ-લ્બાનિઆમાં સૌલીના ખ્રિસ્ત લોકે અને મુસલમાન અલીપાશાએ સુલતાનની સામે બંડ કર્યું; અને તેમની ઉત્તરે સર્નાગોશ કે મૉંટેનેગ્રોના ખ્રિસ્તિ લોક તો જીતાયાજ ન હતા. ઉત્તરે સેર્વિઆ દેશે બળવો કર્યો, અને તે બળવો બેસાડી દેવામાં આવ્યા પછી ફરીને તેણે બ-ળવો કર્યો. અંતે સુલતાનના ઉપરીપણા નીચે સ્વતંત્ર રાજ્ય બન્યું. મિસરમાં પણ મામેલુક અધિકારીઓ સ્વતંત્રપણે વર્તતા હતા. તુર્કીરાજ્યને આધીન જે પ્રજાઓ હતી, વિશેષે કરીને પૂર્વે ખ્રિસ્તિ-માર્ગ માનનારી જે પ્રજાઓ હતી, તેઓમાં બેદિલી ઉત્પન્ન કરવાનું કામ રૂશિઆએ હાથમાં લીધું હતું.

**१३. अमेरिका.**—જે સાલમાં ફ્રેંચરાજ્ય ઊથલપાથલનો આ-

રંભ થયો તેજ સાલમાં યુનૈટેડ સ્ટેટોનો નવો રાજ્યબંધારણ કાયદો અમલમાં આવ્યો. વાશિંગ્ટન અને તેની પછી થયલા કેટલાક પ્રમુખો ( પ્રેસિડંટો ) રાજ્યો ચલાવવામાં ઘણા કુશળ હતા. એ એકામાં પશ્ચિમ ભણીનાં ઘણાં સંસ્થાનો સામિલ થયાં, અને સ્પેને લુઇસિઆના પ્રાંત ફ્રાન્સને પાછો દીધો હતો તે યુનૈટેડ સ્ટેટોએ વેચાતો લીધો. ઉત્તરનાં સઘળાં સંસ્થાનોમાં ગુલામગીરી રદ કરી ( ગુલામ રાખવાની મના કરી ) અને એ રાજ્ય એકાની આબાદી થવામાં ઇંગ્લાંડ સાથે બે વરસો લગી લડાઈ ચાલી તેવિના ભાગ્યે બીજી કોઇ હરકત પડી. ફ્રેંચરાજ્યે સ્પેન દેશ લીધો ત્યારે સ્પેનના તાબાનાં સંસ્થાનો અમેરિકામાં હતાં તેઓ ઇંગ્રેજનાં સંસ્થાનોની પેઠે, સ્વતંત્ર થવા લાગ્યાં. ૧૮૧૦ ની સાલમાં મેક્સિકો અને ચિલિ એ બેહુએ બળવો કર્યો. મેક્સિકોને હરાવી સ્પેને જીતી લીધું, પણ ૧૮૨૦ માં ફરીને તેણે બંડ કર્યું. અને પેરૂએ પણ કર્યું. તેમજ વેસ્ટઇંડિસમાં હયટી કે સંત ડોમિંગો નામે ટાપુ છે તેમાંનો કેટલોક ભાગ ફ્રાન્સનો હતો અને કેટલોક સ્પેનનો હતો. એ બંને ભાગમાં વસનારા સીદી લોકે બંડ કર્યું. એ બધા દેશોમાં ઘણીક રાજ્ય ઊથલપાથલો થઇ. અને હયટીમાં તથા મેક્સિકોમાં કાળા અને ગોરા પુરૂષોએ બોનાપાર્ટે ફ્રાન્સમાં કર્યું તેમ, કૈસરપદ ધારણ કર્યું. પરંતુ અંતે અમેરિકામાં બધાં સ્પેનિશસંસ્થાનો પ્રજાસત્તાક રાજ્યો થયાં; માત્ર બ્રાઝિલમાં રાજ્યસત્તાક રાજ્ય રહ્યું.

**૧૪. ઉપસંહાર.**—એમ એક જમાનાથી ઓછા વખતમાં યૂરોપમાં જેટલો ફેરફાર થયો તેટલો એટલા ટૂંકા વખતમાં અગાઉ કદી થયો ન હતો. ફ્રાન્સમાં અને તેની સત્તાની અસર જ્યાં થઈ તે દેશોમાં તમામ સારા અને નઠારા જૂના વિચારોને જેમ સમૂળગા છોડી દેવામાં આવ્યા તેમ બીજે કોઇ ઠેકાણે થયું નહિ. નઠારાની હારે સારામાંનું પણ ઘણુંક નાશ પામ્યું, અને તેવાર પછી ફ્રાન્સમાં સ્થાયી રાજ્યકર્ત્તા ( ગવર્મેંટ ) થયા નથી, તોપણ સામટે મેળે જોતાં જે ફેરફાર થયો તે સારો થયો. એ સમયની પૂર્વે યૂરોપમાં ઘણે ઠેકાણે જેટલો બિગાડ ( ભ્રષ્ટાચાર ) અને જૂલમ હતો

તેટલો ત્યારકેડે કોઈ હામે નથી. આપણા પોતાના વખતમાં જે બનાવો બન્યા, વિશેષે કરીને જર્મનીના અને ઈટાલીના લોકોનો સંપ થઈ તેઓ મોટી પ્રજાઓ બન્યા, તેનેમાટે તે કાળના વિગ્રહોએ માર્ગ કરી આપ્યો. ઝઘડાને અંતે ફ્રાન્સ તેની અસલ હદમાં રહ્યું, અને તેની ગાદીએ જૂના રાજ્યકુળનો રાજા બેઠો; પણ તેની સકળ સંસારી અને રાજ્યકીય અવસ્થા કેવળ બદલાઈ ગઈ હતી. જર્મનીમાં શાહનશાહીને બદલે ઢીલાં બંધારણ રાજ્યોનો એકો થયો હતો તેમાં પ્રુશિઆ અને આસ્ટ્રિઆ એ બે મોટાં સંસ્થાનો હતાં તેઓ વચ્ચે હરીફાઈ થયા વિના રહે નહિ તેમ હતું. સ્પેન અને પોર્ટુગાલનાં રાજ્યાસનો ત્યાંના જૂના રાજ્યવંશોને મળ્યાં હતાં. ઇટાલીના તો હજીએ નાનાં સંસ્થાનોથી વિભાગ થઇ ગયા હતા, અને તેઓ મુખ્યત્વે આસ્ટ્રિઆની સત્તા નીચે હતાં. સ્વિટ્ઝર્લાંડમાંથી જૂનો ભેદ નીકળી ગયો, અને દેશનાં બધાં સંસ્થાનો એકામાં સરખે દરજ્જે હતાં. નેધર્લાંડના બંને દેશોને જોડી તેનું એક રાજ્ય બનાવ્યું હતું. ફિન્લાંડમાં તથા જર્મનીમાં સ્વીડનના તાબાનો મૂલક હતો તે જવાથી, તથા નાર્વે ઘણા વખતથી ડેન્માર્ક સાથે જોડાયલું હતું તેનાથી છૂટી સ્વીડનનો રાજા તેજ તેનો રાજા એમ થવાથી સ્કાંડિનાવિઆનાં રાજ્યો કેવળ ફેરબદલ થઈ ગયાં. દરેક વાતે રૂશિઆની વૃદ્ધિ થઇ હતી, અને પોલાંડનું જુદું રાજ્ય બનાવ્યું, પણ તેને સ્વતંત્રતા મળી નહિ. તુર્કીરાજ્ય બધી વાતે નબળું પડયું હતું, અને તેની ઝુંસરી નીચે ઇસાઈ (ખ્રિસ્તિ) પ્રજાઓ હતી તેઓ સ્વતંત્ર થવાનાં યત્નો કરતી હતી અને તેઓમાંની કેટલીક સ્વતંત્રતા મેળવી હતી.

---

## प्रकरण १३ मुं.

## जर्मनीमां तथा इटालीमां पुनः ऐक्य.

**१. आ समयनुं लक्षण.**—હવે આપણે આપણા સમયમાં

આવી પહોંચ્યા છીએ. પાછલા હરકોઈ વખતમાં જેમ મોટા બનાવો બન્યા હતા તેમજ આ વખતમાં પણ બન્યાછે. આપણા કાળમાં જે ફેરફારો થયા છે તેઓનું સર્વથી મોટું વિશેષ લક્ષણ એ છે કે તેઓ એક પ્રજાભિમાન ( એક પ્રજાપણાના અભિમાન )ની કે સ્વદેશાભિમાનની લાગણીવડે થયા છે—એટલે જે માણસો એકજ બોલી બોલેછે અને માને છે ( જેમના મનમાં લાગેછે ) કે તેઓ એક પ્રજા કે એક દેશી છે તેઓની એક સરકારના અધિકાર નીચે આવવાની ઈચ્છાથી એ વિકારો થયા છે. લાંબા વખત લગી ઘણાંક નાનાં સંસ્થાનોના અમલમાં રહી જુદા પડી ગયા પછી જર્મનીના અને ઈટાલીના લોકો એકઠા થયા છે તે બીના આ લાગણી અને ઇચ્છા બતાવી આપેછે. ઘણા વખતસૂધી શાંતિ રહ્યાકેડે ઘણા વિગ્રહો ચાલ્યા, અને વિગ્રહોમાં, આગલા સમયના વિગ્રહો કરતાં બહુ વધારે મોટી ફોજો વઢી, અને વઢવાના અંત વધારે ટૂંકા વખતમાં આવ્યા. ફ્રેંચ રાજ્ય ઊથલપાથલની પછી જે વિગ્રહો થયા તેઓમાં જે રીતે સર્વનું મધ્ય ફ્રાન્સ હતું તેમ આપણા સમયમાં તે નથી; તોપણ હરકોઈ બીજે ઠેકાણે જે બન્યું તે, ફ્રાન્સમાં તેજ વખતે ચાલતું હતું તે જાણ્યાવિના, સમજાય નહિ. માટે ૧૮૭૬ પહેલાંનાં સાઠ વર્ષોના ઇતિહાસનો આરંભ ફ્રાન્સમાં થયેલી રાજ્ય ઊથલપાથલોના ટૂંકા વર્ણનથી કરવો એ ઉત્તમ છે.

૨. **फ्रान्सनी राज्य ऊथलपाथलो.**—બોનાપાર્ટના છેલ્લા પરાભવ પછી અઢારમા લુઇસ રાજાએ પાછા આવી રાજ્ય બંધારણના કાયદા પ્રમાણે અમલ કર્યો. તેના ઘણાક સોબતીઓની ઇચ્છા પુરાતન રાજ્યરીતિ ( નિરંકુશ રાજ્યરીતિ ) ફરીને ચલાવવાની હતી. એની પછી એનો ભાઈ દશમો ચાર્લ્સ રાજા થયો. જે રાજાઓને રિહ્મ્સ નગરમાં રાજ્યાભિષેક થયા અને જેઓ ફ્રાન્સના રાજા ( ફ્રાન્સના કિંગ્સ ) કહેવાયા તેઓમાં એ છેલ્લો હતો. ૧૮૩૦ ના જુલાઇ માસમાં તેણે કેટલાંક જાહેરનામાં પ્રગટ કર્યાં તે કેવળ કાયદા વિરૂદ્ધ હતાં; એમાટે લોકે તેને કાઢી મૂક્યો, અને લુઇ ( કે લુઇસ ) ફિલિપ નામે ઓર્લીન્સનો ડ્યૂક તેનો પિત્રાઇ હતો તેને

ફ્રેંચનો રાજા એવા પદથી તથા પ્રજાને વધારે હક્ક ( અધિકાર )-વાળા રાજ્યબંધારણના કાયદા સહિત ગાદીએ બેસાડચો. એના સમયમાં લુઇ નાપોલેઓન નામે બોનાપાર્ટના ભત્રીજાએ બેવાર ફિતૂર મચાવવાનો યત્ન કર્યો ને બંને વાર પકડાયો. ફિલિપે તેને એકવાર બીન ઈજાએ છોડી દીધો; બીજીવાર તેને પરહેજ કર્યો, પણ તેમાંથી તે નાઠો. ૧૮૪૮ ના ફેબ્રુઆરી મહિનામાં લુઈ ફિલિપને પણ કાઢી મેલી લોકે પ્રજાસત્તાક રાજ્ય સ્થાપ્યું. પ્રજાસત્તાક રાજ્યના પક્ષકારોમાંના જેઓ અતિશય ફેરફાર કરવાનો મત ધરાવનારા હતા તેમણે એજ સાલના જૂન માસમાં દંગો કર્યો, પણ જનરલ કાવૈનાએ ( કાવૈનાકે ) તેને બેસાડી દીધો. જેમ યુનૈટેડ સ્ટેટોમાં વાર્શિંગ્ટનને તેની મોટી સેવાનેમાટે અધ્યક્ષ નીમ્યો હતો તેમ આ સેવાનેમાટે કાવૈનાને નવા પ્રજાસત્તાક રાજ્યનો પહેલો અધ્યક્ષ નીમવાની ઘણા માણસોની ઈચ્છા હતી. પણ તે થયાની પૂર્વે લુઈ નાપોલેઓન બોનાપાર્ટને ફ્રાન્સમાં આવવા દીધો હતો, અને અભિપ્રાય લેવાનો સમય આવ્યો તેવારે કાવૈનાના કરતાં તેનેમાટે વધારે મત પડ્યા. ચાર વર્ષો પર્યંત તેણે પ્રજાસત્તાક રાજ્યના પ્રમુખનું ( પ્રેસિડંટનું) કામ કરવું એવો ઠરાવ થયો. એ સ્વીકારી પ્રજાસત્તાક રાજ્યને વફાદાર થવાના કસમ તેણે ખાધા. તથાપિ ૧૮૫૧ ના ડિસેંબરમાં તેણે તે રાજ્યની સામે ફિતૂર કર્યું, લશ્કરી બળથી લોકના પ્રતિનિધિઓની સભાને કાઢી મૂકી, શહેરના રસ્તાઓમાં ઘણા માણસોના ઘાત કરાવ્યા, ઘણાને કેદ, તથા દેશનિકાલ કરાવ્યા. પછી પ્રજાસત્તાક રાજ્યનો પ્રમુખ પોતાને દશ વરસ લગીનો ઠરાવ્યો, અને ૧૮૫૨ માં તેણે પોતાને, તેના કાકાની પેઠે, ફ્રેંચનો કૈસર ઠરાવ્યો.

**૩. फ्रान्सना विग्रहो.**—ત્રણે રાજાઓના તથા પ્રજાસત્તાક રાજ્યના સમયમાં ફ્રાન્સે કોઈ જોડે મોટા વિગ્રહો કર્યાં ન હતા. ચાંચીઆઓનું (વહાણો લૂંટનારાઓનું) સંસ્થાન આલ્જિઅર્સમાં હતું તેનો નાશ કરી આફ્રિકાના તે ભાગમાં ફ્રેંચવસ્તીનું સંસ્થાન સ્થાપ્યું; અને ફ્રાન્સની માફક રોમમાં પ્રજાસત્તાક રાજ્ય થયું ત્યારે તેનો નાશ કરવાને ફ્રેંચ ફોજને મોકલવામાં આવી. લુઈ નાપોલેઓન બોનાપાર્ટે પોતાને

કેસર ઠરાવ્યો ત્યારે તેણે કહ્યું કે આ અધિરાજ્ય શાંતિનું થવું જો-ઈએ. તેમ છતાં તેના અમલમાં એક પછી એક ત્રણ મોટાં રાજ્યો જોડે ફ્રાન્સે વિગ્રહો કર્યા. ૧૮૫૪ માં રૂશિઆને તુર્કી જોડે ટંટો થયો તેવારે ફ્રાન્સે ઇંગ્લાંડ સાથે મળી રૂશિઆ જોડે વિગ્રહ કર્યો. ૧૮૫૯માં આસ્ટ્રિઆ અને સાર્ડિનિઆની વચ્ચે કજીઓ ઊઠયો ત્યારે ફ્રાન્સે આ-સ્ટ્રિઆની જોડે લડાઈ જોડી. સંધિ થઇ તેવારે સાર્ડિનિઆએ નિ-ઝ્ઝા અને સવૉય ફ્રાન્સને આપ્યાં. બર્ગંડીના રાજ્યમાંનો મૂલક સાર્ડિનિઆ પાસે હતો તે જતાં જતાં છેલ્લાં આ બે પરગણાં રહ્યાં હતાં તે પણ હવે ગયાં. ૧૮૭૦ માં વાત ચાલી કે પ્રુશિઆના રા-જાનો કોઈ દૂરનો સગો સ્પેનનો રાજા નીમાશે તેપરથી ફ્રાન્સે પ્રુશિ-આની સામે વિગ્રહ ઊઠાવ્યો, અને ફ્રેંચ ફોજે જર્મન સીમા ઓળંગી. પરંતુ આખો જર્મન દેશ પ્રુશિઆને પક્ષે ચઢી વઢયો. જર્મન સૈન્યે ફ્રાન્સમાં પેશી ઘણી લડાઈઓમાં જય મેળવ્યા, પારિસ શહેરને ઘેરો ઘાલી લીધું, અને સંધિ થઇ ત્યારે જર્મન દેશનો ભાગ એલ્સાસ હતો તે તથા લોરેન પ્રાંતનો ભાગ આપી દેવાની ફ્રાન્સને જરૂર પડી, તેથી હવે ફ્રેન્ચ રાજ્યની મર્યાદા ર્‍હૈન નદી પર્યંત નથી. આ સંધિ થયા પહેલાં ફ્રાન્સમાં ફરીને પ્રજાસત્તાક રાજ્ય થયું હતું. કારણ કે વિગ્રહ ચાલ્યા પછી થોડા વખતમાં બોનાપાર્ટ તેના શત્રુને હાથ પકડાયો, અને તે સમાચાર પારિસમાં જણાયા ત્યારે તેને ત્યાંના લોકે પદભ્રષ્ટ કરી પ્રજાસત્તાક રાજ્ય સ્થાપ્યું. લુઈ ફિલિપના અમલમાં મોંથિએ (થીએર્સ) પ્રધાન હતો તેને એ રાજ્યનો અધ્યક્ષ ઝટ ઠરાવ્યો, અને જર્મની જોડે તેણે સલાહ કરી. એ પછી તુરત કમ્યુનિસ્ટ નામે ટોળીએ પારિસ નગર કબજે કર્યું. પ્રજાસત્તાક રાજ્યરીતિના પક્ષકારોમાં અત્યંત ફેરફાર કરી નાંખવાનો મત ધરાવનારાની એ ટોળી હતી. પારિસને ઘેરો નાંખી તેમની જોડે લડાઈ કરીને લેવું પડયું. મોંથિએની પછી પ્રમુખની જગા ૧૮૭૪ માં માર્શલ માક-માહોનને સાત વરસસૂધી મળી.

**૪. जर्मनीनुं एकत्र थवुं.**—૧૮૧૫ માં જર્મનસંસ્થાનોનો એકો થયા પછી ઘણાખરા ભૂપતિઓ પોતાની રૈયતને દીધેલાં વ-

ચનો ભૂલી ગયા, તથાપિ સામટે મેળે જોતાં સંપમાં વધારો થવાનું વળણ જારી રહ્યું. ૧૮૧૮ માં પ્રુશિઆએ જકાત માફીનો બંદોબસ્ત કરવા માંડયો. એ ગોઠવણને ઝોલ્લ્વરૈન કહેછે. એમાં રહેતે રહેતે ઘણાંખરાં જર્મનસંસ્થાનો સામિલ થયાં. એનો ઠરાર એવો હતો કે એક સંસ્થાનમાં થઇ વેપારીનો માલ બીજા સંસ્થાનમાં જાય તેવારે તેઉપર જકાત લેવી નહિ, પણ માત્ર સામાન્ય હદ ઉપર લેવી. ૧૮૪૮ માં પ્રુશિઆ, આસ્ટ્રિઆ અને બીજાં જર્મન રાજ્યોમાં રાજ્ય ઊથલપાથલો થઈ તથા આખા જર્મનીને એક કૈસર અને એક સામાન્ય પાર્લેમેંટના અધિકાર નીચે જોડી દેવાનો પ્રયત્ન કર્યો તે પાર પડયો નહિ. ૧૮૬૬ માં પ્રુશિઆ અને આસ્ટ્રિઆની વચ્ચે વિગ્રહ થયો, અને તેમાં જર્મન સંસ્થાનોમાંના કોઇએ પ્રુશિઆ અને કોઈએ આસ્ટ્રિઆને મદદ કરી. પ્રુશિઆનો ઉતાવળો જય થયો, અને સંધિ થઈ તેવારે જર્મન સંસ્થાનોનો એકો હતો તે ત્રુટી ગયો. આસ્ટ્રિઆને જર્મનીમાંથી તદન કાઢી નાંખ્યું. હાનોવર તથા કેટલાંક બીજાં સંસ્થાનો પ્રુશિઆએ જીતી લેઈ ખાલસા કર્યાં, અને બીજાં ઉત્તરનાં જર્મન સંસ્થાનોનો "નાર્થ જર્મન કૉન્ફેડરેશન" એવે નામે એકો પ્રુશિઆના પ્રમુખપણા નીચે ઠરાવ્યો. ફ્રાન્સ જોડે વિગ્રહ ચાલ્યો તેવારે દક્ષિણનાં જર્મન સંસ્થાનો પણ એ એકામાં ભળ્યાં. અને પારિસનો ઘેરો ચાલતો હતો ત્યારે જર્મન પ્રિન્સો ( ઉપરાજાઓ ) અને સ્વાધીન નગરોએ પ્રુશિઆના રાજા વિલ્લિઅમને કૈસર પદ આપ્યું. જર્મન ભૂમિ ફ્રાન્સને કબજે હતી તે પાછી મળી અને આ એકો થયો તેથી, મોટી નિર્નાયકીના સમય પછી કોઈ વખતે એથી વધારે ધાડો સંપ થયો ન હતો. માત્ર આસ્ટ્રિઆનું રાજ્ય અને તેના રાજકુળને તાબે જર્મન ભૂમિ છે તેઓ એમાં સામિલ ન હતાં. એ જર્મન અધિરાજ્યમાંના પ્રત્યેક સંસ્થાનમાં સરકાર અને પાર્લેમેંટ સભા પોત પોતાના છે, અને તેઓ સર્વ ઉપર (બધાં રાજ્યો ઉપર) કૈસર અને આખા જર્મનીની પાર્લેમેંટ સભા છે.

**૫. ઇટાલીમાંનાં સંસ્થાનોનું એકત્ર થવું.**—૧૮૧૫ થી ૧૮૪૮ પર્યંત ઈટાલીમાં બંડ કરવાના સંપો અને હુલડો થયાં, પણ

આસ્ટ્રિયાએ અને જે ઠાકોરોને તેનો આશ્રય હતો તેમણે તેઓને બેસાડી દીધાં. સાર્ડિનિઆ સંસ્થાનમાં માત્ર હજી લોકને છૂટ તો ન હતી, તોપણ પ્રજાભિમાન હતું. ૧૮૩૧ માં ત્યાંની ગાદીએ ચાર્લ્સ આલ્બર્ટ બેઠો. ૧૮૪૬ માં પોપ પૈઅસ નવમો ગાદીએ બેઠો તે પ્રથમ રાજસુધારાને તથા લોકની સ્વાધીનતાને અનુકૂળ હતો. ૧૮૪૮ માં ઇટાલીના ઘણાખરા ભાગોમાંનાં રાજ્યોમાં ઊથલપાથલ કરવાના યત્નો થયાં, ને તેણે નેપલ્સથી છૂટા પડી સિસિલીએ નોખો રાજા પસંદ કર્યો; રોમ અને વેનિસમાં પ્રજાસત્તાક રાજ્યો થયાં; મિલાને આસ્ટ્રિઆના તાબામાંથી નીકળી જવાને બળવો કર્યો, ચાર્લ્સ આલ્બર્ટે આસ્ત્રિયાની સામે વિગ્રહ ઊઠાવ્યો, પણ ૧૮૪૯ માં નોવારાના રણમાં તેનો પરાજય થયો અને તેણે રાજ્યગાદીનું રાજીનામું આપી છોડી દીધી. પોપ તથા બીજા અધિપતિઓ પાછા આવ્યા અને આસ્ટ્રિઆએ તથા ફ્રાન્સે હરેક ઠામે સ્વાધીનતાને ચાંપી નાંખી. માત્ર સાર્ડિનિઆમાં પ્રજાના અધિકારવાળા રાજ્યબંધારણના કાયદાપ્રમાણે વિક્ટર ઇમ્માનુએલ રાજ્ય કરતો હતો. ૧૮૫૯ માં તેની અને આસ્ટ્રિઆની વચ્ચે વિગ્રહ ચાલ્યો તેમાં તેને ફ્રાન્સે મદદ કરી. બોનાપાર્ટે વચન આપ્યું કે આલ્પ્સપર્વતોથી હાદ્રિઆટિક સુધીના તમામ ઇટાલી દેશને સ્વતંત્રતા મેળવી આપીશ; આસ્ટ્રિઆનું લશ્કર હાર્યું અને તેને લોમ્બર્ડી પ્રાંત આપી દેવો પડ્યો, પરંતુ વેનિસનું રાજ્ય તેના અધિકારમાં રહેવા દેવામાં આવ્યું. વળી આ વેળા સવાય અને નિઝ્ઝા એ બે પરગણાં ફ્રાન્સે લીધાં. પછી બે સિસિલીઓના રાજ્યને ગારિબાલ્ડીએ છોડવી વિકટર ઇમ્માનુએલના રાજ્યમાં જોડી દીધું. ઈટાલીનાં બીજાં બધાં સંસ્થાનો પણ બની શક્યું તેમ પોતપોતાના રાજ્યકર્ત્તાઓને કાઢી મૂકી તેમાં ભળી ગયાં. ફક્ત રોમમાં પોપનું રાજ્ય ફ્રેંચ સરકારે ટકાવી રાખ્યું. એમ ૧૮૬૧ માં વિકટર ઇમ્માનુએલને ઈટાલીનો રાજા ( કિંગ ) કર્યો. પછી ૧૮૬૬ માં પ્રુશિઆ અને આસ્ટ્રિઆનાં રાજ્યો વઢ્યાં તેવારે ઈટાલી પ્રુશિઆના પક્ષમાં ઉતર્યાથી સંધિ થઈ ત્યારે વેનિસ પ્રાંતને ( વેનીશિઆને ) આપી દેવાની આસ્ટ્રિઆને જરૂર પડી. અને ૧૮૭૦

માં ફ્રેંચ સરકારને જર્મની જોડે વિગ્રહ થયો તેવારે તેનાથી રોમમાં પોતાની સેના રાખી શકાઈ નહિ, તેથી રોમ પણ છૂટયું અને હાલ તે ઈટાલીની રાજધાની છે. એમ સવાયના ( સાર્ડિનિઆના ) રાજ્યકુળને આધીન આલ્પ્સ પર્વતોની બીજી બાજૂએ જે મૂલક હતો તે તેણે ખોયો, તથાપિ તેને આખા ઇટાલીનું રાજ્ય મળ્યું.

**૬. हंगरी, आस्ट्रिआ, अने पोलांड.**—સંધિ થયા પછી હંગરીનો ફ્રાન્સિસ પહેલો હતો તેજ કૈસર ફ્રાન્સિસ બીજો હતો. એ છેલ્લો કૈસર હતો, તેનો અમલ હંગરીમાં, આસ્ટ્રિઆમાં તથા પોલાંડનો જે ભાગ આસ્ટ્રિઆને તાબે હતો તેપર અને બીજા આસ્ટ્રિઆને આધીનના પ્રાંતો ઉપર ૧૮૩૬ માં તેનું મૃત્યુ થતાં લગી જારી રહ્યો. તેનો કાળ થયાકેડે પાંચમો ફર્ડિનાન્ડ રાજ્યાસને બેઠો. એ સમયે રૂશિઆ ઉપર અને પોલાંડના નવા રાજ્ય ઉપર આલેક્સાંડર રાજ્ય કરતો હતો. ૧૮૨૫ માં તેનું મરણ થવાથી નિકોલસ ગાદીપતિ થયો. પોલાંડને રૂશિઆનો સંયોગ અનુકૂળ પડયો નહિ. ઘણીવાર પોલાંડના રાજ્યબંધારણના કાયદા તોડવામાં આવતા, તેથી ૧૮૩૧ માં પોલાંડના લોકે બળવો કર્યો, પણ રૂશિઆએ તેમને જીતી તેમનો રાજ્યબંધારણનો કાયદો રદ કર્યો. ૧૮૬૩ માં રૂશિઆના કૈસર બીજા આલેકસાંડરની સામે પોલલોકો ફરીને ઊઠયા ને ફરીને હારવાથી પોલાંડનું રાજ્ય નાબુદ કરી દેશને ખાલસા કરવામાં આવ્યો. એ બંડના વચગાળાના વખતમાં, ૧૮૪૬ માં, ક્રેકોનું પ્રજાસત્તાક રાજ્ય આસ્ટ્રિઆએ લેઈ ખાલસા કર્યું. એમ પોલાંડની સ્વાધીનતાનું નામ નિશાન કાંઈ રહ્યું નહિ. પણ પાસેના હંગરી દેશે તેની જૂની સ્વાધીનતા ફરીને જીતી લીધી. ૧૮૪૭ અને ૧૮૪૮ માં હંગરીમાં અને આસ્ટ્રિઆમાં રાજ્ય ઊથલપાથલ થઈ. ફર્ડિનાન્ડે રાજીનામું આપ્યું અને આસ્ટ્રિઆમાં તેની ગાદીએ ફ્રાંસિસ જોસફ બેઠો, પરંતુ હંગરિના લોકે રાજીનામું કબૂલ રાખ્યું નહિ, કેમકે તે તેમને કાયદા પ્રમાણે આપવામાં આવ્યું નહતું, અને થોડા વખત પછી તેમણે પ્રજાસત્તાક રાજ્ય સ્થાપ્યું. પછી રૂશિઆની સહાયતાવડે આસ્ટ્રિઆએ હંગરીને જીત્યું, અને આસ્ટ્રિઆ

અને પ્રુશિઆ વચ્ચે વિગ્રહ થયો ત્યાંલગી ચંપાયલું રહ્યું. ત્યારપછી હંગરી અને આસ્ટ્રિઆ એ બે જુદાં સંસ્થાન થઈ તે બેહુનો અધિપતિ એક એમ ઠર્યું અને ૧૮૬૭ માં ફ્રાન્સિસ જોસેફને હંગરીના કાયદાપ્રમાણે રાજ્યાભિષેક થયો. ત્યારથી હંગરી અને આસ્ટ્રિઆ વચ્ચે બનાવ ઠીક ચાલેછે; પરંતુ આસ્ટ્રિઆની ગાદીને તાબે બીજી પ્રજાઓ છે તેઓમાંની કેટલીક નારાજી છે.

૭. **स्पेन अने पोर्तुगाल.**—સાતમા ફર્ડિનાન્ડ રાજાને હાથ સ્પેનનું રાજ્ય પાછું આવ્યું ત્યારપછી દેશમાં કેટલાંક બંડ થયાં, કેમકે રાજ્યબંધારણનો નવો કાયદો તેણે પાળ્યો નહિ. આખરે ૧૮૨૨ માં ફ્રેંચ ફોજની મદદવડે તેને સમૂળગો રદ કર્યો. ૧૮૩૩ માં ફ્રાંડિનાન્ડ મુઓ ત્યારથી તે ૧૮૪૦ સુધી માંહોમાંહેનો વિગ્રહ ચાલ્યો. તેની કુંવરી ઈસાબેલના અને તેના ભાઈ ચાર્લસ ડોન કાર્લોસના પક્ષકારો વઢ્યા. ઉત્તરમાં બસ્કપ્રાંતના લોક ડોન કાર્લોસની તરફ હતા. બીજાં પણ કેટલાંક હુલડો અને બંડો થયાં, તથાપિ ઇસાબેલે ૧૮૬૮ પર્યંત રાજ્ય કર્યું. એ સાલમાં તેને હંકેરી કાઢવામાં આવી. ૧૮૭૦ માં ઇટાલીના રાજાના કુંવર આમાડેઉસને પ્રજાએ રાજ્યાસને બેસવાને બોલાવ્યો. ૧૮૭૩ માં રાજીનામું આપી તે પાછો ગયો ત્યારે પ્રજાસત્તાક રાજ્ય સ્થાપવામાં આવ્યું; પણ એમ થયાકેડે ગોંધળ બહુ થયું. ૧૮૭૫ માં ઇસાબેલના કુમારને તેડી ગાદી આપી. તેણે બારમો આલ્ફોન્સો નામ ધારણ કર્યું. આગળ કહેલા ડોન કાર્લોસના ડોન કર્લાસ નામે પૌત્રે બાસ્ક પ્રાંતમાં બંડ મચાવ્યું. સ્પેનને તાબે રહેલા ક્યુબા સંસ્થાનજોડે પણ ટંટો થયો. પોર્તુગાલમાં પણ કેટલાક વખત લગી ઘણું ગોંધળ થયું અને માંહોમાંહેનો વિગ્રહ ચાલ્યો. શાન્તિ થયા પછી પોર્તુગાલ અને બ્રાઝિલના ૬ ઠ્ઠા જૉન રાજાએ કેટલાંક વર્ષોસૂધી બ્રાઝિલમાં રહીને બંને દેશોપર અમલ કર્યો. રાજ્યકર્ત્તા નવી દુનિયા (અમેરિકા) માં રહીને યૂરોપના સંસ્થાન ઉપર રાજ્ય કરે એવું આજ વખતે માત્ર બન્યું. ૧૮૨૨ ની સાલમાં પોર્તુગાલથી બ્રાઝિલ જુદું પડ્યું, પરંતુ બીજાં અમેરિકાનાં સંસ્થાનોની પેઠે ન કરતાં રાજ્યબંધારણના કાયદાપ્રમાણે રાજ્ય ચ-

લાવે એવા અખત્યારી રાજાથી ચાલતું સંસ્થાન સ્થાપ્યું, અને રાજાના કુમાર ડોન પેદ્રો કે પીટરને રાજ્યાસને બેસાડયો. તેણે કૈસર પદ ધારણ કરી બ્રાઝિલમાં રાજ્ય કર્યું અને જ્યારે તેને પોર્ટુગાલની ગાદી મળી ત્યારે તેણે બંને રાજ્યોપરથી હાથ ઊઠાવી પોર્ટુગાલનું રાજ્ય પોતાની કુમારી મેરિઆ (મરિઆ) ને આપ્યું, અને બ્રાઝિલનું રાજ્ય પોતાના કુમાર પેડ્રોને આપ્યું. એ સમયથી બેઉ રાજ્યો જુદાં છે અને દક્ષિણ અમેરિકાના બીજા હરકોઈ રાજ્ય કરતાં બ્રાઝિલનું રાજ્ય વધારે સારૂં ચાલ્યું છે. પોર્ટુગાલમાં કેટલાક વખત લગી માંહોમાંહે વિગ્રહ ચાલ્યો. ડોન પેડ્રો અને તેનો નાનો ભાઈ ડોન મિગુએલ કે મિકએલ વઢયા. એ નાનો ભાઈ રાજગાદીપર દાવો કરતો હતો અને તેણે ૧૮૨૮ થી ૧૮૩૨ સુધી રાજ્ય કર્યું. ડોન પેડ્રો તેની દીકરી મેરિઆ (મરિઆ) નો પ્રતિનિધિ થઈ તે કુંવરીની વતી પોતાના ભાઈની સામે યુદ્ધે ચઢયો. ૧૮૩૨ માં તે કુંવરીનો દાવો દેશે સ્વીકાર્યો, ત્યારપછી એ રાણીના અમલમાં અને તેના કુમાર લુઈસ રાજાની કારકીર્દિમાં કેટલાક ટંટા અને દંગા થયા, તથાપિ કોઇ ભારે વિકાર થયો નહિ.

૮. **નેધર્લાન્ડ દેશો.**—એ દેશોને ભેળી દઈ એક રાજ્ય બનાવ્યું હતું તે ત્યાંના લોકોને અનુકૂળ પડયું નહિ, કેમકે એ નીચી ભૂમિનો ઉત્તરભાગ હાલંડ (યુનાઇટેડ પ્રાંતો) કહેવાતો અને દક્ષિણ ભાગને પ્રથમ સ્પેનનું અને પછી આસ્ટ્રિઆનું નેધર્લાંડ કહેતા. તે બંનેના ધર્મમાં ભેદ હતો અને ભાષામાં પણ કેટલોક ફેર હતો. ૧૮૩૦ માં દક્ષિણના પ્રાંતોએ બળવો કર્યો, અને રાજ્યના બે ભાગ થયા. ઓરેંજ વંશના રાજાઓનો અમલ ઉત્તરમાં જારી રહીને નેધર્લાંડ (હાલંડ) ના રાજા કહેવાયા, અને દક્ષિણ પ્રાંતોનું બેલ્જિઅમનું રાજ્ય બન્યું. જર્મનીના સેક્સ-કોબર્ગના પ્રિન્સ લિઓપોલ્ડને લોકે રાજા ઠરાવ્યો. એ રાજાની પછી એજ નામે તેનો કુંવર બેલ્જિઅમનો રાજા થયો. નેધર્લાંડના બંને ભાગોનો રાજા જર્મન કાનફેડરેશનનો મેંબર હતો તે તરફથી તેને હવાલે લુકસેંબર્ગની ડચી હતી. એ ડચી ઉપર નેધર્લાંડનાં આ બે જુદાં પડેલાં રાજ્યોમાંના

કહ્યા રાજ્યનો અધિકાર ચાલે તે વિષે વાંધો ઊઠયો, અને તેનો નિકાલ એવી રીતે થયો કે તે બેમાંથી એકનો નહિ.

९. **સ્વિત્ઝર્લૉંડ.**—૧૮૧૫ પછી એ રાજ્યની મર્યાદામાં કાંઈ ફેરફાર થયો નથી, તથા એ રાજ્યને કોઈ જોડે વિગ્રહ પણ થયો નથી. તથાપિ અંદરની રાજ્યરીતિમાં મોટા વિકાર થયા છે. ૧૮૩૧ માં ઘણુંક સંસ્થાનોમાં ટંટા ઊઠયા, અને તેઓને અંતે ત્યાંના લોકોનો અધિકાર રાજકાજમાં વધ્યો. ૧૮૪૭ માં કાથોલિક અને પ્રોટેસ્ટંટ સંસ્થાનો વચ્ચે માંહોમાંહેનો વિગ્રહ થયો. ૧૮૪૮ માં સંસ્થાનોનો સંબંધ વધારે ગાઢો થાય તેવો રાજ્યબંધારણનો નવો કાયદો ઠરાવવામાં આવ્યો. એ કાયદો ઘણીવાતે ઉત્તર અમેરિકાનાં યુનૈટેડ સ્ટેટોના કાયદાને મળતો હતો. માત્ર તેમાં એક પ્રમુખ ( પ્રેસિડેન્ટ ) ને ઠામે સાત જણની કાઉન્સિલ ઠરાવી છે, અને તેને અધિકાર ઘણો ઓછો છે. ૧૮૭૪ માં એ કાયદાને સુધાર્યો. સંસ્થાનોની સરકારનો અધિકાર ફરીને ઓછો કર્યો, અને ફેડરલ સરકારનો અખત્યાર વધાર્યો.

१०. **સ્કાન્ડિનાવિઆનાં રાજ્યો.**—સંધિના સમય પછી સ્વીડન અને નાર્વેમાં રાજ્ય ઊથલપાથલ અથવા મોટા ફેરફાર થયા નથી. બર્નાડોન્ટેના વંશના રાજાઓએ બંને રાજ્યો ઉપર અમલ કર્યો, અને પ્રત્યેક રાજ્યે પોતપોતાના રાજ્યબંધારણના કાયદા પાળ્યા. કેટલાંક વર્ષો ઉપર સ્વીડને પોતાના રાજ્યબંધારણના કાયદા સુધાર્યાછે, અને ધર્મસંબંધી વધારે છૂટ મેલીછે. ડેન્માર્કમાં આ સમયમાં મોટા વિકાર થયા. ૧૮૪૮ લગી રાજા નિરંકુશ રહ્યા. એ સાલમાં ફ્રેડરિક સાતમાએ તખ્તે બેશી તુરત રાજ્યબંધારણનો સ્વાધીનતા મુક્ત કાયદો પોતાની પ્રજાને કરી આપ્યો. પણ ડેન્માર્કના રાજ્યને તેના તાબાની હોલ્સ્ટીન તથા સ્લેસ્વિક નામે બે ડચીઓ હતી તેઓની જોડે વાંધો ઊઠયો. હોલ્સ્ટીનની તમામ વસ્તી જર્મન છે, અને જર્મન કોન્ફેડરેશનના મેમ્બરોમાં તેનું નામ હતું, અને સ્લેસ્વિકમાં દક્ષિણ ભાગની વસ્તી જર્મન છે અને ઉત્તર ભાગની ડેન લોકની છે, અને તે મેમ્બર ન હતી. ૧૮૫૧ સુધી લડાઈ

ચાલી, પણ ડેન્માર્કને હાથ તે બંને રહી. ૧૮૬૪ માં રાજા ક્રિશ્ચિઅન નવમાના અમલમાં એ ડચીઓ વિષે બીજો વિગ્રહ થયો ત્યારે તેઓને પ્રુશિઆ અને આસ્ટ્રિઆએ મળી જીતી લીધી. ૧૮૬૬ માં પ્રુશિઆ અને આસ્ટ્રિઆની વચ્ચે વિગ્રહ થયો ત્યારથી તેઓ એકલા પ્રુશિઆને કબજે છે. સ્લેસ્વિકનો ઉત્તર ભાગ ડેન્માર્કને પાછો આપવાનો હતો, પણ તે હજી આપ્યો નથી. ડેન્માર્કના તાબાની ભૂમિઓમાં ઐસ્લાંડ બેટ છે તેને માટે ૧૮૭૪ માં રાજ્યબંધારણનો કાયદો કરી આપવામાં આવ્યોછે.

**૧૧. રુશિઆ, તુર્કી, અને ગ્રીસ.**—આ સમયમાં રૂશિઆ અને તુર્કીની વચ્ચે વધરા ચાલ્યા હતા અને તુર્કી રાજ્યના કેટલાક ભાગ તેનાથી છૂટા પડી ગયા. ૧૮૨૧ માં તુર્કી રાજ્યના ઘણાખરા ભાગોમાં ગ્રીક લોકે બળવો કર્યો, અને ગ્રીસમાંના ગ્રીક તથા આલ્બાનિઅન રઇશો, તુર્કી રાજ્યના તાબાની બીજી પ્રજાઓની થોડીક મદદ મળવાથી તથા પશ્ચિમ યૂરોપના વૉલંટીઅરોની વધારે સહાયતા મળવાથી તુર્કી ફોજોની સામા ટકી રહ્યા. પણ ૧૮૨૭ માં સુલતાન મહમુદે મિસરના પાદશાહ ( સૂબા ) મહમદઅલીને મદદે બોલાવ્યો. એ મહમદઅલી લગભગ સ્વતંત્ર થઇ ગયો હતો. એ એના બળથી ગ્રીસ દેશ છુંદાઇ ગયો હોત, પણ ઇંગ્લાંડ, ફ્રાન્સ, અને રૂશિઆ એ ત્રણે તેની વહારે ચડી ૧૮૨૭ માં પયલોસકે નવરિનો ( નાવારિનો ) ના સમુદ્ર સંગ્રામમાં તુર્કીની નૌકા સેનાનો નાશ કર્યો. પછી ફ્રેંચ ફોજે મિસરના લશ્કરને હાંકી કાઢયું અને ગ્રીસ પરાધીનપણામાંથી છૂટી સ્વાધીન થયું. પ્રજાએ બવેરિઆના રાજકુમાર ઓથોને રાજા નીમ્યો, પણ પાછળથી તેની જોડે અણબનાવ થવાથી ૧૮૬૨ માં તેને કાઢી મૂકયો, અને ડેન્માર્કના શાહજાદા જયોર્જને ચૂંટયો. ૧૮૬૪ માં ઐઓનિઅન દ્વીપોને ગ્રીસના રાજ્યમાં જોડી દેવામાં આવ્યા. ૧૮૨૮ માં રૂશિઆ અને તુર્કીની વચ્ચે વિગ્રહ થયો તેમાં રૂશિઆને લાભ થયો. ત્યારકેડે મિસરના મહમદઅલી જોડે વિગ્રહો થયા તેઓને અંતે ૧૮૪૧ માં મિસરનું રાજ્ય વહીવટમાં સ્વતંત્ર થયું. પછી ૧૮૫૪ માં વળી બીજો વિ-

ગ્રહ રૂશિઆ અને તુર્કી વચ્ચે ઊઠયો, તેમાં ઇંગ્લાંડ, ફ્રાન્સ, અને સાર્ડિનિઆએ તુર્કીને સહાય કરી. ૧૮૫૬ માં સંધિ થઈ તેવારે રૂશિઆની સીમા ડાન્યૂબ નદીથી પાછી હઠાવવામાં આવી. જેમ કેટલાંક વર્ષો પછી ફ્રાન્સની મર્યાદા ર્‌હૈન નદીથી વેગળી ખસેડવામાં આવી તેમ આ વેળા રૂશિઆની હદને ડાન્યૂબથી દૂર ખસેડી. રોમન સંસ્થાનોને, મોલ્ડેવિઆ અને વાલ્લાશિઆ ( વાલ્લાચિઆ ), ભેગા કરી એ સંસ્થાન બનાવ્યું ને તે વહીવટમાં સ્વતંત્ર છે. ૧૮૭૫ માં તુર્કીના તાબાના બૉસ્નિઆ અને હેર્ઝેગોવિના પ્રાંતોના ખ્રિસ્તિ લોકે બળવો ઊઠાવ્યો. ૧૮૭૬ માં લડાઇ જારી હતી.* એ સમયમાં રૂશિઆએ એશિઆના ભિન્ન ભિન્ન ભાગોમાં મૂલક મેળવ્યો, અને જમીન સાથે જોડાયલા દાસ વગેને સ્વાધીનતા બક્ષી કૈસર આલેક્ઝાંડરે મોટો સુધારો કર્યો.

**૧૨. ગ્રેટબ્રિટન અને આયર્લાંડ.**—આ રાજ્યમાં આ સમયે જે બનાવો બન્યા તેઓમાં મુખ્ય રાજ્યપ્રકરણમાં સુધારા અને દૂરના દેશોમાં ચલાવેલા વિગ્રહ તથા સંસ્થાનોનું વસવું એ હતાં. ૧૮૫૪ માં રૂશિઆજોડે વિગ્રહ થયો તેવિના બીજો મોટો યૂરોપી વિગ્રહ થયો નથી. તમામ ગ્રેટબ્રિટનને મજબૂતાઇથી જોડાઈ જવાને ઘણો વખત થયો હતો. પણ ગ્રેટબ્રિટનને અને આયર્લાંડને રાજ્યપ્રકરણમાં સરખા કરી દેવાની ઘણી કોશીશો કરી તેમ છતાં પૂર્વનો જૂલમ સંભારી આયર્લાંડ નારાજી રહ્યું છે. ઉત્તર અમેરિકામાં, દક્ષિણ આફ્રિકામાં, અને સર્વથી વધારે આસ્ટ્રેલિઆમાં બ્રિટિશ વસ્તીનો બહોળો ફેલાવો થયોછે, અને તેઓમાંના ઘણાખરાને રાજ્યબંધારણના એવા કાયદા દીધાછે કે તેઓ તેથી પોતપોતાના અંદરના વહીવટમાં લગભગ સ્વતંત્ર થયાં છે. ૧૮૩૭ માં કાનાડામાંની ફ્રેંચ વસ્તીએ બળવો કર્યો; પણ ત્યારપછી કાનાડા ઘણું આબાદ થયું છે, અને ઉત્તર અમેરિકાનાં કેટલાંક સંસ્થાનો સાથે જોડાઇ ફેડરલ રાજ્ય

* જે પુસ્તકનું આ ભાષાંતર છે તે ૧૮૭૬ માં છપાઇ પ્રગટ થયું ને આ બંડનો અંત તે વખતે આવ્યો ન હતો.

( રાજ્ય એકો ) ત્યાં બન્યું છે. ૧૮૦૭ માં બ્રિટિશ રાજ્યમાં ગુલામના વેપારની મનાઇ થઇ અને ૧૮૩૩ માં ગુલામગીરી કાયદાથી રદ્દ કરવામાં આવી. હિંદમાં બ્રિટિશ રાજ્યનું જોર બહુ વધ્યું અને કેટલાક પ્રાંતોને તે રાજ્યમાં ઉમેરવામાં આવ્યા. ૧૮૫૮ માં દેશી લશ્કરે બળવો કર્યો, અને તે બળવો સમાવ્યાપછી કંપની પાસેથી રાજ્ય લેઇ ગાદીપતિને આપવામાં આવ્યું. એથી હવે હિંદનાં પ્રત્યક્ષ રાજ્યકર્ત્તાં મહારાણી થયાં છે. વસાવેલાં સંસ્થાનો (કાલોનીઓ) ના અને દૂરના તાબાના મૂલકોના બહોળા વિસ્તારનેલીધે ઇંગ્લાંડને દુનિયાના ભિન્ન ભિન્ન દેશોજોડે—ચીન, ઇરાન, આબિસિનિઆ જોડે–કેટલાક વિગ્રહો કરવા પડ્યા છે. એથી આ આખા કાળમાં દ્વીપવાસી રાજ્યની સ્થિતિમાં ગ્રેટબ્રિટન વધારે વધારે આવતું ગયું, યૂરોપખંડ જોડે આગળ કરતાં ઓછો વ્યવહાર થતો ગયો, પણ ઘણું કરીને દુનિયા સાથે વધારે થતો ગયો.

**१३. अमेरिका.**—આ સમયમાં યુનાઇટેડ સ્ટેટો ઘણી વૃદ્ધિ પામ્યાં, અને તેઓમાં ઘણા ફેરફાર થયા. પશ્ચિમ ભણી ઘણાંક નવાં સંસ્થાનો થયાં, અને એ પ્રજાસત્તાક સંપીલાં રાજ્યોનો મૂલક પાસિફિક મહાસાગરના કાંઠાસુધી ફેલાયલો છે. પણ બહારનો વિગ્રહ એ રાજ્યને માત્ર મેક્સિકો જોડે થયો હતો. ટેકસાસનો વિસ્તીર્ણ પ્રદેશ ઘણા વખતથી મેક્સિકોથી છૂટો પડયો છે અને યુનાઇટેડ સ્ટેટોમાં ભળ્યો છે. પરંતુ ૧૮૬૧ માં યુનાઇટેડ સ્ટેટોમાં માંહોમાંહેનો વિગ્રહ ઉત્તર સંસ્થાનો અને દક્ષિણ સંસ્થાનોની વચ્ચે થયો તે અમેરિકાના ઇતિહાસમાં મોટો બનાવ છે. એ કજિયો થવાનાં જે અનેક કારણો હતાં તેઓમાં મુખ્ય એ હતું કે ઉત્તરનાં સ્ટેટોમાં ઘણાં વરસોથી ગુલામગીરી બંધ પડી હતી અને દક્ષિણનાં સ્ટેટોમાં તે હજી ચાલતી હતી. ૧૮૬૦ ની ચૂટણીમાં અબ્રાહમ લિંકન પ્રેસિડન્ટ (પ્રમુખ) નીમાયો એટલે દક્ષિણ કારોલીના સંસ્થાન જુદું પડયું. દક્ષિણનાં બીજાં સંસ્થાનોએ પણ તુર્ત તેમ કરી નવો એકો કર્યો અને તેનું નામ કૉન્ફેડરેટ સ્ટેટો પાડયું. અને જેફર્સન ડેવિસને તેનો અધ્યક્ષ ઠરાવ્યો. ૧૮૬૫ લગી એ વિગ્રહ ચાલ્યો અને દક્ષિણ સં-

સ્થાનોનો પરાજય થવાથી તેઓને તાબે થવું પડ્યું. ત્યારથી ઉત્તર દક્ષિણ સંસ્થાનોનું ટોળું ફરીને બંધાયું અને આખા રાજ્યમાંથી ગુલામગીરીને કાઢી નાંખવામાં આવી છે. એ દર્મિયાન મેક્સિકોને ઇંગ્લાંડ, સ્પેન અને ફ્રાન્સ જોડે અણબનાવ થયો. એમાંનાં પહેલાં બે રાજ્યોજોડે થોડા વખતમાં સમાધાની થઈ, પણ ફ્રાન્સે ટંટો જારી રાખીને આસ્ટ્રિઆના આર્ચ ડ્યૂક માક્સિમિલિઅનને કૈસર પદ ધારણ કરાવી મેક્સિકોનું રાજ્ય આપવાની કોશીશ કરી. પરંતુ તે આખા દેશે તેની આણ માની નહિ, અને ૧૮૬૭ માં તે હાર્યો, અને દેશી પ્રેસિડંટ જુઆરેસે તેને ગોળીથી મારી નાંખ્યો. હવે નવી દુનિયામાં માત્ર બ્રાઝિલમાં રાજાસત્તાક રાજ્ય રહ્યું છે.

**૧૪. ઉપસંહાર.**—આ ગયાં સાઠ* વર્ષોમાં વિશેષે કરીને છેલ્લાં વીશ વર્ષોમાં દુનિયામાં ઘણા ફેરફાર થયા છે. ફ્રાન્સે ફરીને ત્રીજીવાર યૂરોપમાં મુખ્ય રાજ્ય થવાનો યત્ન કર્યો, તથાપિ આગળ કરતાં વધારે સજડ હરાવી તેને પાછું હઠાડવામાં આવ્યું. જર્મનીના અને ઇટાલીના લોકો સંપીલા થઇ મોટી પ્રજાઓ બન્યા. એમાં ઇટાલીના જેવો ઘાડો સંપ જર્મનીમાં થયો નથી—એટલે ઇટાલીની ઐક્યતા જેવી જર્મનીની થઈ નથી. આસ્ટ્રિઆ, જર્મની અને ઇટાલીમાંથી પોતાનો પગ કાઢી લેઇ હંગરીના સ્વતંત્ર રાજ્યની સાથે એક અધિપતિના તાબામાં જોડાયું. તેમજ સ્વીડન અને નાર્વે એ જુદાં રાજ્યો હોઈ બંને વચ્ચે એક રાજાથી કામ ચાલ્યું અને બેહુ આબાદ થયાં. પણ રૂશિઆ અને પોલાંડને માટે એવી ગોઠવણ કરેલી તે ટકી રહી નહિ, અને જુદા રાજ્ય તરીકે પોલાંડ રહ્યું નહિ. ડચીઓ ખોયાથી ડેન્માર્કનું રાજ્ય નાનું થઇ ગયું; અને નેધર્લાંડના ભાગ થઈ બે રાજ્યો બન્યાં. તુર્કી રાજ્યને સઘળી તરફથી હાનિ થઈ છે. ગ્રીસ પૂર્ણ સ્વતંત્ર થયું, અને સર્વિઆ, ડાન્યૂબ કાંઠાના સંસ્થાનો અને મિસર લગભગ સ્વતંત્ર થયાં. ક્રિમીઆના વિગ્રહથી ખાળો થયો છતાં યૂરોપમાં

* આ ઇતિહાસ ૧૮૭૫ માં ઇંગ્રેજીમાં લખાયો હતો અને ૧૮૭૬ માં પ્રકટ થયો હતો તેથી "ગયાં સાઠ વર્ષો" તે ૧૮૭૫ ની સાલની પૂર્વેનાં એટલે ૧૮૧૫ થી ૧૮૭૫ સુધીનાં જાણવાં.—ભાષાંતર કરનાર.

રૂશિઆનું રાજ્ય ( કે બળ ) મોટું રહ્યું છે; અને એશિઆમાં તેનો ભસ વધારો થયોછે. દુનિયાના બીજા ભાગોમાં આ સમયમાં જાણવાજેવું એક એ છે કે ઇંગ્રેજી બોલી બોલનારા લોકો સર્વ સ્થળે અચમ્બો પમાડે તેમ આગળ વધ્યા છે,—બ્રિટિશ કાલોનીઓ અને યુનૈટેડ સ્ટેટો એ બંનેમાં એમ થયુંછે. ગયા સૈકાને છેડે જે મોટા વિકારો થયા ત્યારપછી સામટે મેળે જોતાં દુનિયાને ઘણો લાભ થયો છે. લગભગ દરેક દેશ જે હાલતમાં હતો તે કરતાં સારી હાલતમાં છે. પણ આ પાછલા વખતનું વલણ એવું છે કે થોડાંક મોટાં રાજ્યોમાં યૂરોપના ભાગ કરવા, નાનાં રાજ્યોની અગત્ય ઓછી કરવી, અને જે શહેરો તથા રાજ્યોએ ગયા કાળમાં મહાન્ કર્મો કરેલાં તેઓને સમૂળગાં કાઢીએ નાંખવાં. આ માઠા વળણને માટે આપણે શોક કરીએ, તોપણ સ્વાધીનતાનો જે વધારો અને અમલ ચલાવવામાં જે સુધારો બહુધા થયોછે, તથા આ આપણા સમયમાં બધી જાતના ઉપયોગી શોધો થયાછે તેઓના લાભને સમતોલ આ અલાભ થઈ શકે નહિ. ( લાભ વધારે ભારે છે. )

